# પચ્ચક્ખાણનો કોઠો.

પચ્ચક્ખાણ પારવાનો સમય સ્પષ્ટ રીતે સૂર્યના ઉદયાસ્ત ઉપર અવલંબે છે. આ ઉદયાસ્તની ગતિમાં ચાલુ ફેરફાર થયા કરે છે, આ ફેરફાર થવાનું કારણ સૂર્યની ઉત્તરાયન દક્ષિણાયન ગતિ છે. તા. ૧થી ૧૬ વચ્ચેનું અંતર કાઢીને પચ્ચક્ખાણનો સમય ગણવો.

| માસ | સૂર્ય ઉ. | સૂ. અ. | નવકાર | પોરસી | સાઢપોર | પૂરિમડ્ઢ | અવડ્ઢ |
|---|---|---|---|---|---|---|---|
| | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. | ક. મિ. |
| જાન્યુ. ૧ | ૭-૨૨ | ૬—૫ | ૮-૧૦ | ૧૦-૩ | ૧૧-૨૪ | ૧૨-૪૪ | ૩-૨૫ |
| ,, ૧૬ | ૭-૨૫ | ૬-૧૫ | ૮-૧૩ | ૧૦-૮ | ૧૧-૨૯ | ૧૨-૫૦ | ૩-૩૩ |
| ફેબ્રુ. ૧ | ૭-૨૧ | ૬-૨૭ | ૮—૯ | ૧૦-૮ | ૧૧-૩૧ | ૧૨-૫૪ | ૩-૪૧ |
| ,, ૧૬ | ૭-૧૩ | ૬-૩૬ | ૮—૧ | ૧૦-૪ | ૧૧-૩૦ | ૧૨-૫૫ | ૩-૪૬ |
| માર્ચ ૧ | ૭—૪ | ૬-૪૨ | ૭-૫૨ | ૯-૫૯ | ૧૧-૨૬ | ૧૨-૫૩ | ૩-૪૮ |
| ,, ૧૬ | ૬-૫૦ | ૬-૪૮ | ૭-૩૮ | ૯-૫૦ | ૧૧-૨૦ | ૧૨-૪૯ | ૩-૪૯ |
| એપ્રીલ ૧ | ૬-૩૪ | ૬-૫૪ | ૭-૨૨ | ૯-૩૯ | ૧૧-૧૨ | ૧૨-૪૪ | ૩-૪૯ |
| ,, ૧૬ | ૬-૨૦ | ૭—૦ | ૭—૮ | ૯-૩૦ | ૧૧—૫ | ૧૨-૪૦ | ૩-૫૦ |
| મે ૧ | ૬—૮ | ૭—૬ | ૬-૫૬ | ૯-૨૩ | ૧૧—૦ | ૧૨-૩૭ | ૩-૫૨ |
| ,, ૧૬ | ૬—૦ | ૭-૧૩ | ૬-૪૮ | ૯-૧૯ | ૧૦-૫૮ | ૧૨-૩૭ | ૩-૫૫ |
| જુન ૧ | ૫-૫૫ | ૭-૨૦ | ૬-૪૩ | ૯-૧૭ | ૧૦-૫૮ | ૧૨-૩૮ | ૩-૫૯ |
| ,, ૧૬ | ૫-૫૪ | ૭-૨૬ | ૬-૪૨ | ૯-૧૭ | ૧૦-૫૯ | ૧૨-૪૦ | ૪—૩ |
| જુલાઇ ૧ | ૫-૫૮ | ૭-૨૯ | ૬-૪૩ | ૯-૨૧ | ૧૧—૩ | ૧૨-૪૪ | ૪—૭ |
| ,, ૧૬ | ૬—૪ | ૭-૨૭ | ૬-૫૨ | ૯-૨૫ | ૧૧—૬ | ૧૨-૪૬ | ૪—૭ |
| ઑગષ્ટ ૧ | ૬-૧૧ | ૭-૨૧ | ૬-૫૯ | ૯-૨૯ | ૧૧—૮ | ૧૨-૪૬ | ૪—૪ |
| ,, ૧૬ | ૬-૧૭ | ૭-૧૧ | ૭—૫ | ૯-૩૧ | ૧૧—૮ | ૧૨-૪૪ | ૩-૫૮ |
| સપ્ટે. ૧ | ૬-૨૩ | ૬-૫૭ | ૭-૧૧ | ૯-૩૨ | ૧૧—૬ | ૧૨-૪૦ | ૩-૪૯ |
| ,, ૧૬ | ૬-૨૭ | ૬-૪૨ | ૭-૧૫ | ૯-૩૧ | ૧૧—૩ | ૧૨-૩૫ | ૩-૩૯ |
| ઑક્ટો. ૧ | ૬-૩૩ | ૬-૨૭ | ૭-૨૧ | ૯-૩૨ | ૧૧—૧ | ૧૨-૩૦ | ૩-૨૯ |
| ,, ૧૬ | ૬-૩૮ | ૬-૧૩ | ૭-૨૬ | ૯-૩૨ | ૧૦-૫૯ | ૧૨-૨૬ | ૩-૨૦ |
| નવે. ૧ | ૬-૪૬ | ૬—૧ | ૭-૩૪ | ૯-૩૫ | ૧૧—૦ | ૧૨-૨૪ | ૩-૧૩ |
| ,, ૧૬ | ૬-૫૫ | ૫-૫૪ | ૭-૪૩ | ૯-૪૦ | ૧૧—૩ | ૧૨-૨૫ | ૩-૧૦ |
| ડીસે. ૧ | ૭—૫ | ૫-૫૨ | ૭-૫૩ | ૯-૪૭ | ૧૧—૮ | ૧૨-૨૯ | ૩-૧૧ |
| ,, ૧૬ | ૭-૧૫ | ૫-૫૬ | ૮—૩ | ૯-૫૬ | ૧૧-૧૬ | ૧૨-૩૬ | ૩-૧૬ |

સૂચના– આ પચ્ચક્ખાણનો કોઠો ફક્ત અમદાવાદની ગણતરીનો છે. જેથી વડોદરા, ભરૂચ, સુરત, ભાવનગર, પાલીતણા, મહુવા, મેસાણા, પાટણ, રાધનપુર, પાલણપુર, માઉન્ટઆબુ, શીરોહી, ઉદેપુર; ડુંગરપુર, ગોધરા વિગેરે ગામોવાળાઓએ તેમજ તે તે ગામોની મર્યાદામાં આવતાં દરેક ગામોવાળાઓએ ઉપરોક્ત કોઠાના વખતથી પાંચ મિનિટ વધારીને પચ્ચક્ખાણનો સમય ગણવો.

# પ્રસ્તાવના.

દરેક મનુષ્યે જીવનું સ્વરૂપ જાણવુંજ જોઇએ, કારણ કે તે જાણ્યાથીજ જીવોને અભયદાન આપી શકાય છે, અભયદાન આપનારનું શરીર પણ નિરોગી રહે છે, તેથી તે તત્ત્વોનું જ્ઞાન મેળવી શકે છે, તથા તત્ત્વોને જાણવાથી જીવને હેય, જ્ઞેય, અને ઉપાદેયનું ભાન થાય છે અને તેના ઉપર શ્રદ્ધા રાખવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. તથા સમ્યક્ત્વને લીધે જીવ સમ્યગ્જ્ઞાન મેળવે છે અને તે બંનેને લીધે અહિંસાદિ મહાવ્રતરૂપ સમ્યક્ચારિત્રનું આરાધન કરી આત્મા મોક્ષમાર્ગ સાધી શકે છે.

જીવવિચાર, નવતત્ત્વ, દંડક, લઘુસંગ્રહણી અને ચૈત્યવંદનાદિ ત્રણ ભાષ્યનાં પુસ્તકો ઘણાંજ છપાયાં છે. પરંતુ બહુ મોટા પ્રમાણમાં વિવેચન હોવાથી અને પ્રાથમિક અભ્યાસીઓને અત્યંત સરલ પડે તેવું શુદ્ધ પુસ્તક એકે છપાએલ નહિ હોવાથી તેઓ જલદીથી જ્ઞાન મેળવે અને સંભાળી શકે, એ હેતુથી, અમોએ ચાર પ્રકરણ અને ત્રણ ભાષ્યની પ્રેસકોપી તૈયાર કરી, વિદ્વાન્ મુનિરાજોને વંચાવી આ પુસ્તક છપાવ્યું છે કે જેમાં સંપૂર્ણ શબ્દાર્થ, ગાથાર્થ, ઉપયોગી વિવેચન, તેમજ અત્યારસુધી નહિ છપાએલ એવાં કોષ્ટકો, પ્રશ્નો, શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર સાર્થ, અઢીદ્વીપનો નકશો એકેંદ્રિયાદિ જીવોનાં ચિત્રો, મૂકવામાં આવ્યાં છે, બીજાઓ તરફથી પ્રગટ થએલ જીવવિચારાદિ પુસ્તકો કરતાં આ પુસ્તકની કીંમત

કાગળ વિગેરેની ચારગણી મોંઘવારી હોવા છતાં ઓછી રાખી છે, આ કામને ખાસ કરીને ઉત્તેજન આપવા જેવું છે કે જેથી કરીને તેના પ્રગટ કર્ત્તાને બીજાં પણ આવાં સરળ અને શુદ્ધ પુસ્તકો તૈયાર કરી પ્રસિદ્ધ કરવાની ઉત્કંઠા વધે.

શ્રી અરિહંત પરમાત્માએ જીવવિચારાદિ પ્રકરણોના અર્થની પ્રરુપણા કરેલી છે અને તેમના શિષ્ય ગણધર મહારાજ શ્રી સુધર્માસ્વામીએ દ્વાદશાંગીમાં રચેલ છે. તેમાંથી ઉદ્ધરીને જીવવિચારને શ્રી શાંતિસૂરિજી મહારાજે રચ્યો છે અને નવતત્ત્વને ગણધર મહારાજ પછીના પૂજ્ય મહર્ષિઓએ જ્યાં જે ગાથાની જરૂરીઆત હોય, ત્યાં તે ગાથાઓને મૂકીને ટુંકમાં પણ સરળ રીતે લોકો તત્ત્વનો બોધ પામી પોતાના આત્માનું હિત સાધી શકે તે માટે કર્યો છે. દંડક પ્રકરણને ગજસાર મુનિએ, લઘુસંગ્રહણી પ્રકરણને શ્રીમાન્ હરિભદ્રસૂરિએ, ત્રણ ભાષ્યને શ્રીમાન્ દેવેંદ્રસૂરિએ અને શ્રીતત્ત્વાર્થાધિગમ સૂત્રને પૂર્વધર ઉમાસ્વાતિ વાચકે રચ્યાં છે.

મને ધાર્મિક આદિ જ્ઞાન આપવામાં તથા પ્રકરણાદિ પુસ્તકો સરળ રીતે તૈયાર કરવા માટે સંવત ૧૯૯૦ ની સાલમાં પ્રેરણા કરનાર થરા નિવાસી મારા પિતાશ્રી પુરુષોત્તમદાસ નથુભાઇ છે તથા ધાર્મિકાદિ જ્ઞાન આપવામાં ઉપકારી તરીકે મેસાણા શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા છે, તેથી તે બંનેનો ઉપકાર માનું છું.

મતિમંદતાથી કે પ્રેસ દોષથી કાંઇપણ ભૂલચૂક કે અશુદ્ધિ રહી હોય તે માટે ત્રિકરણ યોગે મિથ્યા દુષ્કૃત દઉં છું. તથા સાથે આપેલા શુદ્ધિ પત્રકમાં જોઇને વાંચવા ભલામણ કરું છું.

તા. ૬—૯—૫૦
દોશીવાડાની પોળ,
અમદાવાદ.

પ્રસિદ્ધકર્ત્તા
શ્રાવક અમૃતલાલ પુરુષોત્તમદાસ.



અલ્હાબાદ ગવર્નમેંટ પ્રેસમાં છપાયેલ સિંધ 'પદાર્થ વિજ્ઞાન' નામના પુસ્તકમાં કેપ્ટન સ્કોર્સબી સાહેબે સૂક્ષ્મદર્શક યંત્રથી એક પાણીના બિંદુમાં હાલતા ચાલતા ત્રસ જીવો ૩૬૪૫૦ જોયા છે માટે સર્વજ્ઞના કહ્યા મુજબ પાણીમાં અસંખ્યાતા-જીવો-હોઈ શકે એમ સિદ્ધ થાય છે.

| બે ઇંદ્રિય જીવો | તે ઇંદ્રિય જીવો |
| --- | --- |
| શંખ   | કાનખજુરા  |
| કોડા   |  માંકણ   |
| કરમીયા મોરા  |  જૂ લીંખ |
| જળો  | કીડી ઉધેઈ મંકોડા    |
| ચંદનક   | ઇયળ  |
| અળશીયાં  |  સવા |
| લાકડાનાકીડા   |  ગીંગોડા  |
|  | વીષ્ટાનાકીડા  છાણના કીડા  |
| પોરા  છીપ  વાળા  | ધનેડા  કુન્થવા   ખાડનીઇયળ  |
| | ભરવાડ (ગ્રૂમેલ)  ચાંચડ  |

# ચઉરિંદ્રિય જીવો.

વીંછી



કાંસ



મચ્છર



બગાઈ



કુંસારી



ભમરો



કરોળીયો



ભમરી



ખડમાંકડી



તીડ



પતંગીયું



PTR
RAVAL

માંખી



પ્રકાશક.
શ્રાવકઅમૃતલાલ.પુરૂષોત્તમદાસ.

૫ માલ રહે ઘર સ્ત્રી વળે, પોળે વળાવી કંથ;
સ્વજન વળે શમશાનથી, પ્રાણ ચલે પર પંથ.
૬ ક્ષમા સાર ચંદન રસે, સિંચો ચિત્ત પવિત્ર;
દયા વેલ મંડપ તળે, રહો લહો સુખ મિત્ર.
૭ ઉદય સમો રાતો રવિ, અંત સમય ન ફરંત;
સુખમાં જેવા હોય તે; દુખમાં રહે મહંત.
૮ કોણ સુત કોણ માતાએ ભાવથી, લહે કેવળ મારૂદેવા રે;
કોણ વીર કોણ ગોયમ એ ભાવથી,
ગૌતમ જ્ઞાન સ્વયમેવા રે.

૫ જ્યારે આ શરીરમાંથી આત્મા બીજી ગતિમાં ચાલ્યો જાય છે ત્યારે ધન તો ઘરમાં જ રહે છે. અને સ્ત્રી પોળ સુધી પોતાના ભર્તારને વળાવીને પાછી ઘેર આવતી રહે છે. અને સગા સંબંધી સ્મશાન સુધી વળાવીને પાછા પોતાના સ્થાને જાય છે

૬ શ્રેષ્ઠ ક્ષમા રૂપ ચંદનના રસે પવિત્ર એવા ચિત્તનું સિંચન કરો કે જેથી ક્ષમાને લીધે દયા રૂપ વેલના મંડપની નીચે રહો અને હે આત્મા રૂપ મિત્રો તમે સુખને પામો.

૭ જેમ સૂર્ય ઉગતી વખતે રાતો થાય છે તેવીજ રીતે અસ્ત થતી વખતે પણ રક્ત થાય છે પણ બદલાતો નથી તેવીજ રીતે મોટા ઉત્તમ પુરૂષો સુખ અને દુઃખમાં સમાન સ્થિતિવાળા રહે છે પણ સ્વભાવમાં બદલાતા નથી.

૮ આ સંસારમાં કોણ કોનો પુત્ર છે અને કોણ કોની માતા છે એમ જ્યારે મરૂદેવા માતાએ ચિત્તથી વિચાર કર્યો ત્યારે કેવળજ્ઞાન પામ્યા તેવીજ રીતે ગૌતમ સ્વા-

૯ કોણ છું ને ક્યાંથી આવ્યો, અહિં હું એકલો;
કોણે કરી આ વળગણા; એ રાખું કે હું શું કરૂં.
વિવેકથી વિચાર એનો, શાન્ત ભાવે જો કર્યો;
નિશ્ચય થકી એ ઊર્ધ્વ ગતિએ, વીજળીક વેગે સંચર્યો.
૧૦ લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો;
શું કુટુંબ કે પરિવાર વધતાં, વધવાપણું એને કહો.
વધવાપણું સંસારનું, નર દેહને હારી જશો;
એનો વિચાર નહિ અહોહો, પળ એક પણ તમને થયો.

બીએ પણ અન્યત્વ ભાવનાથી એવું વિચાર્યું કે ભગવાન્ વીર પરમાત્મા કોણ અને હું ગૌતમ તેમનો શિષ્ય કેવી રીતે? કારણ કે નિશ્ચય નયથી તો આ આત્મા કોઇનો ગુરૂ કે શિષ્ય નથી. એમ વિચારતાં પોતાની મેળે કેવળ જ્ઞાન પામ્યા.

૯ હું કોણ છું અને હું કઇ ગતિમાંથી એકલો અહીં આવ્યો છું. આ કાર્મણ વર્ગણા જીવ સાથે વળગેલી છે તેને કોણે બાંધી છે? એને હું રાખું કે તેનો ત્યાગ કરૂં? વિવેકથી એનો વિચાર શાન્ત ભાવથી જો કર્યો હોત તો નિશ્ચયથી એ વિજળીના કરતાં પણ અધિક ઝડપથી ૧ સમયમાં મોક્ષે જાત.

૧૦ ધન અને ઠકુરાઇ વધતાં શું વધ્યું તે તમે કહો. કુટુંબ અને પરિવાર વધવાથી પણ શું? એને તમે શું વધવા પણું કહો છો? ધન ઠકુરાઈ કુટુંબ અને પરિવાર વધવાથી સંસારનીજ વૃદ્ધિ થશે અને મનુષ્ય ભવ નકામો થશે. આશ્ચર્ય થાય છે કે આ બાબતમાં વિચાર તમને એકપળ પણ શું થયો? મતલબકે નથી જ થયો.

# પંચેંદ્રિય જીવો

નારકી



ગાય (ચતુષ્પદ)



(જલચર) સુસુમાર



મત્સ્ય

સર્પ (ઉરઃપરિસર્પ)



નોળીઓ (ભુજપરિસર્પ)



કાચબો



પોપટ (ખેચર) ચામાચીડીયું





ઝુંડ



મગર



મનુષ્ય દેવ





૧ ફેરા ફરતાં પુન્યથી, પામ્યો નરભવ દ્વાર;
બોધિ વીણ ચિંતામણી, હાર્યો રતન જુગાર.
૨ પુન્ય પુરા જબ હોત હે, ઉદય હોત હે પાપ;
દાઝે વનકી લાકડી, પ્રગટે આપોઆપ.
૩ પુત્ર મિત્ર તુજ દેખતાં, થયા લાખ જન રાખ;
ચેતન એક દિન આ સ્થળે, બળી થવું છે ખાખ.
૪ લોક કહે લખપતિ થયો, પણ શું પામ્યો બેલ;
તુજ સાથે શું આવશે, તપાસ તારો મેળ.

૧ પુણ્યથી સંસારમાં રખડતાં મનુષ્ય ભવ રૂપ દ્વાર મળ્યું. પરંતુ સમકિત વિના જેમ જુગારી માણસ જુગારમાં ચિંતામણિ રત્ન હારી જાય તેમ મનુષ્યભવ નકામો ગયો.

૨ જ્યારે પુણ્ય ખવાઈ જાય છે અને પાપનો ઉદય થાય છે ત્યારે જેમ વનમાં પોતાની મેળે વાંસના પરસ્પર ઘસાવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે અને વનમાં રહેલાં વાંસ વિગેરેનાં લાકડાંને અગ્નિ બાળીને ભસ્મ કરે છે તેની જેમ પાપી માણસને પોતાનું પાપજ ઉદયમાં આવે છે અને તેને લીધે તેનું પોતાનુંજ મૃત્યુ થાય છે

૩ તારા જોતાં છતાં પણ પુત્ર મિત્ર વિગેરે લાખો માણસો મરી ગયા અને તેમની રાખ થઈ ગઈ તેવીજ રીતે આ સંસારમાં તું પણ એક દીવસ મળી જઈશ, અને તારા શરીરને લોકો બાળી નાખશે. એમ હે આત્મા તું સમજ.

૪ લોકો કહે છે કે આ માણસ લક્ષાધિપતિ થયો પરંતુ બળદ રૂપ એ માણસ શું પામ્યો ? પરંતુ તારી સાથે શું આવશે તેનો હિસાબ તું કાઢ.

૫ માલ રહે ઘર સ્ત્રી વળે, પોળે વળાવી કંથ;
સ્વજન વળે શમશાનથી, પ્રાણ ચલે પર પંથ.
૬ ક્ષમા સાર ચંદન રસે, સિંચો ચિત્ત પવિત્ર;
દયા વેલ મંડપ તળે, રહો લહો સુખ મિત્ર.
૭ ઉદય સમો રાતો રવિ, અંત સમય ન ફરંત;
સુખમાં જેવા હોય તે; દુખમાં રહે મહંત.
૮ કોણ સુત કોણ માતા એ ભાવથી, લહે કેવળ મારૂદેવા રે;
કોણ વીર કોણ ગોયમ એ ભાવથી,
ગૌતમ જ્ઞાન સ્વયમેવા રે.

૫ જ્યારે આ શરીરમાંથી આત્મા બીજી ગતિમાં ચાલ્યો જાય છે ત્યારે ધન તો ઘરમાં જ રહે છે. અને સ્ત્રી પોળ સુધી પોતાના ભર્તારને વળાવીને પાછી ઘેર આવતી રહે છે. અને સગા સંબંધી સ્મશાન સુધી વળાવીને પાછા પોતાના સ્થાને જાય છે

૬ શ્રેષ્ઠ ક્ષમા રૂપ ચંદનના રસે પવિત્ર એવા ચિત્તનું સિંચન કરો કે જેથી ક્ષમાને લીધે દયા રૂપ વેલના મંડપની નીચે રહો અને હે આત્મા રૂપ મિત્રો તમે સુખને પામો.

૭ જેમ સૂર્ય ઉગતી વખતે રાતો થાય છે તેવીજ રીતે અસ્ત થતી વખતે પણ રક્ત થાય છે પણ બદલાતો નથી તેવીજ રીતે મોટા ઉત્તમ પુરૂષો સુખ અને દુઃખમાં સમાન સ્થિતિવાળા રહે છે પણ સ્વભાવમાં બદલાતા નથી.

૮ આ સંસારમાં કોણ કોનો પુત્ર છે અને કોણ કોની માતા છે એમ જ્યારે મરૂદેવા માતાએ ચિત્તથી વિચાર કર્યો ત્યારે કેવળજ્ઞાન પામ્યા તેવીજ રીતે ગૌતમ સ્વા-

૯ કોણ છું ને ક્યાંથી આવ્યો, અહિં હું એકલો;
કોણે કરી આ વળગણા; એ રાખું કે હું શું કરૂં.
વિવેકથી વિચાર એનો, શાન્ત ભાવે જો કર્યો;
નિશ્ચય થકી એ ઊર્ધ્વ ગતિએ, વીજળીક વેગે સંચર્યો.
૧૦ લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો;
શું કુટુંબ કે પરિવાર વધતાં, વધવાપણું એને કહો.
વધવાપણું સંસારનું, નર દેહને હારી જશો;
એનો વિચાર નહિ અહોહો, પળ એક પણ તમને થયો.

સીએ પણ અન્યત્વ ભાવનાથી એવું વિચાર્યું કે ભગવાન્ વીર પરમાત્મા કોણ અને હું ગૌતમ તેમનો શિષ્ય કેવી રીતે ? કારણ કે નિશ્ચય નયથી તો આ આત્મા કોઈનો ગુરૂ કે શિષ્ય નથી. એમ વિચારતાં પોતાની મેળે કેવળ જ્ઞાન પામ્યા.

૯ હું કોણ છું અને હું કઇ ગતિમાંથી એકલો અહીં આવ્યો છું. આ કાર્મણ વર્ગણા જીવ સાથે વળગેલી છે તેને કોણે બાંધી છે ? એને હું રાખું કે તેનો ત્યાગ કરૂં ? વિવેકથી એનો વિચાર શાન્ત ભાવથી જો કર્યો હોત તો નિશ્ચયથી એ વિજળીના કરતા પણ અધિક ઝડપથી ૧ સમયમાં મોક્ષે જાત.

૧૦ ધન અને ઠકુરાઇ વધતાં શું વધ્યું તે તમે કહો. કુટુંબ અને પરિવાર વધવાથી પણ શું ? એને તમે શું વધવાપણું કહો છો. ? ધન ઠકુરાઈ કુટુંબ અને પરિવાર વધવાથી સંસારનીજ વૃદ્ધિ થશે અને મનુષ્ય ભવ નકામો થશે. આશ્ચર્ય થાય છે કે આ બાબતમાં વિચાર તમને એકપળ પણ શું થયો ? મતલબકે નથી જ થયો.

૧૧ સમય વિષે નહિં કરી શકે, અંત સમય પસ્તાય;
વાત પિત્ત કફ વેદના, કંઠ દ્વાર રૂંધાય.

૧૧ જે મનુષ્ય જે કાળે ધર્મ કરવાનો હોય તે કરે નહિ તે મનુષ્ય જ્યારે વાત પિત્ત અને કફની વેદનાને લીધે શ્વાસ રોકાય ત્યારે મરતી વખતે ઘણો જ અફસોસ કરે છે કે મેં કાંઈ ધર્મ કર્યો નહિ મારે ખાલી હાથે જવું પડશે. મારી ગતિ પણ ખરાબ થશે એમ વિચારે છે.

## શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૩૦ | વિગલંદિ | વિગલિંદી | ૨૫૭ | કારિક | કારિકા |
| ૪૮ | છાપ્પય | છપ્પિય | ૨૬૪ | ચડે | વડે |
| ૫૧ | તવોહ | તવેહિ | ૨૬૭ | નિશ્ચિત | નિશ્રિત |
| ૫૩ | ધમ | ધર્મ | ૨૭૬ | અથને | અર્થને |
| ૭૩ | વેતારાણુકી | વેતારણિકી | ૨૮૨ | વક્રિયા | વૈક્રિયા |
| ૧૦૦ | ગસિદ્ધ | ઇગસિદ્ધ | ૨૯૦ | પર્વતા | પર્વતાઃ |
| ૧૦૬ | પ્રશ્ન | પ્રશ્ન | ૨૯૬ | નીલવર્ણ | નીલવર્ણ |
| ૧૧૯ | આદારિક | ઓદારિક | ૩૦૫ | વાઙ્મ | વાઙ્મનઃ |
| ૧૩૨ | ડા | ફેડા | ૩૦૯ | પારિણામિકો | પારિણામિક |
| ૧૫૮ | અંજાલ | અંજલિ | ૩૧૦ | વસ્ત્રાદિ - શુ | વસ્ત્રાદિ શુદ્ધ |
| ૧૬૨ | પાચ્છમઓ | પચ્છિમઓ | ,, | વદ્ધિના | વૃદ્ધિના |
| ૧૭૭ | ૦૪૦ | ૧૪૦ | ,, | કાવ્યચાપાર | કાયવ્યાપારો |
| ૧૮૬ | સમકિતં | સમકિત | ૩૧૧ | અવ્રચ | અવ્રત |
| ૧૮૯ | ,, | બંને | ,, | આશ્રથી | આશ્રવી |
| ૨૧૦ | નિર્જરા | નિજ્જરા | ,, | ધારણા | ધારણ |
| ૨૧૭ | વણ્યો | વિણયો, | ૩૧૩ | કારણ | કરણ |
| ૨૨૮ | પચ્ચક્ ણ | પચ્ચક્ખાણ | ૩૧૫ | સપન્નતા | સંપન્નતા |
| ,, | અ - તટ્ઠે | અભતટ્ઠે | ૩૧૬ | રેદકની | દરેકની |
| ,, | ચમિ | ચરિમે | ૩૨૦ | દિગ્વ્રતાદિ | દિગ્વ્રતાદિ |
| ૨૩૬ | પોરાસ | પોરિસિ | ૩૨૬ | વિંશતિઃ | વિંશતિઃ |
| ૨૫૧ | ખલ | ખગ | ૩૩૩ | કયાયનો | કષાયનો |
| ૨૫૩ | તરિય | તિરિય | ૩૩૫ | નિજરા | નિર્જરા |

# શ્રી જીવવિચાર પ્રકરણ સાર્થ.

| | | |
|---|---|---|
| ભુવણ-(ત્રણ) ભુવનમાં. | ભણામિ-કહું છું. | સરૂવં-સ્વરૂપ. |
| પઇવં-દીવા સમાન. | અબુહ-અજ્ઞાની જીવોને. | કિંચિવિ-કાંઇક પણ. |
| વીરં-વીર પ્રભુને. | બોહત્થં-બોધના અર્થે. | જહ-જેમ. |
| નમિઉણ-નમસ્કાર કરીને. | જીવ-જીવનું. | ભણિયં-કહ્યું છે. |
| | | પુવ્વ-પૂર્વના. |
| | | સૂરીહિં-આચાર્યોએ. |

## મંગલાચરણ.

ભુવણ પઇવં વીરં—ત્રણ ભુવન (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ)માં દીવા સમાન શ્રી વીર પ્રભુને.

નમિઉણ ભણામિ અબુહ બોહત્થં—નમસ્કાર કરીને અજ્ઞાની જીવોને બોધ (જાણવા) ને અર્થે કહું છું. (શું?)

જીવ સરૂવં કિંચિ વિ—જીવનું કિંચિત્ સ્વરૂપ (જ્ઞાનાદિ લક્ષણવાળો અને પ્રાણોને ધારણ કરે તે જીવ કહેવાય.)

જહ ભણિયં પુવ્વ સુરીહિં ॥ ૧ ॥—જેમ પૂર્વના આચાર્યોએ કહ્યું છે તેમ.

| | | |
|---|---|---|
| જીવા-જીવો. | થાવરા-સ્થાવર. | વાઉ-વાયુકાય. |
| મુત્તા-મુક્ત. | સંસારી-સંસારી. | વણસ્સઇ-વનસ્પતિકાય |
| સંસારિણો-સંસારી. | પુઢવી-પૃથ્વીકાય. | થાવરા-સ્થિર રહેનાર. |
| ચ-અને. | જલ-અપ્કાય. | નેયા-જાણવા. |
| તસ-ત્રસ. | જલણ-તેઉકાય. | |

## જીવોના મુખ્ય ભેદો.

જીવા મુત્તા સંસારિણો ય-જીવો મુક્ત (કર્મ રહિત) અને સંસારી (કર્મ સહિત) એમ બે ભેદે છે.

તસ થાવરા ય સંસારી—ત્રસ (ભય દેખી ડરે તથા ચાલે, તેના ચાર ભેદ. બેઇંદ્રિયાદિ) અને સ્થાવર એ બે સંસારીના ભેદ છે.

પુઢવી જલ જલણુ વાઉ—પૃથ્વીકાય (માટીના જીવ), અપ્કાય (પાણીના જીવ), તેઉકાય (અગ્નિના જીવ), વાઉકાય (વાયરાના જીવ) અને

વણુસ્સઈ થાવરા નેયા ॥૨॥—વનસ્પતિકાય (ઝાડ પાલાદિકના જીવ) એ ૫ સ્થાવર (સ્થિર રહેનાર) જાણુવા.

| | | |
|---|---|---|
| ફલિહ—સ્ફટિક. | ધાઉ—ધાતુ | મટ્ટી—માટી. |
| મણિ—મણિ. | સેઢી—ખડી. | પાહાણુ—પત્થરની. |
| રયણુ—રત્ન. | વન્નિય—લાલ માટી. | જાઇઓ—જાતિઓ. |
| વિદ્દુમ—પરવાલાં. | અરણેટ્ટય—ધોળી માટી. | ણેગા—અનેક. |
| હિંગુલ—હિંગલોક. | | સોવીર—સુરમો. |
| હરિયાલ—હડતાલ. | પલેવા—પારેવો પાષાણુ. | અંજણુ—આંજવાનો. |
| મણુસિલ—મનશિલ. | | લુણાઇ—મીઠું વિગેરે. |
| રસિંદા—પારો. | અબ્ભય—અબરખ. | પુઢવી—પૃથ્વીકાયના. |
| કણુગ—સોનું. | તુરી—તૂરી માટી. | ભેયા—ભેદો. |
| આઈ—વિગેરે. | ઉસં—ઉસ, ખારીમાટી. | ઇચ્ચાઇ—એ વિગેરે. |

## પૃથ્વીકાય જીવો

ફલિહ મણિ રયણ વિદ્દુમ—સ્ફટિક રત્ન, મણિ, રત્ન, પરવાળા.

હિંગુલ હરિયાલ મણુસિલ રસિંદા—હિંગલોક, હડતાલ, મણુશિલ, પારો.

કણુગાઈ ધાઉ સેઢી—સોનું આદિ ૭ ધાતુ (સોનું-રૂપું-તાંબુ-લોઢું-જસત (તરવું)-સીસું ને કલાઈ) ખડી,

(એ ધાતુ અગ્નિનો સંયોગ થયા પહેલાં પૃથ્વીકાય છે, અને અગ્નિના સંયોગે અગ્નિકાય છે, પછી અજીવ છે.)

વન્નિય અરણેટ્ટય પલેવા ॥ ૩ ॥—લાલ માટી, ધોળી માટી અને પારેવો પાષાણુ.

અબ્ભય તૂરી ઉસં—અબરખ, તુરી ( કાપડને પાશ દેવામાં આવે તે માટી ), ઉસ.
મટ્ટી પાહાણ જાઇઓ ણેગા—માટી અને પત્થરની અનેક જાતિઓ.
સોવીરંજણ લુણાઈ—આંખમા આંજવાનો સુરમો, મીઠું વિગેરે ( સીંધવ-સાજીખાર )
પુઢવી ભેયા ઈ ઇચ્ચાઈ ॥ ૪ ॥—એ વિગેરે ( આદિ પદથી રેતી-મરડીઆ વિગેરે ) પૃથ્વીકાયના ભેદો છે.

| | | |
|---|---|---|
| ભોમ-પૃથ્વીનું. | કરગ-કરા. | ઘણોદહિં-ઘનોદધિ. |
| અંતરિક્ખં-આકાશનું. | હરિતણુ-લીલા ઘાસ ઉપરનું પાણી. | આઈ-વિગેરે. |
| ઉદગં-પાણી. | મહિઆ-ધૂમસ, વરસાદની ફરફર. | ભેયા-ભેદો. |
| ઓસા-ઠાર, ઝાકળ. | હુન્તિ-હોય છે. | ણેગા-અનેક. |
| હિમ-બરફ. | | આઉસ્સ-અપ્કાયના. |

## અપ્કાય જીવો.

ભોમં-તરિક્ખ- મુદગં—ભૂમિનું ( કુવા વિગેરેનું ) પાણી, આકાશનું ( વરસાદનું ) પાણી.
ઓસા હિમ કરગ હરિતણુ મહિઆ—ઠાર, બરફ, કરા, લીલા ઘાસ ઉપરનું પાણી. તથા ધૂમસ ( વરસાદની ફરફર ).
હુંતિ ઘણોદહિમાઈ—ઘનોદધિ ( થીજ્યા ઘી જેવું પાણી ) આદિ ( દરીયાનું પાણી વિગેરે )
ભેયા ણેગા ય આઉસ્સ ॥૫॥—અપ્કાયના અનેક ભેદો છે.

| | | |
|---|---|---|
| ઈંગાલ-અંગારા. | અસણિ-વજ્રથી થનો અગ્નિ. | જિયાણં-જીવોના. |
| જાલ-જ્વાલા. અગ્નિની શિખા. | કણગ-કણિઆનો અગ્નિ | ભેયા-ભેદો. |
| મુમ્મુર-ભરસાડ. ભાઠો. | વિજ્જુ-વિજળી. | નાયવ્વા-જાણવા. |
| ઉક્કા-ઉલ્કાપાત. | આઇઆ-વિગેરે. | નિઉણ-ડાહી. નિપુણ. |
| | અગણિ-અગ્નિકાય. | બુદ્ધીએ-બુદ્ધિ વડે. |

## અગ્નિકાય જીવો.

ઇંગાલ જાલ મુમ્મુર—અંગારા, જ્વાલા (અગ્નિની શિખા), ભરસાડ (ઉની રાખોડી કે ભાઠો).

ઉક્કાસણિ કણગ વિજ્જુમાઇઆ—ઉલ્કાપાત (ઉત્પાતના કારણરૂપ અગ્નિ), વજ્રનો અગ્નિ, આકાશમાંથી ખરતા તારા જેવા અગ્નિના કણ, વિજળી વિગેરે (સૂર્યકાન્ત, ચકમક, અરણી અને વાંસના ઘસારાથી ઉત્પન્ન થયેલ અગ્નિ).

અગણિ જિયાણં ભેયા—અગ્નિકાય જીવોના ભેદો.

નાયવ્વા નિઉણ બુદ્ધીએ ॥૬॥—નિપુણ (ડાહી) બુદ્ધિએ કરીને જાણવા.

| | | |
|---|---|---|
| ઉબ્ભામગ—ઉદ્‌ભ્રામક. | સુદ્ધ—શુદ્ધવાયુ. | આઇઆ—આદિ. |
| ઉક્કલિયા—ઉત્કલિક. | ગુંજવાયા—ગુંજારવ કરતો વાયુ. | ભેયા—ભેદો. |
| મંડલિ—વંટોળીઓ. | ઘણ—ઘનવાત. | ખલુ—નિશ્ચે. |
| મહ—મહાવાયુ. | તણુવાય—તનવાત. | વાઉકાયસ્સ—વાયુકાયના. |

## વાયુકાય જીવો.

ઉબ્ભામગ ઉક્કલિયા—ઉદ્‌ભ્રામક (ઉંચો ભમાવે તે) વાયુ, ઉત્કલિત (રહી રહીને ધૂળમાં આંકુળીઓ પાડે તે) વાયુ.

મંડલિ મહ સુદ્ધ ગુંજવાયા ય—મંડલિક (વંટોળીઓ) વાયુ, મહાવાયુ, શુદ્ધ વાયુ અને ગુંજારવ કરતો વાયુ.

ઘણ તણુ વાયાઇઆ—ઘનવાત અને તનવાત (જેને આધારે નરક દેવલોકાદિ રહ્યાં છે તે) આદિ (પંખાનો વાયરો).

ભેયા ખલુ વાઉકાયસ્સ ॥૭॥—નિશ્ચે વાયુકાયના ભેદો છે.

| | | |
|---|---|---|
| સાહારણ—સાધારણ. | દુહા—બે પ્રકારે | અણંતાણં—અનંત જીવોનું. |
| પત્તેયા—પ્રત્યેક. | સુએ—સૂત્રને વિષે. | તણુ—શરીર. |
| વણસ્સઈ—વનસ્પતિ. | ભણિયા—કહ્યા છે. | એગા—એક. |
| જીવા—જીવો. | જેસિં—જે. | |

સાહારણા-સાધારણ.
તે ઉ-તે તો.

કંદા-કંદમૂળ.
અંકુર-અંકુરા.
ફણગા.
કિસલય-કુંપલો
ટીશીઓ.
પણગા-પાંચ વર્ણની
લીલફુલ.
સેવાલ-સેવાલ.
ભૂમિફોડા-બિલાડી-
ના ટોપ.
અલ્લયતિય-આદુ
વિગેરે ત્રણ.
ગજજર-ગાજર.
મોત્થ-મોથ.
વત્થુલા-એક જાતનું
શાક.
થેગ-થેગ.
પલ્લંકા-પાલખું
શાક.

કોમલ-કુમળાં, કુણા.
ફલં-ફલ.
સવ્વં-સર્વ.
ગૂઢ-છાની.
સિરાઇં-નસ વગેરે.
સિણાઈ-શિણ વિગે-
રેના.
પત્તાઇં-પાંદડાં.
થોહરિ-થોરની જાત.
કુંઆરિ-કુંવારનું
પાઠું.
ગુગ્ગુલી-ગુગળનું વૃક્ષ.
ગલો-ગલો.
પમુહા-પ્રમુખ, વિગેરે
છિન્નરૂહા-છેદીને વાવ
વાથી ઉગે તે.

ઇચ્ચાઇણો-ઈત્યાદિ.
અણેગે-અનેક.
હવંતિ-હોય છે.
ભેયા-ભેદો.
અણંતકાયાણં-અ-
નંતકાયના.

તેસિં-તેઓને.
પરિ-વિશેષ
જાણણત્થં-જાણવાને
અર્થે.
લક્ખણં-લક્ષણ.
એઅં-આ.
સુએ-સૂત્રને વિષે.
ભણિઅં-કહ્યું છે.

ગૂઢ-ગુપ્ત.
સિર-નસ.
સંધિ-સાંધા.
પવ્વં-પર્વ. ગાંઠા.
સમ-સરખા બે ભાગ.
ભંગ-ભાગવાથી થાય.
અહીરગં-તાંતણા
રહિતં.
છિન્નરુહં-છેદીને વા-
વવાથી ફરીથી ઉગે તે.
સાહારણં-સાધારણ.
સરીરં-શરીર.
તવ્વિવરીઅં-તેથી
વિપરીત.
પત્તેયં-પ્રત્યેક.

વનસ્પતિકાયના ભેદ તથા સાધારણ વનસ્પતિકાયનું લક્ષણ

અને ભેદ.

સાહારણ પત્તેઆ—સાધારણ (૧ શરીરમાં અનંતા જીવવાળી) અને
પ્રત્યેક (૧ શરીરમાં ૧ જીવવાળી).

વણસ્સઈ જીવા દુહા સુએ ભણિયા—(એમ) વનસ્પતિકાયના જીવો એ પ્રકારે સૂત્રને વિષે કહ્યા છે.

જેસિ-મણંતાણં તણુ, એગા સાહારણા તે ઉ ॥૮॥ જે અનંત જીવોનું શરીર એક હોય, તે તો સાધારણ વનસ્પતિકાય (નિગોદ-અનંતકાય) કહેવાય.

કંદા અંકુર કિસલય—કંદ (સુરણાદિ), ફણગા, કુંપલો (ટીશીઓ).

પણગા સેવાલ ભૂમિફોડા ય—પાંચ વર્ણની લીલ ફુલ, સેવાલ અને બિલાડીના ટોપ.

અલ્લયતિય ગજ્જર મોત્થ—આદુ આદિ ત્રણ (લીલું આદુ, લીલી હળદર, લીલો કચુરો) ગાજર, મોથ.

વત્થુલા થેગ પલ્લંકા ॥૯॥—વત્થુલો (એક જાતનું શાક), થેગ, પાલખું (એક જાતનું શાક).

કોમલ ફલં ચ સવ્વં—સર્વ જાતિનાં કુણાં ફલ, (જેમાં બીજ ન થયાં હોય તે.)

ગૂઢ સિરાઇં સિણાઈ પત્તાઇં-જેની કણુસલો નસો વિગેરે છાની હોય તે, શિણ (પીલુડીનું વૃક્ષ) વિગેરેનાં પાંદડાં.

થોહરિ કુંઆરિ ગુગ્ગુલી-(૧) થોરની જાત, (૨) કુંવરનું પાઠું, (૩) ગુગલનું વૃક્ષ.

ગલો ય પમુહા ઈ છિન્નરૂહા ॥૧૦॥-અને (૪) ગલો પ્રમુખ (ઉપર કહેલ ૪) જેને છેદીને વાવવાથી ફરી ઉગે તે.

ઈચ્ચાઈણો અણેગે—ઈત્યાદિ (બટાટાં, શકરીયાં, મૂળા, કોમલ આમલી વિગેરે) અનેક.

હુવંતિ ભેયા અણંતકાયાણં—અનંતકાયના ભેદો છે.

તેસિં પરિજાણણત્થં—તેઓને વિશેષ જાણવાને અર્થે.

લક્ખણ-મેઅં સુએ ભણિયં ॥૧૧॥—આ લક્ષણ સૂત્રને વિષે કહ્યું છે.

ગૂઢસિર-સંધિ-પવ્વં—જેની નસો, સાંધા અને ગાંઠા ગુપ્ત હોય.

સમભંગ—મહિરૂગં ચ છિન્નરૂહં—ભાગવાથી જેના સરખા બે ભાગ થાય. તાંતણા રહિત હોય અને જેને છેદીને વાવીએ તો ફરીથી ઉગે.

સાહારણં સરીરં—તેને સાધારણ વનસ્પતિકાયનું શરીર કહીએ.

તવ્વિવરિઅં ચ પત્તેયં ॥૧૨॥ અને તેથી વિપરીત (લક્ષણવાળી તે) પ્રત્યેક વનસ્પતિકાય કહેવાય.

| | | |
|---|---|---|
| એગ-એક. | તુ તે-તે જ. | કટ્ઠા-કાષ્ટ. |
| સરીરે-શરીરમાં. | પત્તેયા-પ્રત્યેક. | મૂલગ-મૂળ. |
| એગો-એક. | ફલ-ફલ. | પત્તાણિ-પાંદડાં. |
| જીવો-જીવ. | ફુલ-ફુલ. | બીયાણિ-બીજ. |
| જેસિં-જે (વૃક્ષ)ને. | છલ્લિ-છાલ. | |

પ્રત્યેક વનસ્પતિકાયનું લક્ષણ અને તેના ૭ સ્થાનમાં રહેલા જીવો.

એગ સરીરે એગો—૧ શરીરને વિષે એક.

જીવો જેસિં તુ તે ય પત્તેયા-જીવ જે (વૃક્ષ) ને હોય, તે જ પ્રત્યેક વનસ્પતિકાય કહેવાય.

ફલ ફુલ છલ્લિ કટ્ઠા—ફળ, ફુલ, છાલ, લાકડું (થડ).

મૂલગ પત્તાણિ બીયાણિ ॥૧૩॥—મૂલ, પાંદડાં ને બીજ. (એ ૭ સ્થાનમાં જુદા જુદા પ્રત્યેક વનસ્પતિકાયના જીવો હોય છે.)

| | | |
|---|---|---|
| પત્તેય-પ્રત્યેક. | સયલ-સકલ. | નિયમા-નિશ્ચે. |
| તરું-વનસ્પતિકાયને. | લોએ-(૧૪) રાજલોકમાં. | અંતમુહુત્ત-અંતર્મુહૂર્ત. |
| મુત્તું-મૂકીને. | | |
| પંચવિ-પાંચે પણ. | | |
| પુઢવાઇણો-પૃથ્વીકાયાદિ | સુહુમા-સૂક્ષ્મ. | આઉ-આયુષ્યવાળા. |
| | હવંતિ-હોય છે. | અદિસ્સા-અદૃશ્ય. |

સૂક્ષ્મ એકેન્દ્રિય જીવોનું વર્ણન.

પત્તેય તરું મુત્તું—પ્રત્યેક વનસ્પતિકાયને મૂકીને.

પંચ વિ પુઢવાઈણો સયલ લોએ—પાંચે પણ પૃથ્વીકાયાદિ સકલ (૧૪) રાજલોકને વિષે.

સુહુમા હવંતિ નિયમા—નિશ્ચે સૂક્ષ્મ હોય છે.

અંતમુહુત્તાઉ અદ્દિસ્સા ॥૧૪॥-(તે સૂક્ષ્મ જીવો) અંતર્મુહૂર્તના આયુષ્યવાળા અને અદૃશ્ય (આંખથી ન દેખાય તેવા) હોય છે.

જો શરીરમાં જીવ હોય, તો શરીર વધે, ઉનું રહે, અને ગમન કરે. જેમકેઃ-પૃથ્વીકાય ખાણમાં વધે છે. કુવાનું પાણી શિયાળામાં ઉનું હોય છે. અગ્નિ ઉષ્ણ છે વાયુ ગમન કરે છે અને વનસ્પતિ વધે છે. સાધારણ વનસ્પતિ (આદુ વિગેરે)ના જેટલા ટુકડા કરીને વાવીએ તો તે દરેક વધે છે, માટે તેમાં અનંત જીવો છે.

| | | |
|---|---|---|
| સંખ-શંખ. | અલસ-અલશીઆં. | પૂઅરગા-પોરા. |
| કવડ્ડય-કોડા, કોડી. | લહગાઈ-લાળીઆ જીવ. | બેઇંદ્રિય-બે ઇંદ્રિયવાળા જીવો. |
| ગંડુલ-મોટા કરમીયા. | મેહરિ-લાકડાના કીડા. | માઈવાહાઈ-ચૂડેલ વિગેરે. |
| જલો-જળો. | કિમિ-કરમીઆ. | |
| ચંદણગ-અક્ષ, સ્થાપનાચાર્ય. | | |

## બેઇંદ્રિય જીવો

સંખ કવડ્ડય ગંડુલ-શંખ, કોડા, ગંડોલા (પેટમાં મોટા કરમીયા થાય તે.)

જલોય ચંદણગ અલસ લહગાઈ—જલો, ચંદનક (જે સ્થાપનાચાર્ય તરીકે વપરાય છે), અલશીઆં, લાળીઆ જીવ (રાંધેલ વાશી અન્નમાં ઉપજે તે)

મેહરિ કિમિ પૂઅરગા—મેર (લાકડાના કીડા), કરમીયા, પોરા.

બેઇંદિય માઈવાહાઈ ॥૧૫॥—ચૂડેલ વિગેરે (છીપ. વાળા) બેઇંદ્રિય (ચામડી અને જીભવાળા) જીવો છે.

| | | |
|---|---|---|
| ગોમી-કાનખજૂરા. | સાવય-સવા. | ધન્નકીડા-ધાન્યના કીડા. |
| મંકુણ-માંકણ. | ગોકીડ-ગીંગોડાની. | કુંથુ-કુંથુઆ. |
| જુઆ-જૂ લીખ. | જાઇઆ-જાતિઓ. | ગોવાલિય-ગોપાલિક. |
| પિપીલિ-કીડીઓ. | ગદ્દહય-ગધૈયા. ઉત્તિંગા. | ઇલિયા-ઇયલ. (ખાંડની). |
| ઉદ્દેહિઆ-ઉધેઇ. | ચોરકીડા-વિષ્ટાના કીડા. | તેઇંદ્રિય-ત્રણ ઇંદ્રિય વાળાં. |
| મક્કોડા-મંકોડા. | ગોમય-છાણના. | ઇંદગોવાઈ-ઇંદ્રગોપ આદિ. |
| ઇલ્લિય-ધાન્યની ઇયળ. | કીડા-કીડા. | |
| ઘયમિલ્લીઓ-ઘી-મેલો. | | |

## તેઇંદ્રિય જીવો.

ગોમી મંકુણ જુઆ—કાનખજુરા, માંકણ, જુ (લીખ).
પિપીલિ ઉદ્દેહિયા ય મક્કોડા—કીડી, ઉધેઇ અને મંકોડા.
ઇલ્લિય ઘયમિલ્લીઓ—ધાન્યની ઇયળ (અને) ઘીમેલો (ખરાબ ઘીમાં ઉપજે તે).
સાવય ગોકીડ જાઈઓ ॥૧૬॥ સવા (વાળના મૂળમાં ઉપજે તે), ગીંગોડાની જાતિઓ.
ગદ્દહય ચોરકીડા—ઉત્તિંગા (ગાયના વાડામાં થાય તે), વિષ્ટાના કીડા.
ગોમય કીડા ય ધન્નકીડા ય—છાણના કીડા અને ધનેરિયાં (ધનેડા).
કુંથુ ગોવાલિય ઇલિયા—કુથુઆ, ગોપાલિક, ઇયળ (ખાંડની)
તેઇંદ્રિય ઇંદગોવાઈ ॥૧૭॥—ઇંદ્રગોપ આદિ (ચાંચડ વિગેરે) તેઇંદ્રિય (ચામડી, જીભ ને નાકવાળા) જીવો છે.

| | | |
|---|---|---|
| ચઉરિંદિયા-ચાર ઇંદ્રિયવાળા. | ભમરિયા-ભમરી. | કંસારી-કંસારી. |
| વિચ્છુ-વીંછી. | તિડ્ડ-તીડ. | કવિલ-કરોળીયા. |
| ઢિંકુણ-બગાઇ. | મચ્છિય-માખી. | ડોલાઈ-ખડમાંકડી. વિગેરે. |
| ભમરા-ભમરા. | ડંસા-ડાંસ. | |
| | મસગા-મચ્છર | |

## ચઉરિંદ્રિય જીવો.

ચઉરિંદિયા ય વિચ્છુ—ચઉરિંદ્રિય જીવો (ચામડી, જીભ, નાક ને આંખવાળા) વીંછી અને

ઢિંકુણ ભમરા ય ભમરિયા તિડ્ડા—બગાઈ, ભમરા. ભમરી અને તીડ.

મચ્છિય ડંસા મસગા—માખી, ડાંસ, મચ્છર.

કંસારી કવિલ ડોલાઈ ॥૧૮॥—કંસારી, કરોળીયા, ખડમાંકડી વિગેરે (પતંગીયાં) છે.

બેઈંદ્રિયને પગ ન હોય. તેઈંદ્રિયને ૪–૬ કે વધુ પગ (કાનખજુરાને) હોય. ચઉરિંદ્રિયને ૬ કે ૮ પગ હોય. પંચેંદ્રિયને ૨, ૪, અને ૮ પગ (અષ્ટાપદ ચતુષ્પદને) હોય અથવા (સર્પને) પગ ન હોય.

| | | |
|---|---|---|
| પંચિંદિયા–પાંચ ઇંદ્રિયવાળા. | તિરિય–તિર્યંચ | સત્ત–સાત. |
| ચઉહા–ચાર પ્રકારે. | મણુસ્સ–મનુષ્ય. | વિહા–પ્રકારે. |
| નારય–નારકી. | દેવા–દેવતા. | નાયવ્વા–જાણવા. |
| | નેરઇયા–નારકી જીવો. | પુઢવી–પૃથ્વીના. |
| | | ભેએણં–ભેદ વડે. |

## પંચેંદ્રિય જીવોના ભેદો.

પંચિંદિયા ય ચઉહા—પંચેંદ્રિય જીવો (ચામડી, જીભ, નાક, આંખ ને કાનવાળા) ૪ પ્રકારે છે.

નારય તિરિયા મણુસ્સ દેવા ય—નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા.

નેરઇયા સત્તવિહા—નારકી જીવો ૭ પ્રકારે છે. (ઘમ્મા, વંશા, સેલા, અંજણા, રિટ્ઠા. મઘા ને માઘવતી.)

નાયવ્વા પુઢવી ભેએણં ॥૧૯॥—તે (રત્નપ્રભાદિ) પૃથ્વીના ભેદ વડે જાણવા. (રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા ને તમસ્તમઃપ્રભા. એ ૭ ગોત્ર [ગુણ ઉપરથી બનેલાં નામ] જાણવાં.)

# નારકીના ૧૪ ભેદો.

| નંબર | નામ | ગોત્ર (ગુણ ઉપરથી બનેલાં નામ). | કયો ગુણ? |
|---|---|---|---|
| ૧ | ધમ્મા | રત્નપ્રભા | રત્ન ઘણાં હોય, |
| ૨ | વંશા | શર્કરા પ્રભા | કાંકરા ઘણા હોય. |
| ૩ | સેલા | વાલુકા પ્રભા | રેતી ઘણી હોય. |
| ૪ | અંજણા | પંક પ્રભા | કાદવ ઘણો હોય. |
| ૫ | રિટ્ટૂંહા | ધૂમ પ્રભા | ધૂમાડો ઘણો હોય. |
| ૬ | મઘા | તમઃ પ્રભા | અંધકાર ઘણો હોય. |
| ૭ | માઘવતી | તમસ્તમઃ પ્રભા | અત્યંત ઘણોજ અંધકાર હોય |

એ ૭ અપર્યાપ્ત ને ૭ પર્યાપ્ત મળી ૧૪ ભેદ નારકીના થયા.

જલયર–પાણીમાં ચાલનારા.
થલયર–જમીન ઉપર ચાલનારા.
ખયરા–આકાશમાં ઉડનારા.
તિવિહા–ત્રણ પ્રકારે.
પંચિંદિયા–પાંચ ઈંદ્રિયવાળા.
તિરિક્ખા–તિર્યંચો.
સુસુમાર–પાડાના આકારના મત્સ્યો.

મચ્છ–માછલાં.
કચ્છવ–કાચબા.
ગાહા–ઝૂંડ જળજંતુ.
મગરા–મગરો.
જલચારી–જળચર જીવો.

---

ચઉપય–ચાર પગવાળાં.
ઉર પરિસપ્પા–પેટે ચાલનારા.
ભુય પરિસપ્પા–ભુજાએ ચાલનારા.
ગો–ગાય.

સપ્પ–સર્પ, સાપ.
નઉલ––નોળીયા.
પમુહ–પ્રમુખ, વિગેરે.
બોધવ્વા–જાણવા.
સમાસેણં–સંક્ષેપથી.

---

ખયરા–ખેચર.
રોમય–રૂવાંટાની.
પક્ખી–પાંખવાળા પક્ષી.
ચમ્મય પક્ખી–ચામડાની પાંખવાળાં પક્ષી.

પાયડા-પ્રગટ.
ચેવ-નિશ્ચે.
નરલોગાઓ-મનુષ્ય લોકની.
બાહિં-બહાર.
સમુગ્ગ પક્ખી-સંકોચેલી પાંખવાળાં પક્ષી.

વિયય પક્ખી-વિસ્તારેલી પાંખ-વાળાં પક્ષી.

સવ્વે-સર્વ.
જલ-જલચર.
થલ-સ્થલચર.
ખયરા-ખેચર.
સમુચ્છિમા-સમૂર્ચ્છિમ.

ગબ્ભયા-ગર્ભજ.
દુહા-બે પ્રકારે.
હુન્તિ-હોય છે.
કમ્મ-કર્મભૂમિના.
અકમ્મગભૂમિ-અકર્મભૂમિના.
અંતરદીવા-અંતર્દ્વીપના.
મણુસ્સા-મનુષ્યો.

## પંચેંદ્રિય તિર્યંચ જીવોના ભેદો.

જલયર થલયર ખયરા—જલચર (પાણીમાં રહેનાર), સ્થલચર (જમીન ઉપર ચાલનાર), અને ખેચર (આકાશમાં ઉડનાર.)

તિવિહા પંચિંદિયા તિરિક્ખા ય—તિર્યંચ પંચેંદ્રિય જીવો ૩ પ્રકારે છે.

સુસુમાર મચ્છ કચ્છવ—સુસુમાર (પાડાના જેવા મત્સ્ય), માછલાં, કાચબા,

ગાહા મગરા ય જલચારી ॥ ૨૦ ॥—ઝૂંડો અને મગરો એ જલચર જીવો છે.

ચઉપય ઉરપરિસપ્પા—ચતુષ્પદ (ચાર પગવાળાં)-ઉરઃ પરિસર્પ (પેટે ચાલનારા.)

ભુય પરિસપ્પા ય થલયરા તિવિહા—અને ભુજપરિસર્પ (ભુજાથી ચાલનાર) એમ સ્થલચર જીવો ૩ પ્રકારે છે.

ગો સપ્પ નઉલ પમુહા—ગાય, સાપ. અને નોળીયા પ્રમુખ (અનુક્રમે)

બોધવ્વા તે સમાસેણં ॥ ૨૧ ॥—તે સંક્ષેપથી જાણવા.

ખયરા રોમય પક્ખી—ખેચર જીવો રોમજ પક્ષી (રૂવાંટાની પાંખ-વાળાં પોપટ, મોર વિગેરે.)

ચમ્મય પક્ખી ય પાયડા ચેવ—અને ચર્મજ પક્ષી (ચામડાની પાંખવાળાં વડવાગુલી, ચામાચીડીયાં વિગેરે) નિશ્ચે પ્રસિદ્ધ છે.

નરલોગાઓ બાહિં—મનુષ્ય લોક (અઢીદ્વીપ)ની બહાર.

સમુગ્ગ પક્ખી વિયય પક્ખી ॥ ૨૨ ॥—(બેસે અને ઉડે ત્યારે) સંકોચેલી પાંખવાળાં અને વિસ્તારેલી પાંખવાળાં પક્ષી છે.

જંબૂદ્વીપ, ધાતકીખંડ અને પુષ્કરવર દ્વીપ અડધો એ રા દ્વીપ. તેની વચ્ચે અનુક્રમે લવણ સમુદ્રને કાલોદધિ છે. એ ૪૫ લાખ જોજનનું ક્ષેત્ર તે મનુષ્યલોક કહેવાય છે, કારણ કે તેની જ અંદર મનુષ્યનાં જન્મ-મરણ થાય છે.

સવ્વે જલ થલ ખયરા—સર્વ જલચર, સ્થલચર અને ખેચર.

સમુચ્છિમા ગબ્ભયા દુહા હુંતિ—સમૂર્છિમ (માતા-પિતાના સંબંધ વિના ઉપજે તે) અને ગર્ભજ (એમ) બે પ્રકારે છે. (એકેંદ્રિય અને વિકલેંદ્રિય સમૂર્છિમજ છે.)

કમ્મા-કમ્મગ ભૂમિ—કર્મભૂમિના, અકર્મભૂમિના.

અંતરદીવા મણુસ્સા ય ॥ ૨૩ ॥—અને અંતર્દ્વીપના (એમ ૩ ભેદે) મનુષ્યો છે.

## તિર્યંચ ગતિના ૪૮ ભેદ.

| સૂક્ષ્મ એકેંદ્રિયના ભેદ. ૫ | બાદર એકેંદ્રિયના ભેદ. ૬ | વિકલેંદ્રિય ના ભેદ. ૩ | સમૂર્છિમ પંચેંદ્રિય તિર્યંચ ના ભેદ. ૫ | ગર્ભજ પંચેંદ્રિય તિર્યંચ ના ભેદ. ૫ |
|---|---|---|---|---|
| પૃથ્વીકાય | પૃથ્વીકાય | બેઇંદ્રિય | જલચર | જલચર |
| અપ્કાય | અપ્કાય | તેઇંદ્રિય | સ્થલચર (ચતુષ્પદ) | સ્થલચર |
| તેઉકાય | તેઉકાય | ચઉરિંદ્રિય | ખેચર | ખેચર |
| વાઉકાય | વાઉકાય | | ઉરઃ પરિસર્પ | ઉરઃપરિસર્પ |
| સાધારણવન-સ્પતિકાય | સાધારણ વ૦ | | ભુજ પરિસર્પ | ભુજપરિસર્પ |
| | પ્રત્યેકવન૦ | | | |

એકેંદ્રિયના, ૧૧ અપર્યાપ્તા ને ૧૧ પર્યાપ્તા મળી ૨૨. વિકલેંદ્રિયના, ૩ અપર્યાપ્તા ને ૩ પર્યાપ્તા મળી ૬. પંચેંદ્રિય તિર્યંચના, ૧૦ અપર્યાપ્તા ને ૧૦ પર્યાપ્તા મળી ૨૦ ભેદ.

કુલ (૨૨+૬+૨૦=૪૮)

## મનુષ્યોના ૩૦૩ ભેદ

કર્મભૂમિ—[1]અસિ- [2]મસી અને [3]કૃષિનો વેપાર ચાલે તે. ક્ષેત્ર ૧૫ છે. ૫ ભરત, ૫ ઐરવત અને ૫ મહાવિદેહ.

અકર્મભૂમિ—( અસિ-મસી ને કૃષિનો વેપાર ન હોય તે. ) ક્ષેત્ર ૩૦ છે. ૫ હૈમવત, ૫ ઐરણ્યવત, ૫ હરિવર્ષ, ૫ રમ્યક્, ૫ દેવકુરૂ ને ૫ ઉત્તરકુરૂ. તેમાં યુગલિઆ એટલે ભાઇ-બેન સાથે જન્મે, યોગ્ય ઉંમરે ધણી ધણીયાણી તરીકે રહે અને સાથે મરીને દેવગતિમાં ઉપજે, તે રહે છે.

અંતર્દ્વીપ—૫૬ છે. તેમાં યુગલિઆ મનુષ્ય અને તિર્યંચ રહે છે. આ જંબૂદ્વીપમાં પૂર્વ પશ્ચિમ લાંબા એવા હિમવંત અને શિખરી ૨ પર્વતો છે. તે ૨ પર્વતોની ૨ દિશાના ચારે છેડામાંથી બબ્બે ગજદંત લવણ સમુદ્રમાં ગયેલા છે. એ આઠે દાઢા (ગજદંત) ઉપર ૭-૭ અંતર્દ્વીપ હોવાથી ૮ × ૭=૫૬ અંતર્દ્વીપ છે.

૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ ને ૫૬ અંતર્દ્વીપ મળી ૧૦૧ ક્ષેત્રોના ગર્ભજ અપર્યાપ્તા અને ગર્ભજ પર્યાપ્તા મળી ૨૦૨ અને ગર્ભજ મનુષ્યોના મલ મૂત્ર વિગેરે ૧૪ અશુચિ પદાર્થોમાં ઉત્પન્ન થનારા ૧૦૧ સમૂચ્છિંમ અપર્યાપ્તા મનુષ્ય મળી કુલ ૩૦૩ ભેદ. (તેમાંથી આપણે જંબૂદ્વીપના ભરતક્ષેત્રના ગર્ભજ પર્યાપ્તા મનુષ્ય કહેવાઇએ. )

| | | |
|---|---|---|
| દસહા-દશ પ્રકારે. | વાણમંતરા-વાણ-વ્યંતર. | પંચ વિહા-પાંચ પ્રકારે. |
| ભવણાહિવઈ-ભવનપતિ. | હુન્તિ-છે. | દુ વિહા-બે પ્રકારે. |
| અટ્ઠવિહા-આઠપ્રકારે. | જોઈસિયા-જ્યોતિષી. | વેમાણિયા-વૈમાનિક. |
| | | દેવા-દેવો. |

૧. શસ્ત્ર, ૨. શાહીથી લખવાનું ૩. ખેતી.

## દેવતાના ભેદો.

દસહા ભવણાહિવઈ–૧૦ પ્રકારે ભવનપતિ દેવો છે.
અટ્ઠવિહા વાણમંતરા હુંતિ–૮ પ્રકારે વાણવ્યંતર દેવો છે.
જોઇસિયા પંચવિહા—૫ પ્રકારે જ્યોતિષી દેવો છે.
દુવિહા વેમાણિયા દેવા ॥૨૪॥ ૨ પ્રકારે વૈમાનિક દેવો છે.

## દેવતાના ૧૯૮ ભેદ.

### ભવનપતિના ૧૦ ભેદ.

૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર, ૪ વિદ્યુતકુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર ૮ દિશિકુમાર; ૯ પવન-કુમાર અને ૧૦ સ્તનિત ( મેઘ ) કુમાર.

### પરમાધામીના ૧૫ ભેદ.

૧ અંબ, ૨ અંબરીશ, ૩ શ્યામ, ૪ શબલ,
૫ રૂદ્ર, ૬ ઉપદ્રવ, ૭ કાળ; ૮ મહાકાળ,
૯ અસિપત્ર, ૧૦ વન, ૧૧ કુંભી, ૧૧ વાલુકા,
૧૩ વૈતરણી, ૧૪ ખરસ્વર અને ૧૫ મહાઘોષ.

### વ્યંતરના બે ભેદ. ૧ વ્યંતર અને ૨ વાણવ્યંતર. તે બંનેના ૮–૮ ભેદ છે.

૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિંનર,
૬ કિંપુરૂષ, ૭ મહોરગ, ને ૮ ગંધર્વ. એ ૮ વ્યંતર.
૧ અણુપન્ની. ૨ પણુપન્ની, ૩ ઈસિવાદી, ૪ ભૂતવાદી, ૫ કંદિત,
૬ મહાકંદિત, ૭ કોહંડ ને ૮ પતંગ એ આઠ વાણવ્યંતર.

### તિર્યંગ જાંભકના ૧૦ ભેદ.

૧ અન્ન જાંભગા. ૨ પાન જાંભગા, ૩ વસ્ત્ર જાંભગા,
૪ લેણ (ઘર) જાંભગા, ૫ પુષ્પ જાંભગા, ૬ ફલ જાંભગા,
૭ પુષ્પફલ જાંભગા, ૮ શયન જાંભગા, ૯ વિદ્યા જાંભગા,
અને ૧૦ મા અવિયત્ત ( અવ્યક્ત ) જાંભગા.

## જ્યોતિષી દેવતાના ૨ ભેદ.

મનુષ્ય ક્ષેત્રમાં ચર, અને તેની બહાર સ્થિર. ચર અને ૨ સ્થિર જ્યોતિષી (એ દરેકના)ના ૫ ભેદ–ચંદ્ર. સૂર્ય, ગ્રહ, નક્ષત્ર ને તારા (કુલ ૧૦)

વૈમાનિક દેવતાના ૨ ભેદ. ૧ કલ્પોપપન્ન અને ૨ કલ્પાતીત.

કલ્પોપપન્ન—સ્વામી સેવક આદિ મર્યાદાવાળા ૧૨ દેવલોક સુધીના.

૯ લોકાંતિક દેવનાં નામ—૧ સારસ્વત, ૨ આદિત્ય, ૩ ૪ વહ્નિ, અરૂણ, ૫ ગર્દતોય, ૬ તુષિત, ૭ અવ્યાબાધ, ૮ મરૂત, અને ૯ અરિષ્ટ.

૩ કિલ્બીષિયા—પહેલા કિલ્બીષિયા ૧–૨ જા દેવલોક નીચે, બીજા કિલ્બીષિયા ત્રીજા દેવલોક નીચે, અને ત્રીજા કિલ્બીષિયા ૬ઠ્ઠા દેવલોક નીચે ઉત્પન્ન થાય છે.

૧૨ દેવલોકનાં નામ—૧ સૌધર્મ, ૨ ઈશાન, ૩ સનત્કુમાર, ૪ માહેંદ્ર, ૫ બ્રહ્મલોક, ૬ લાંતક, ૭ મહાશુક્ર, ૮ સહસ્રાર ૯ આનત, ૧૦ પ્રાણુત, ૧૧ આરણ અને ૧૨ અચ્યુત.

કલ્પાતીત-સ્વામિ સેવક આદિ આચાર વિનાના. સર્વે અહમિંદ્ર છે. તેના ૨ ભેદ. ૯ ગ્રૈવેયક અને ૫ અનુત્તર વિમાનના.

૯ ગ્રૈવેયકનાં નામ—૧ સુદર્શન, ૨ સુપ્રતિબદ્ધ, ૩ મનોરમ, ૪ સર્વતોભદ્ર, ૫ વિશાલ, ૬ સુમન, ૭ સૌમનસ, ૮ પ્રીતિકર અને ૯ આદિત્ય

૫ અનુત્તરનાં નામ—૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજિત ને ૫ સર્વાર્થસિદ્ધ.

ભવનપતિ ૧૦ + ૧૫ = ૨૫ ભેદ.
વ્યંતરના ૮ + ૮ + ૧૦ = ૨૬ ભેદ.
જ્યોતિષીના ૫ + ૫ – ૧૦ ભેદ.
વૈમાનિકના ૯ + ૩ + ૧૨ + ૯ + ૫ = ૩૮ ભેદ.

૯૯ ભેદે અપર્યાપ્તા

અને ૯૯ ભેદે પર્યાપ્તા મળી કુલ ૧૯૮ ભેદ દેવતાના.

એ રીતે નારકીના ૧૪ ભેદ, તિર્યંચગતિના ૪૮, મનુષ્યગતિના ૩૦૩ અને દેવગતિના ૧૯૮ મળી ૫૬૩ ભેદ સંસારી જીવના થાય છે.

સૂક્ષ્મ એકેંદ્રિય અને બાદર વાયુકાયનું ઉત્પત્તિસ્થાન ૧૪ રાજલોકમાં, બાદર પૃથ્વી અપ્ અને વનસ્પતિકાયનું બાર દેવલોક સુધી, પ્રાયઃ વિકલેંદ્રિય અને પંચેંદ્રિય તિર્યંચનું તિર્છાલોકમાં, વ્યંતર અને જ્યોતિષીનું તિર્છાલોકમાં જ, નારકી અને ભવનપતિનું અધોલોકમાં, મનુષ્ય અને બાદર તેઉકાયનું અઢીદ્વીપમાં જ, અને વૈમાનિક દેવોનું ઉર્ધ્વલોકમાં હોય છે.

---

| | | |
|---|---|---|
| સિદ્ધા–સિદ્ધના. | આઈ–વિગેરે. | જીવ–જીવોના. |
| પનરસ–પન્નર. | સિદ્ધ ભેએણં–સિદ્ધના ભેદ વડે. | વિગપ્પા–ભેદો. |
| ભેયા–ભેદો. | એએ–એ. | સમક્ખાયા–રૂડી રીતે કહ્યા. |
| તિત્થ–જિન સિદ્ધ. | સંખેવેણં–સંક્ષેપથી. | |
| અતિત્થ-અજિનસિદ્ધ | | |

સિદ્ધના (પૂર્વ અવસ્થાને લીધે થયેલ) ૧૫ ભેદ.

સિદ્ધા પનરસ ભેયા, તિત્થા–તિત્થાઈ સિદ્ધ ભેએણં–જિન સિદ્ધ અને અજિન સિદ્ધ આદિ સિદ્ધના ભેદ વડે સિદ્ધના ૧૫ ભેદો છે.

એએ સંખેવેણં, જીવ વિગપ્પા સમક્ખાયા ॥૨૫॥–એ સંક્ષેપથી જીવોના ભેદો રૂડે પ્રકારે કહ્યા.

પહેલા જિનસિદ્ધ, ૨. અજિનસિદ્ધ. ૩ તીર્થસિદ્ધ, ૪ અતીર્થસિદ્ધ. ૫ ગૃહસ્થલિંગ સિદ્ધ, ૬ અન્યલિંગ સિદ્ધ, ૭ સ્વલિંગ સિદ્ધ. ૮. સ્ત્રીલિંગ સિદ્ધ, ૯ પુરૂષલિંગ સિદ્ધ, ૧૦ નપુંસકલિંગ સિદ્ધ ૧૧ પ્રત્યેકબુદ્ધ સિદ્ધ, ૧૨ સ્વયંબુદ્ધ સિદ્ધ, ૧૩ બુદ્ધબોધિત સિદ્ધ. ૧૪ એકસિદ્ધ અને ૧૫ અનેક સિદ્ધ.

# સિદ્ધના ૧૫ ભેદ અને સંસારી જીવોના ૫૬૩ ભેદોનું કોષ્ટક.

જીવ. ૨

સિદ્ધ. ૧૫ સંસારી. ૨

થાવર. ૫ ત્રસ. ૪

પૃથ્વી અપ્ તેઉ. વાયુ. વનસ્પતિ. ૨ બેઇંદ્રિય. તેઇંદ્રિય. ચઉરિંદ્રિય. પંચેંદ્રિય ૪

સૂક્ષ્મ. બાદર. સૂક્ષ્મ. બાદર. બાદર પ્રત્યેક. સાધારણ. ૨

સૂક્ષ્મ. બાદર. સૂક્ષ્મ બાદર. સૂક્ષ્મ. બાદર.

નારકી. ૭ તિર્યંચ. ૩ મનુષ્ય. ૩ દેવતા. ૪

કર્મભુમિ. ૧૫ અકર્મભુમિ. ૩૦ અંતર્દ્વીપ ૫૬

જલચર. સ્થલચર. ૩ ખેચર.

ભરત. ૫ ઐરવત. ૫ મહાવિદેહ. ૫

સમૂર્ચ્છિમ. ગર્ભજ. સમૂર્ચ્છિમ. ગર્ભજ. સમૂર્ચ્છિમ અપર્યાપ્તા. ગર્ભજ.

ચતુષ્પદ ઉરપરિસર્પ. ભુજપરિસર્પ.

સમૂર્ચ્છિમ ગર્ભજ. સમૂર્ચ્છિમ ગર્ભજ.

સમૂર્ચ્છિમ. ગર્ભજ. સમૂર્ચ્છિમ. ગર્ભજ. સમૂર્ચ્છિમ. ગર્ભજ. અપર્યાપ્તા. અપર્યાપ્તા.

(૧૯)

હિમવત. ૫ ઐરણ્યવત. ૫ હરિવર્ષ. ૫ રમ્યક્. ૫ દેવકુરુ. ૫ ઉત્તરકુરુ. ૫

સમૂર્છિમ ગર્ભજ. સમૂર્છિમ ગર્ભજ. સમૂર્છિમ ગર્ભજ. સમૂર્છિમ ગર્ભજ. સમૂર્છિમ ગર્ભજ. સમૂર્છિમ ગર્ભજ.
અપર્યાપ્તા. અપર્યાપ્તા. અપર્યાપ્તા. અપર્યાપ્તા. અપર્યાપ્તા. અપર્યાપ્તા.

સમૂર્છિમ અપર્યાપ્તા. ગર્ભજ.

ભવનપતિ. વ્યંતર. જ્યોતિષી. ૨ વૈમાનિક. ૨.

અસુરકુમારાદિ. ૧૦ પરમાધામી. ૧૫ વ્યંતર. ૮ વાણવ્યંતર. ૮ તિર્યગ્જૃંભક. ૧૦

કલ્પોપપન્ન. કલ્પાતીત. ૨

સૌધર્માદિ ૧૨ લોકાન્તિક. ૯ કિલ્બીષિયા ૩

ચર. ૫ સ્થિર. ૫

ચંદ્ર. સૂર્ય. ગ્રહ. નક્ષત્ર. તારા. ચંદ્ર. સૂર્ય. ગ્રહ. નક્ષત્ર. તારા.

ગ્રૈવેયક. ૯ અનુત્તર. ૫

સમૂર્છિમ અપર્યાપ્તા મનુષ્ય વિના એ દરેકના અપર્યાપ્તા અને પર્યાપ્તા કરતાં સંસારી જીવના ૫૬૩ ભેદ નીચે પ્રમાણે થાય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| એકેંદ્રિયના | ૧૧×૨=૨૨ | કર્મભૂમિના | ગર્ભજ | મનુષ્યોના. | ૧૫×૨=૩૦ |
| વિકલેંદ્રિયના. | ૩×૨= ૬ | ,, | સમૂર્છિમ | ,, | ૧૫×૧=૧૫ |
| તિર્યંચ પંચેંદ્રિયના. | ૧૦×૨=૨૦ | અકર્મભૂમિના | ગર્ભજ | ,, | ૩૦×૨=૬૦ |
| | | ,, | સમૂર્છિમ | ,, | ૩૦×૧=૩૦ |
| | ૪૮ | અંતર્દ્વીપના | ગર્ભજ | ,, | ૫૬×૨=૧૧૨ |
| નારકીના | ૭×૨=૧૪ | ,, | સમૂર્છિમ | ,, | ૫૬×૧=૫૬ |
| | | | | | ૩૦૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ભવનપતિના. | ૧૦+૧૫=૨૫×૨=૫૦ | | | |
| વ્યંતરના. | ૮+૮+૧૦=૨૬×૨=૫૨ | નરક | ગતિના | ૧૪ |
| જ્યોતિષીના. | ૫+૫=૧૦×૨=૨૦ | તિર્યંચ | ,, | ૪૮ |
| વૈમાનિક કલ્પોપપન્નના. | ૧૨+૩+૯+૨૪×૨=૪૮ | મનુષ્ય | ,, | ૩૦૩ |
| ,, કલ્પાતીતના. | ૯+૫=૧૪×૨=૨૮ | દેવ | ,, | ૧૯૮ |
| | ૧૯૮ | | | ભેદ. ૫૬૩ |

એએસિં-એ.
જીવાણ-જીવોનું.
સરીર-શરીરનું પ્રમાણ
આઉ-આયુષ્યનું.
ઠિઈ-સ્થિતિ.
સકાયંમિ-પોતાની. [કાયમાં.
પાણા-પ્રાણ.
જોણિ-યોનિનું.
પમાણં-પ્રમાણ.
જેસિં-જેઓનું.
જં-જેટલું.
અત્થિ-છે.
તં-તેટલું.
ભણિમો-કહીશું.

પાંચ દ્વારના નામ.

એએસિં જીવાણં—એ જીવોનું,

સરીર-માઉ ઠિઈ સકાયંમિ—શરીરનું પ્રમાણ, આયુષ્યનું પ્રમાણ, સ્વકાય (પોતાની કાયને વિષે) સ્થિતિ (રહેવાના કાળ)નું પ્રમાણ.

પાણા જોણિ [1]પમાણં-પ્રાણનું પ્રમાણ અને યોનિનું પ્રમાણ.

જેસિં જં અત્થિ તં ભણિમો ॥૨૬॥—જેઓનું જેટલું છે, તેટલું કહીશું.

અંગુલ-આંગળનો.
અસંખ-અસંખ્યાતમો.
ભાગો-ભાગ.
સરીરં-શરીર.
એગિંદિયાણ-એકેન્દ્રિય જીવોનું.
સવ્વેસિં-સર્વે.
જોયણ-જોજન.
સહસ્સં-હજાર.
અહિયં-અધિક.
નવરં-વિશેષ.
પત્તેય-પ્રત્યેક.
રૂક્ખાણં-વનસ્પતિકાયનું.

પહેલા શરીર દ્વારની ઉત્કૃષ્ટ લંબાઈ કે ઉંચાઈ.

એકેન્દ્રિય જીવોના શરીરનું પ્રમાણ.

અંગુલ અસંખ ભાગો, સરીર-મેગિંદિયાણ સવ્વેસિં—આંગળના અસંખ્યાતમા ભાગનું સર્વે એકેંદ્રિય જીવોનું શરીર હોય છે.

જોયણ સહસ્સ-મહિયં, નવરં પત્તેય રૂક્ખાણં ॥૨૭॥—૧ હજાર જોજનથી અધિક પ્રત્યેક વનસ્પતિકાયનું શરીર હોય છે, એટલું વિશેષ છે.

બારસ-બાર.
જોયણ-જોજન.
તિન્નેવ-ત્રણજ.
ગાઉઆ-ગાઉ.
જોયણં-જોજન.
અણુક્કમસો-અનુક્રમે.
બેઈંદિય-બેઇંદ્રિય.
તેઈંદિય-તેઈંદ્રિય.
ચઉરિંદિય-ચઉરિંદ્રિયના.
દેહં-શરીરનું.
ઉચ્ચત્તં-ઉંચપણું. લંબાઈ.

---

૧ અહીં પ્રમાણ શબ્દ દરેક સ્થળે જોડવો. એમ અવચૂરીમાં કહેલ છે.

## વિકલેંદ્રિય જીવોના શરીરની લંબાઇ.

બારસ જોયણુ તિન્નેવ, ગાઉઆ જોયણં ચ અણુક્કમસો—૧૨ જોજન, ત્રણ જ ગાઉ અને ૧ જોજન અનુક્રમે.

બેઈંદ્રિય તે ઈંદ્રિય, ચઉરિંદ્રિય દેહ-મુચ્ચત્તં ॥૨૮॥—બેઇંદ્રિય, તેઇંદ્રિય (અને) ચઉરિંદ્રિય જીવોના શરીરની લંબાઇ છે. (અઢી દ્વીપની બહાર).

બેઇંદ્રિયના શરીરની લંબાઇ ૧૨ જોજન, તેઇંદ્રિયના શરીરની લંબાઇ ૩ ગાઉ અને ચઉરિંદ્રિયના શરીરની લંબાઇ ૧ જોજન છે.

| | | |
|---|---|---|
| ધણુ—ધનુષ્યના. | સત્તમાઇ—સાતમી. | ઉણા—ઓછા. |
| સય પંચ—પાંચ સો. | પુઢવીએ—પૃથ્વીમાં. | નેયા—જાણવા. |
| પમાણા—પ્રમાણવાળા | તત્તો—તેથી. | રયણપ્પહા—રત્નપ્રભા. |
| નેરઇયા—નારકીઓ. | અદ્ધદ્ધ—અડધા અડધા. | જાવ—જ્યાં સુધી. |

## નારકી જીવોના શરીરનું પ્રમાણ.

ધણુ સય પંચ પમાણા, નેરઇયા સત્તમાઇ પુઢવીએ—૫૦૦ ધનુષ્યના પ્રમાણવાળા નારકીઓ ૭મી પૃથ્વીમાં હોય છે.

તત્તો અદ્ધદ્ધુણા, નેયા રયણપ્પહા જાવ ॥૨૯॥—તેથી અર્ધ અર્ધ ઓછા પ્રમાણવાળા (નારકીઓ) રત્નપ્રભા સુધી જાણવા. ૨૪ આંગળનો ૧ હાથ. ૪ હાથનું ૧ ધનુષ્ય.

૭મીનું શરીર ૫૦૦ ધનુષ્ય; ૬ઠીનું ૨૫૦ ધનુષ્ય; ૫મીનું ૧૨૫ ધનુષ્ય, ૪થીનું ૬૨॥ ધનુષ્ય,, ૩જીનું ૩૧। ધનુષ્ય, ૨જીનું ૧૫॥ ધનુષ્ય અને ૧૨ આંગળ, ૧લીનું ૭॥ ધનુષ્ય અને ૬ આંગળ.

| | | |
|---|---|---|
| જોયણ—જોજન. | ઉરગા—ઉરઃપરિસર્પ. | પુહુત્તં—બે થી નવ. |
| સહસ્સ—હજાર. | ગબ્ભયા—ગર્ભજ. | પક્ખીસુ—પક્ષીઓનું. |
| આણા—પ્રમાણવાળા. | હુન્તિ—હોય છે. | ભુયચારી—ભુજપરિસર્પનું. |
| મચ્છા—મત્સ્ય.માછલાં | ધણુહ—ધનુષ્ય. | |

| | | |
|---|---|---|
| ગાઉઅપુહુત્તં-૨ થી ૯ ગાઉ | ઉરગા-ઉરઃપરિસર્પનું. | મિત્તા-પ્રમાણવાળા. |
| ખયરા-ખેચરનું. | જોયણ પુહુત્તં-૨ થી ૯ જોજન. | સમુચ્છિમા-સંમૂચ્છિંમ. |
| ભુયગા-ભુજપરિસર્પનું. | ગાઉઅ પુહુત્ત-૨ થી ૯ ગાઉ. | ચઉપ્પયા-ચતુષ્પદ. ચોપગા. |
| ધણુહપુહુત્તં-૨ થી ૯ ધનુષ્ય. | | ભણિયા-કહ્યા છે. |

ગર્ભજ તિર્યંચ પંચેંદ્રિય જીવોના શરીરનું પ્રમાણ.

જોયણ સહસ્સ માણા, મચ્છા ઉરગા ય ગબ્ભયા હુંતિ—હજાર જોજનના પ્રમાણવાળા ગર્ભજ કે સમૂચ્છિંમ મત્સ્ય અને ગર્ભજ ઉરપરિસર્પ હોય છે.

ધણુહ પુહુત્તં પક્ખીસુ—ગર્ભજ પક્ષીનું શરીર ૨ થી ૯ ધનુષ્ય હોય છે.

ભુયચારી ગાઉઅ પુહુત્તં ॥૩૦॥—ગર્ભજ ભુજપરિસર્પનું શરીર ૨ થી ૯ ગાઉ હોય છે.

સમૂચ્છિંમ પંચેંદ્રિય તિર્યંચોના શરીરનું પ્રમાણ.

ખયરા ધણુહ પુહુત્તં, ભુયગા-ખેચર અને ભુજપરિસર્પનું ૨થી૯ ધનુષ્ય.

ઉરગા ય જોયણ પુહુત્તં-અને ઉરઃપરિસર્પનું શરીર ૨ થી ૯ જોજન હોય છે.

ગાઉઅ પુહુત્ત મિત્તા, સમુચ્છિમા ચઉપ્પયા ભણિયા ॥૩૧॥—૨ થી ૯ ગાઉ પ્રમાણવાળા સમૂચ્છિંમ ચતુષ્પદ કહ્યા છે.

| | | |
|---|---|---|
| છચ્ચેવ-નિશ્ચે ૭ | ગબ્ભયા-ગર્ભજ. | માણુસ્સા-મનુષ્યો. |
| ગાઉઆઇં-ગાઉના પ્રમાણવાળા. | મુણેયવ્વા-માનવા જાણવા. | ઉક્કોસ-ઉત્કૃષ્ટથી. |
| | | સરીર-શરીરના. |
| ચઉપ્પયા-ચતુષ્પદ | કોસતિગં-ત્રણ ગાઉ. | માણેણં-પ્રમાણ વડે. |

ગર્ભજ ચતુષ્પદ અને મનુષ્યના શરીરનું પ્રમાણ.

છચ્ચેવ ગાઉઆઇં, ચઉપ્પયા ગબ્ભયા મુણેયવ્વા—નિશ્ચે ૬ ગાઉના શરીરવાળા ગર્ભજ ચતુષ્પદ માનવા.

કોસ તિગં ચ મણુસ્સા, ઉક્કોસ સરીર માણેણં ॥૩૨॥—અને ગર્ભજ મનુષ્યો ઉત્કૃષ્ટથી શરીરના પ્રમાણ વડે ૩ ગાઉ છે.

| | | |
|---|---|---|
| ઇસાણ-ઈશાન દેવલોકના. | સત્ત-સાત. | ગેવિજ્જ-ગ્રૈવેયક. |
| અંત-અંત સુધી. | હુન્તિ-હોય છે. | અણુત્તરે-અનુત્તરને વિષે. |
| સુરાણં-દેવતાઓની. | ઉચ્ચત્તં-ઉંચાઈ. | ઇક્કિક્ક-એક એક. |
| રયણીઓ-હાથ. | દુગ દુગ-બે બે. | પરિહાણી-ઓછી કરવી. |
| | દુગ ચઉ-બે ચાર. | |

દેવોના શરીરનું પ્રમાણ.

ઇસાણંત સુરાણં—ઇશાન દેવલોકના અંત સુધી દેવોની (ભવનપતિ -પરમાધામી-વ્યંતર-વાણવ્યંતર-તિર્યંગ્જૃંભક-જ્યોતિષી-પહેલો કિલ્બીષિક-સૌધર્મને ઈશાન દેવોની)

રયણીઓ સત્ત હુંતિ ઉચ્ચત્તં—ઉંચાઇ ૭ હાથ હોય છે.

દુગ દુગ દુગ ચઉ ગેવિજ્જ, ણુત્તરે ઇક્કિક્ક પરિહાણી ॥૩૩॥ બે, બે, બે અને ચાર ('દેવલોકે) ગ્રૈવેયકે (અને) અનુત્તરને વિષે ઉંચાઈ ૧-૧ હાથ ઓછી કરવી.

૩-૪થા દેવલોકના દેવોનું ૬ હાથ, ૫-૬ઠાનું ૫ હાથ, ૭-૮ માનું ૪ હાથ, ૯-૧૦-૧૧-૧૨માનું ૩ હાથ, ૯ ગ્રૈવેયકનું ૨ હાથ અને ૫ અનુત્તર દેવોની ઉંચાઈ ૧ હાથ હોય છે.

| | | |
|---|---|---|
| બાવીસા-બાવીશ. | વાઉસ્સ-વાઉકાયનું. | ગણાણ-સમુહનું. |
| પુઢવીએ-પૃથ્વીકાયનું | વાસ-વર્ષ | તેઉ-તેઉકાયનું. |
| સત્ત ય-સાત અને | સહસ્સા-હજાર. | તિ-ત્રણ. |
| આઉસ્સ-અપ્કાયનું. | દસ-દશ. | રત્તાઉ-રાત્રિ દિવસ આયુષ્ય. |
| તિન્નિ-ત્રણ | તરૂ-પ્રત્યેક વનસ્પતિના. | |

૨ જું ઉત્કૃષ્ટ આયુષ્ય દ્વાર.

એકેંદ્રિય જીવોનું આયુષ્ય.

બાવીસા પુઢવીએ—પૃથ્વીકાયનું ૨૨ હજાર વર્ષનું આયુષ્ય.

સત્ત ય આઉસ્સ તિન્નિ વાઉસ્સ—અપ્કાયનું ૭ હજાર વર્ષ અને વાયુકાયનું ૩ હજાર વર્ષ.

વાસ સહસ્સા દસ તરૂ, ગણાણુ—પ્રત્યેક વનસ્પતિકાયના સમુહનું ૧૦ હજાર વર્ષ (અને)

તેઉ તિ રત્તાઉ ॥૩૪॥—તેઉકાયનું ૩ અહોરાત્રિ આયુષ્ય હોય છે.

| | | |
|---|---|---|
| વાસાણિ—વર્ષ. | તેઇંદ્રિયાણું—તેઇંદ્રિયોનું | દિણાઇં—દિવસ. |
| બારસ—બાર. | તુ—તો. નિશ્ચે. | ચઉરિંદીણું—ચઉરિંદ્રિયોનું. |
| આઉ—આયુષ્ય. | અઉણાપન્ન—ઓગણપચાશ. | તુ—નિશ્ચે. |
| એઇંદ્રિયાણું—એઇંદ્રિયોનું. | | છ મ્માસા—૭ માસ. |

## વિકલેંદ્રિય જીવોનું આયુષ્ય.

વાસાણિ બારસાઉ—૧૨ વર્ષનું આયુષ્ય.

એઇંદિઆણું તેઇંદિઆણું તુ—બેઇંદ્રિય જીવોનું હોય છે. તેઇંદ્રિય જીવોનું (આયુષ્ય) તો.

અઉણાપન્ન દિણાઇં—૪૯ દિવસ હોય છે.

ચઉરિંદીણં તુ છમ્માસા ॥૩૫॥—ચઉરિંદ્રિય જીવોનું નિશ્ચે (આયુષ્ય) ૭ માસ હોય છે.

| | | |
|---|---|---|
| સુર—દેવતા. | તિન્નિ—ત્રણ | હોઇ—હોય છે. |
| નેરઇયાણ—નારકીની. | પલિઓવમા—પલ્યોપમ. | પુવ્વ—પૂર્વ. |
| ઠિઈ—સ્થિતિ, આયુષ્ય. | હુન્તિ—હોય છે. | કોડીઓ—ક્રોડ (વર્ષ) |
| ઉક્કોસા—ઉત્કૃષ્ટથી. | જલચર—જલચર | પક્ખીણં—પક્ષીઓનું. |
| સાગરાણિ—સાગરોપમ. | ઉર—ઉરઃપરિસર્પ. | પુણ—વળી. |
| તિત્તિસં—તેત્રીશ. | ભુયગાણં—ભુજપરિસર્પનું. | ભણિઓ—કહ્યું છે. |
| ચઉપય—ચોપગાં. | પરમાઉ—ઉત્કૃષ્ટ આયુષ્ય. | અસંખ ભાગો—અસંખ્યાતમો ભાગ. |
| તિરિય—તિર્યંચ. | | પલિયસ્સ—પલ્યોપમનો. |
| મણુસ્સા—મનુષ્યોનું. | | |

દેવતા નારકી મનુષ્ય અને તિર્યંચનું આયુષ્ય.

સુર નેરઇયાણ ઠિઈ, ઉક્કોસા સાગરાણિ તિત્તીસં—દેવતા અને નારકીનું આયુષ્ય ઉત્કૃષ્ટથી ૩૩ સાગરોપમ હોય છે.

ચઉપય તિરિય મણુસ્સા, તિન્નિ ય પલિઓવમા હુંતિ ॥૩૬॥

ચતુષ્પદ તિર્યંચ અને મનુષ્યોનું ( આયુષ્ય ) ૩ પલ્યોપમ હોય છે. અસંખ્યાત વર્ષે ૧ પલ્યોપમ અને ૧૦ કોડાકોડી પલ્યોપમે ૧ સાગરોપમ થાય છે.

જલયર ઉર ભુયગાણં, પરમાઉ હોઇ પુવ્વ કોડીઓ—( ગર્ભજ કે સમૂચ્છિંમ ) જલચર, (ગર્ભજ) ઉરઃપરિસર્પ, અને ભુજપરિસર્પનું ઉત્કૃષ્ટ આયુષ્ય પૂર્વ ક્રોડ (વર્ષનું) હોય છે.

૭૦ લાખ ૫૬ હજાર ક્રોડ વર્ષે ૧ પૂર્વ થાય છે.

પક્ખીણં પુણ ભણિઓ, અસંખ ભાગો ય પલિયસ્સ ॥૩૭॥—વળી પક્ષીઓનું (આયુષ્ય) પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ કહ્યું છે.

સવ્વે-સર્વે.
સુહુમા-સૂક્ષ્મ જીવો.
સાહારણા-સાધારણ
સમુચ્છિમા-સમૂચ્છિંમ.
મણુસ્સા-મનુષ્યો.
ઉક્કોસ-ઉત્કૃષ્ટથી.
જહન્નેણં-જઘન્યથી.
અંતમુહુત્તં-અંતર્મુહૂર્ત.
ચિય-માત્ર. નિશ્ચે.
જિયન્તિ-જીવે છે.

સૂક્ષ્મ એકેંદ્રિય, બાદર સાધારણ અને સમૂચ્છિમ મનુષ્યોનું આયુષ્ય.

સવ્વે સુહુમા સાહારણા ય—સર્વે સૂક્ષ્મ જીવો અને બાદર સાધારણ વનસ્પતિકાય.

સમુચ્છિમા મણુસ્સા ય—અને સમૂચ્છિંમ મનુષ્યો.

ઉક્કોસ જહન્નેણં—ઉત્કૃષ્ટથી ( વધારેમાં વધારે ) અને જઘન્યથી ( ઓછામાં ઓછું )

અંતમુહુત્તં ચિય જિયંતિ ॥૩૮॥—અંતર્મુહૂર્ત ( ઉત્કૃષ્ટથી બે ઘડીમાં ૧ સમય ઓછો અને જઘન્યથી ૨૫૬ આવલિકા પ્રમાણ.) માત્ર જીવે છે.

ઓગાહણા-અવગાહના.
આઉ-આયુષ્યનું.
માણં-પ્રમાણ.
એવં-એ પ્રમાણે.
સંખેવઓ-સંક્ષેપથી.
સમક્ખાયં-રૂડી રીતે.
જે પુણ-જે વળી.
ઇત્થ-અહીં.
વિસેસા-વિશેષ.
વિસેસ સુત્તાઉ-વિશેષ સૂત્રથી જ.
તે નેયા-તે જાણવું.

ઓગાહણાઉ માણં—અવગાહના (શરીરની ઉંચાઇ) અને આયુષ્યનું પ્રમાણ.
એવં સંખેવઓ સમક્ખાયં—એ પ્રમાણે સંક્ષેપથી રૂડી રીતે કહ્યું.
જે પુણ ઇત્થ વિસેસા—જે વળી અહીં (આ બે દ્વારમાં) વિશેષ છે.
વિસેસ સુત્તાઉ તે નેયા ॥ ૩૯ ॥—તે વિશેષ સૂત્ર થકી જ જાણવું.

એગિંદિયા-એકેંદ્રિય જીવો.
સવ્વે-સર્વે.
અસંખ-અસંખ્યાત.
ઉસ્સપ્પિણી-ઉત્સર્પિણી.
સકાયંમિ-પોતાની કાયમાં.
ઉવવજ્જંતિ-ઉપજે છે.
ચયંતિ ય-અને મરે છે.
અણંતકાયા-અનંત કાય.
અણંતાઓ-અનંતી ઉત્સર્પિણી સુધી.
સંખિજ્જ-સંખ્યાતા.
સમા-વર્ષ સુધી.
વિગલા-વિકલેંદ્રિય.
સત્તટ્ઠ-સાત આઠ.
ભવા-ભવ સુધી.
પણિંદિ-પંચેંદ્રિય.
તિરિ-તિર્યંચ.
મણુઆ-મનુષ્યો.
ઉવવજ્જંતિ-ઉપજે છે.
સકાયે-પોતાની કાયમાં.
નારય દેવા-નારકી ને દેવો.
નો ચેવ-ન જ.

## ૩ જું : ઉત્કૃષ્ટ સ્વકાય સ્થિતિ દ્વાર.

### એકેંદ્રિય જીવોની સ્વકાય સ્થિતિ.

એગિંદિયા ય સવ્વે—સર્વે એકેંદ્રિય જીવો.
અસંખ-ઉસ્સપ્પિણી સકાયંમિ—અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી કાલ સુધી પોતાની કાયને વિષે.

ઉવવજ્જંતિ ચયંતિ ય—ઉપજે છે અને મરે છે.

અણંતકાયા અણંતાઓ ॥ ૪૦ ॥—(અને) અનંતકાય જીવો અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી સુધી ઉપજે છે અને મરે છે.

મનુષ્યોનાં શરીર, આયુષ્ય, બુદ્ધિ, બળ વિગેરે વધે, તે ઉત્સર્પિણી કાળ, અને ઓછાં થાય તે અવસર્પિણી કાળ.

વિકલેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોની સ્વકાય સ્થિતિ.

સંખિજ્જ સમા વિગલા—સંખ્યાતા (હજાર) વર્ષ સુધી વિકલેંદ્રિય જીવો ( બેઇંદ્રિય. તેઇંદ્રિય અને ચઉરિંદ્રિય)

સત્તટ્ઠ ભવા પણિંદિ તિરિ મણુઆ—( તથા ) પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્યો સાત કે આઠ ભવ સુધી;

પૂર્વ ક્રોડ વર્ષના આયુવાળા મનુષ્યના ૭ ભવ :અને આઠમો ભવ યુગલિયાનો ઉત્કૃષ્ટથી ૩ પલ્યોપમનો કરે તો ૮ ભવ.

ઉવવજ્જંતિ સકાએ—પોતાની કાયમાં ઉપજે છે.

નારય દેવા ય નો ચેવ ॥ ૪૧ ॥—[1]નારકી અને દેવો પોતાની કાયમાં ઉપજતા નથી જ.

( એટલે નારકી મરીને નારકી કે દેવ ન થાય અને દેવ મરીને દેવ કે નારકી ન થાય. )

| | | |
|---|---|---|
| દસહા—દશ પ્રકારે. | આઉ—આયુષ્ય. | ચઉરો—ચાર. |
| જિયાણ—જીવોને. | બલરૂવા—ત્રણ બલરૂપ, જોગ. | વિગલેસુ—વિકલેંદ્રિયને વિષે. |
| પાણા—પ્રાણ. | એગિંદિએસુ—એકેન્દ્રિયને વિષે. | છ સત્ત અટ્ઠેવ—છ સાત આઠજ. |
| ઇંદિય-ઇંદ્રિયો (પાંચ). | | |
| ઉસાસ—શ્વાસોશ્વાસ. | | |

૧ તેમની ( નારકી અને દેવોની ) સ્વકાય સ્થિતિ પોતાના આયુષ્ય પ્રમાણે જાણવી. એમ ઉતરાધ્યયન સૂત્રમાં કહ્યું છે.

અસન્નિ-અસંજ્ઞી.
સન્નિ-મન સંજ્ઞા સહિત.
પંચિંદિએસુ-પંચેંદ્રિયને વિષે.
નવ દસ-નવ દશ.
કમેણ-અનુક્રમે.
બોધવ્વા-જાણવા.
તેહિં-તે પ્રાણો.

સહ-સાથે.
વિપ્પઓગો-વિયોગ.
જીવાણં-જીવોનું.
ભન્નએ-કહેવાય છે.
મરણં-મરણ.

એવં-એ પ્રમાણે.
અણોરપારે-અપાર.
સંસારે-સંસાર.

સાયરંમિ-સાગરમાં વિષે.
ભીમંમિ-ભયંકર.
પત્તો-પ્રાપ્ત કર્યો.
અણંત-અનંતી.
ખુત્તો-વાર.
જીવેહિં-જીવોએ.
અપત્તધમ્મેહિં—ધર્મને નહિ પામેલા.

## ૪થું દ્રવ્ય પ્રાણ દ્વાર.

દસહા જિયાણ પાણા—જીવોને ૧૦ પ્રકારે પ્રાણ હોય છે.

ઈંદિય ઉસાસ આઉ બલરૂવા—(પાંચ) ઇન્દ્રિયો, શ્વાસોશ્વાસ, આયુષ્ય ને ૩ બળ. (મનબળ, વચનબળ ને કાયબળ.)

એગિંદિએસુ ચઉરો—એકેંદ્રિયને વિષે ૪ પ્રાણ. (સ્પર્શેન્દ્રિય, શ્વાસોશ્વાસ, આયુષ્ય ને કાયબળ.)

વિગલેસુ છ સત્ત અટ્ઠેવ ॥૪૨॥ વિકલેંદ્રિયને વિષે ૬ ૭ ને ૮ જ પ્રાણ હોય છે.

બેઇન્દ્રિયને રસનેન્દ્રિય અને વચનબળ સહિત ૬, તેઇંદ્રિયને ઘ્રાણેંદ્રિય સહિત ૭ અને ચઉરિંદ્રિયને ચક્ષુ સહિત ૮.

અસન્નિ સન્નિ પંચિંદિએસુ—અસંજ્ઞી (તિર્યંચ) પંચેન્દ્રિય અને સંજ્ઞી (મનવાળા નારકી આદિ ૪) પંચેન્દ્રિયને વિષે.

નવ દસ કમેણ બોધવ્વા—અનુક્રમે ૯ પ્રાણ (અસંજ્ઞીને મન બળ વિના) અને ૧૦ પ્રાણ (સંજ્ઞીને) હોય છે.

તેહિં સહ વિપ્પઓગો—તે (પ્રાણો) સાથે (જે) વિયોગ.

જીવાણં ભન્નએ મરણં ॥૪૩॥—તે જીવોનું મરણ કહેવાય છે.

એવં અણોરપારે—એ પ્રમાણે અપાર (અને)

સંસારે સાયરંમિ ભીમંમિ—ભયંકર સંસાર સમુદ્રને વિષે.
પત્તો અણંત ખુત્તો—અનંતીવાર ( મરણ રૂપ વિયોગ ) પ્રાપ્ત કર્યો. ( કોણે ? )
જીવેહિં અપત્ત-ધમ્મેહિં ॥૪૪॥—ધર્મ નહિ પામેલા જીવોએ.

તહ-તથા.
ચઉરાસી-ચોરાશી.
લક્ખા-લાખ.
સંખા-સંખ્યા.
જોણીણ-યોનિની.
હાઈ-હોય છે.
જીવાણં-જીવોની.
પુઢવાઇણં-પૃથ્વી આદિ.
ચઉણ્હં-ચારની.
પત્તેયં-દરેક (ની)
સત્ત સત્તેવ-સાત સાતજ (લાખ.)
દસ-દશ (લાખ.)
પત્તેય-પ્રત્યેક.
તરૂણં-વનસ્પતિકાયની.
ચઉદસ લક્ખા-૧૪. લાખ.
હુવંતિ-હોય છે.
ઇયરેસુ-ઇતર (સાધારણ )ને વિષે.
વિગલિંદિએસુ-વિકલેંદ્રિયને વિષે.
દો દો-બે બે (લાખ.)
ચઉરો-ચાર (લાખ.)
પંચિંદિ-પંચેંદ્રિય.
તિરિયાણં-તિર્યંચોની.
ચઉરો ચઉરો-૪-૪ (લાખ.)
નારય-નારકી.
સુરેસુ-દેવોને વિષે.
મણુઆણ-મનુષ્યોની.
ચઉદસ-૧૪ (લાખ.)
હુવંતિ-હોય છે.
સંપિંડિયા-એકઠી કરતાં.
સવ્વે-સર્વે.
ચુલસી-ચોરાશી.
લક્ખા-લાખ.
જોણીણં-યોનિઓ.

## ૫ મું યોનિ દ્વાર.

તહ ચઉરાસી લક્ખા—તથા ૮૪ લાખ.
સંખા જોણીણ હોઇ જીવાણં—યોનિની સંખ્યા જીવોની છે.
પુઢવાઇણં ચઉણ્હં—પૃથ્વીકાયાદિ ૪ (પૃથ્વી, અપ્, તેઉ ને વાયુ.)ની
પત્તેયં સત્ત સત્તેવ ॥૪૫॥—દરેકની ૭-૭ લાખ જ યોનિ હોય છે.
દસ પત્તેય તરૂણં—૧૦ લાખ (યોનિ) પ્રત્યેક વનસ્પતિકાયની.
ચઉદસ લક્ખા હુવંતિ ઇયરેસુ—ઇતર (સાધારણ વનસ્પતિ )ની ૧૪ લાખ ( યોનિ )
વિગલિંદિએસુ દો દો—વિકલેંદ્રિય (ત્રણે) ને વિષે ૨-૨ લાખ (યોનિ)

ચઉરો પંચિંદિ તિરિયાણં ॥ ૪૬ ॥—પંચેંદ્રિય તિર્યંચોની ૪ લાખ યોનિ.

ચઉરો ચઉરો નારય, સુરેસુ—૪ લાખ નારકીની અને ૪ લાખ દેવતાની.

મણુઆણ ચઉદ્દસ હવંતિ—(તથા) ૧૪ લાખ યોનિ મનુષ્યોની હોય છે.

સંપિંડિયા ય સવ્વે—અને તે સર્વે એકઠી કરતાં.

ચુલસી લક્ખા ઉ જોણીણં ॥૪૭॥—૮૪ લાખ યોનિ થાય છે.

યોનિ=ઉત્પત્તિ સ્થાન. જેમાં વર્ણ, ગંધ, રસ ને સ્પર્શ એક સરખો હોય તે ૧ યોનિ અને ભિન્ન હોય તે જુદી યોનિ.

| | | |
|---|---|---|
| સિદ્ધાણ-સિદ્ધોને. | તેસિં-તેઓની. | ભીસણે-ભયંકર. |
| નત્થિ-નથી. | ઠિઇ-સ્થિતિ. | ઇત્થ-આ(સંસાર)માં. |
| દેહો-શરીર. | જિણિંદા-જિનેંદ્રના. | ભમિયા-ભમ્યા. |
| નં-નથી. | આગમે-આગમમાં. | ભમિહિંતિ-ભમશે. |
| આઉ-આયુષ્ય. | ભણિયા-કહી છે. | ચિરં-ઘણા કાળસુધી. |
| કમ્મં-કર્મ. | કાલે-કાલને વિષે. | જીવા-જીવો. |
| પાણ-પ્રાણ. | અણાઇ-અનાદિ. | જિણ વયણં-જિન-વચનને. |
| જોણીઓ-યોનિ. | નિહણે-નાશ, અંત. | |
| સાઈ-સાદિ. | જોણિ-યોનિ વડે. | અલહંતા-નહિ પામેલા. |
| અણંતા-અનંત. | ગહણંમિ-દુઃખદેનાર. | |

સિદ્ધાણ નત્થિ દેહો—સિદ્ધોને દેહ નથી. (એથી કરીને)

ન આઉ કમ્મં ન પાણ જોણીઓ—આયુષ્ય અને કર્મ નથી. પ્રાણ અને યોનિ નથી.

સાઈ અણંતા તેસિં, ઠિઇ—તેમની સાદિ અનંત સ્થિતિ (૧ સિદ્ધને આશ્રયીને)

જિણિંદાગમે-ભણિઆ ॥ ૪૮ ॥—જિનેશ્વરના આગમમાં કહી છે.

સિદ્ધ પરમાત્માને અનંતજ્ઞાન—અનંતદર્શન—અનંત ચારિત્ર અને અનંતવીર્ય એ ૪ ભાવ પ્રાણ હોય છે. સર્વ સિદ્ધોને આશ્રયીને અનાદિ અનંત સ્થિતિ છે.

દૃષ્ટિ ૩, સમ્યગ્દૃષ્ટિ મિશ્રદષ્ટિને મિથ્યાદૃષ્ટિ. દર્શન ૪, ચક્ષુ અચક્ષુ અવધિને કેવલ. જ્ઞાન ૫, મતિ શ્રુત અવધિ મનઃપર્યવ અને કેવલજ્ઞાન. અજ્ઞાન ૩, મતિ અજ્ઞાન શ્રુતઅજ્ઞાન ને વિભંગજ્ઞાન. યોગ ૧૫. ૧ સત્ય મન યોગ. ૨ અસત્ય મન યોગ. ૩. સત્યાસત્ય મન યોગ. ૪ અસત્યામૃષા મનયોગ. ૫ સત્ય વચનયોગ. ૬ અસત્ય વચનયોગ. ૭ સત્યાસત્ય વચનયોગ. ૮ અસત્યા મૃષા વચનયોગ. ૯ ઔદારિક કાયયોગ. ૧૦ ઔદારિક મિશ્ર કાયયોગ. ૧૧ વૈક્રિય કાયયોગ. ૧૨ વૈક્રિયમિશ્ર કાયયોગ. ૧૩ આહારક કાયયોગ. ૧૪ આહારકમિશ્ર કાયયોગ. ૧૫ તૈજસકાર્મણ કાયયોગ. ઉપયોગ ૧૨, ૫ જ્ઞાન ૩ અજ્ઞાન ને ૪ દર્શન. ઉપપાત [જન્મ] ૧ સમયે સંખ્યાએ ગણતાં કેટલા જીવો ઉપજે. ચ્યવન [મરણ] ૧ સમયે સંખ્યાએ ગણતાં કેટલા જીવો મરે. સ્થિતિ [આયુષ્ય] ઉત્કૃષ્ટ અને જઘન્ય. પર્યાપ્તિ ૬, આહાર શરીર ઇંદ્રિય શ્વાસોશ્વાસ ભાષા ને મન. દિગાહાર. [કેટલી દિશાનો આહાર દરેક જીવ લે]. સંજ્ઞા ૩ હેતૂપદેશિકી દીર્ઘકાલિકી ને દૃષ્ટિવાદોપદેશિકી. ગતિ=૨૪ દંડકના જીવો મરીને કયાં જાય તે. આગતિ=કયા દંડકના જીવો મરીને કયાં આવી ઉપજે. વેદ ૩ પુરૂષવેદ સ્ત્રીવેદ ને નપુંસકવેદ.

ચઉ–ચાર.
ગબ્ભતિરિ–ગર્ભજ તિર્યંચ.
વાઉસુ–વાયુકાયને વિષે
મણુઆણં–મનુષ્યો ને.
પંચ–પાંચ.
સેસ–બાકીના (૨૧)ને
તિ સરીરા–૩ શરીર.
થાવર ચઉગે–ચાર સ્થાવરને.

દુહઓ–બન્ને પ્રકારે.
અંગુલ–આંગળના.
અસંખ–અસંખ્યાતમા.
ભાગ–ભાગનું.
તણુ–શરીર.

સવ્વેસિંપિ–સર્વ દંડકે પણ.
જહન્ના–જઘન્યથી.

સાહાવિઅ–સ્વાભાવિક
અંગુલસ્સ–આંગળનો.
અસંખ–અસંખ્યાતમો
અંસો–ભાગ.
ઉક્કોસ–ઉત્કૃષ્ટથી.
પણ સય–પાંચસો.
ધણુ–ધનુષ્યવાળા.
નેરઇયા–નારકી.
સત્તહત્થ–૭ હાથના.
સુરા–દેવતા.

૨૪ દંડકમાં ક્યા ક્યા દંડકે ક્યા ક્યા દ્વારમાંથી શું હોય, તે કહે છે.

## પહેલું શરીરદ્વાર.

ચઉ ગબ્ભ તિરિય વાઉસુ—ગર્ભજ તિર્યંચ અને વાઉકાયને વિષે (ઔદારિક-વૈક્રિય-તૈજસ અને કાર્મણ એ) ચાર શરીર હોય છે.

મણુઆણં પંચ સેસ તિસરીરા—(તેમાં આહારક ઉમેરીએ તો) મનુષ્યને ૫ શરીર હોય છે. અને બાકીના ૨૧ દંડકે ત્રણ શરીર હોય છે.

(નારકીનો-૧ અને દેવતાના ૧૩ દંડક મળી ૧૪ દંડકે વૈક્રિય-તૈજસ અને કાર્મણ એ ત્રણ શરીર અને વાયુકાય વિના ૪ સ્થાવર તથા વિકલેંદ્રિય મળી ૭ દંડકે ઔદારિક-તૈજસ અને કાર્મણ એ ત્રણ શરીર હોય છે.

## ૨ જું અવગાહના દ્વાર.

થાવર ચઉગે દુહઓ, અંગુલ અસંખ ભાગ તણુ ॥ ૫ ॥—(વનસ્પતિકાય વિના) ૪ સ્થાવરને (જઘન્ય અને ઉત્કૃષ્ટથી એમ) બન્ને પ્રકારે; આંગળના અસંખ્યાતમા ભાગનું શરીર હોય છે.

સવ્વેસિંપિ જહન્ના, સાહાવિય અંગુલસ્સ અસંખંસો—(૪ સ્થાવર વિના બાકીના) સર્વ દંડકે પણ જઘન્યથી, સ્વાભાવિક (શરીર) આગળનો અસંખ્યાતમો ભાગ હોય છે.

ઉક્કોસ પણસય ધણુ, નેરઇયા સત્ત હત્થ સુરા ॥ ૬ ॥—ઉત્કૃષ્ટથી ૫૦૦ ધનુષ્ય શરીરવાળા નારકી હોય છે, અને દેવતા ૭ હાથના હોય છે.

| | | |
|---|---|---|
| ગબ્ભતિરિ-ગર્ભજ તિર્યંચનું. | જોયણ-જોજન. | જોયણ-જોજન. |
| સહસ્સ-હજાર. | વણસ્સઇ-વનસ્પતિનું. | સહસ્સં-હજાર. |
| | અહિય-અધિક. | નર-મનુષ્ય. |

| | | |
|---|---|---|
| તેઇંદિ-તેઇંદ્રિયનું. | ચઉરિંદિ-ચઉરિંદ્રિયનું. | પુણ-વળી. |
| તિ ગાઉ-૩ ગાઉ. | દેહં-શરીર. | અંગુલ-આંગળનો. |
| એઇંદિય-એઇંદ્રિયનું. | ઉચ્ચત્તણં-ઉંચપણે. | સંખ-સંખ્યાતમો. |
| જોયણ બાર-૧૨ જોજન. | સુએ-સૂત્રમાં. | અસં-ભાગ. |
| જોયણં-જોજન. | ભણિયં-કહ્યું છે. | આરંભે-આરંભતી વખતે. |
| એગં-એક. | વેઉવ્વિય-(ઉત્તર) વૈક્રિય. | |

ગબ્ભ તિરિ સહસ્સ :જોયણ—ગર્ભજ તિર્યંચનું શરીર ૧૦૦૦ જોજન હોય છે.

વણસ્સઈ અહિય જોયણ સહસ્સં—વનસ્પતિકાયનું શરીર ૧૦૦૦ જોજનથી (કાંઇક) અધિક હોય છે.

નર તેઇંદિ તિ ગાઉ—મનુષ્ય અને તેઇંદ્રિયનું શરીર ૩ ગાઉ હોય છે.

એઇંદિય જોયણ બાર ॥ ૭ ॥—એઇંદ્રિયનું શરીર ૧૨ જોજન હોય છે.

જોયણ-મેગં ચઉરિંદિ—ચઉરિંદ્રિયનું ૧ જોજન.

દેહસુચ્ચત્તણં સુએ ભણિઅં—શરીર ઉંચપણે સૂત્રને વિષે કહ્યું છે.

વેઉવ્વિય દેહં પુણ, અંગુલ સંખંસ-મારંભે ॥ ૮ ॥—વળી (ઉત્તર) વૈક્રિય શરીર, આરંભતી વખતે આંગળનો સંખ્યાતમો ભાગ હોય છે.

| | | |
|---|---|---|
| દેવ-દેવતાનું. | નવ-નવ. | નારયાણં-નારકીઓનું |
| નર-મનુષ્યનું. | જોયણ-જોજન. | ભણિયં-કહ્યું છે. |
| અહિય-અધિક. | સયાઇં-સો. | વેઉવ્વિય-(ઉત્તર) વૈક્રિય. |
| લક્ખં લાખ(જોજન) | દુગુણં-બમણું. | |
| તિરિયાણં-તિર્યંચોનું. | તુ-વળી. | સરીરં-શરીર. |

વિકુર્વેલ વૈક્રિય શરીરનું ઉત્કૃષ્ટ માન.

દેવ નર અહિય લક્ખં—દેવતાનું વૈક્રિય શરીર લાખ જોજન અને મનુષ્યનું લાખ જોજનથી (૪ આંગળ) અધિક હોય છે. (કારણકે દેવતાઓ ભૂમિથી ઓછામાં ઓછા ૪ આંગળ ઉપર ચાલે છે.)

તિરિયાણં નવ ય જોયણ સયાઈં—તિર્યંચનું (વૈક્રિય શરીર) ૯૦૦ જોજન.
દુગુણં તુ નારયાણં—નારકીઓનું વળી પોતાના શરીરથી બમણું.
ભણિયં વેઉવ્વિય સરીરં ॥ ૯ ॥—વૈક્રિય શરીર કહ્યું છે.

| | | |
|---|---|---|
| અંતમુહુત્તં-અંતર્મુહૂર્ત. | ચત્તારિ-ચાર. | અદ્ધમાસો-અડધો માસ. |
| નિરએ-નારકીમાં. | તિરિય-તિર્યંચ. | ઉક્કોસ-ઉત્કૃષ્ટથી. |
| મુહુત્ત-મુહૂર્ત. | મણુએસુ-મનુષ્યમાં. | વિઉવ્વણા-વિકુર્વણાનો |
| | દેવેસુ-દેવોમાં. | કાલો-કાલ. |

## વિકુર્વેલ વૈક્રિય શરીરનો કાળ.

અંતમુહુત્તં નિરએ—નારકીમાં અંતર્મુહૂર્ત.
મુહુત્ત ચત્તારિ તિરિય મણુએસુ—તિર્યંચ અને મનુષ્યમાં ૪ મુહૂર્ત.
દેવેસુ અદ્ધમાસો—દેવતામાં અડધો માસ.
ઉક્કોસ વિઉવ્વણા કાલો ॥ ૧૦ ॥—ઉત્કૃષ્ટથી ઉત્તર વૈક્રિય શરીરનો કાળ જાણવો.

દેવ અને નારકીને વૈક્રિય લબ્ધિ ભવથી તથા મનુષ્ય અને તિર્યંચને ગુણથી પ્રાપ્ત થાય છે

| | | |
|---|---|---|
| થાવર-સ્થાવર (૫). | વિગલ-વિકલેંદ્રિયને. | નર-મનુષ્ય. |
| સુર-દેવતા (૧૩). | છેવટ્ઠા-છેવટ્ઠું. | તિરિએસુ-તિર્યંચને વિષે. |
| નેરઇઆ-નારકી. | સંઘયણ-સંઘયણ. | વિ-પણ. |
| અસંઘયણા-સંઘયણ રહિત. | છગ્ગં-૭. | મુણેયવ્વં-જાણવાં. |
| | ગબ્ભય-ગર્ભજ. | |

## ૩ જું સંઘયણ દ્વાર.

થાવર સુર નેરઇઆ, અસંઘયણા ય વિગલ છેવટ્ઠા—૫ સ્થાવર દેવતા અને નારકી (એ ૧૯ દંડક) સંઘયણ રહિત છે અને વિકલેંદ્રિયને છેવટ્ઠું (સેવાર્ત) સંઘયણ હોય છે.
સંઘયણ છગ્ગં ગબ્ભય, નર-તિરિએસુવિ મુણેયવ્વં ॥ ૧૧ ॥—૭ સંઘયણ (વજ્રઋષભ નારાચ-ઋષભ નારાચ-નારાચ-અર્ધ

નારાચ-કીલિકા અને છેવટ્ઠું.) ગર્ભજ મનુષ્ય અને તિર્યંચને વિષે પણ જાણવા.

સવ્વેસિં-સર્વે (૨૪) ને વિષે.
ચઉ દહ વા-૪ કે ૧૦
સન્ના-સંજ્ઞા.
સવ્વે-સર્વે.
સુરા-દેવતાઓ.
ચઉરંસા-સમચતુરસ્ર.
નર-મનુષ્ય.
તિરિય-તિર્યંચને.
છસંઠાણા-૬ સંસ્થાન.
હુંડા-હુંડક.
વિગલિંદિ-વિકલેંદ્રિય.
નેરઇઆ-નારકીને.

નાણાવિહ-જુદા પ્રકારના.
ધય-ધ્વજાના.
સૂઈ-સોયના.
બુબ્બુય-પરપોટાના.
વણ-વનસ્પતિ.
વાઉ-વાયુકાય.
તેઉ-તેઉકાય.
અપકાયા-અપ્કાય.
પુઢવી-પૃથ્વીકાય.
મસૂર-મસૂરની દાળ.
ચંદ-ચંદ્રમાના.
આકારા-આકારવાળા.
સંઠાણઓ-સંસ્થાનથી.
ભણિયા-કહ્યા છે.

## ૪ થું સંજ્ઞા દ્વાર.

સવ્વેસિં ચઉ દહ વા, સન્ના—સર્વે (૨૪ દંડકો) ને વિષે ૪-૧૦ કે ૧૬ સંજ્ઞા હોય છે.

(આહાર-ભય-મૈથુન અને પરિગ્રહ એ ચાર. ક્રોધ-માન-માયા-લોભ-ઓઘ (દર્શન) અને લોક (જ્ઞાન) મળી ૧૦. સુખ-દુઃખ-મોહ-વિતિગિચ્છા-ધર્મ અને શોક મળી ૧૬).

## ૫ મું સંસ્થાન દ્વાર.

સવ્વે સુરા ય ચઉરંસા—સર્વે દેવતાઓ સમચતુરસ્ર સંસ્થાનવાળા હોય છે.

નર તિરિય છ સંઠાણા—મનુષ્ય અને તિર્યંચને (સમચતુરસ્ર-ન્યગ્રોધ-સાદિ-વામન-કુબ્જ અને હુંડક એ) છ સંસ્થાન હોય છે.

હુંડા વિગલિંદિ નેરઇયા ॥ ૧૨ ॥—વિકલેંદ્રિય અને નારકીને હુંડક સંસ્થાન હોય છે.

નાણાવિહ ધય સૂઈ, બુબ્બુય વણ વાઉ તેઉ અપકાયા—જુદા જુદા પ્રકારના (સંસ્થાનવાળા) ધજાના, સોયના (અને)

પરપોટાના સંસ્થાનવાળા અનુક્રમે વનસ્પતિકાય, વાયુકાય, તેઉકાય, અને અપ્કાય હોય છે.

પુઢવી મસૂર ચંદા, કારા સંઠાણઓ ભણિયા ॥ ૧૩ ॥-પૃથ્વીકાય મસૂરની દાળ અથવા ચંદ્રમાના આકારવાળા સંસ્થાનથી કહ્યા છે.

અર્થ-વનસ્પતિકાય જુદા જુદા પ્રકારના, વાયુકાય ધજાના, તેઉકાય સોયના, અપ્કાય પરપોટાના અને પૃથ્વીકાય મસૂરની દાળ અથવા ચંદ્રમાના આકારવાળા છે.

| | | |
|---|---|---|
| સવ્વેવિ-સર્વે જીવો. પણ. | નારય-નારકી. | સવ્વેવિ-સર્વે પણ. |
| ચઉ કસાયા-૪ કષાયવાળા. | તેઉ-તેઉકાય. | હુન્તિ-હોય છે. |
| લેસ છગ્ગં-૬ લેશ્યા. | વાઉ-વાયુકાય. | ચઉ લેસા-ચાર લેશ્યાવાળા. |
| ગબ્ભ-ગર્ભજ. | વિગલા-વિકલેંદ્રિય. | ઇંદિય દારં-ઇંદ્રિયદ્વાર. |
| તિરિય-તિર્યંચ. | વેમાણિય-વૈમાનિક. | સુગમં-સુગમ. |
| મણુએસુ-મનુષ્યને વિષે. | તિલેસા-૩ લેશ્યાવાળા. | મણુઆણં-મનુષ્યોને. |
| | જોઇસિય-જ્યોતિષી. | સત્ત-સાત. |
| | તેઉ લેસા-તેજોલેશ્યા. | સમુગ્ઘાયા-સમુદ્ઘાત. |
| | સેસા-બાકીના (૧૪). | |

## ૬ ટ્ઠું કષાય દ્વાર.

સવ્વે વિ ચઉ કસાયા—સર્વે જીવો પણ (ક્રોધ-માન-માયા અને લોભ એમ) ૪ કષાયવાળા હોય છે.

## ૭ મું લેશ્યા દ્વાર.

લેસ છગ્ગં ગબ્ભ તિરિય મણુએસુ—ગર્ભજ તિર્યંચ અને મનુષ્યને વિષે (કૃષ્ણ-નીલ-કાપોત-તેજો-પદ્મ અને શુક્લ એ) છ લેશ્યા હોય છે.

નારય તેઉ વાઉ, વિગલા વેમાણિય તિ લેસા ॥ ૧૪ ॥-નારકી, તેઉકાય વાયુકાય વિકલેંદ્રિય અને વૈમાનિક ૩ લેશ્યાવાળા હોય છે.

(નારકી તેઉકાય વાયુકાય અને વિકલેંદ્રિયને કૃષ્ણ નીલ અને કાપોત અને વૈમાનિકને તેજો-પદ્મ અને શુક્લ લેશ્યા હોય છે.)

જોઇસિય તેઉ લેસા—જ્યોતિષી તેજો લેશ્યાવાળા હોય છે.
સેસા સવ્વેવિ હુંતિ ચઉ લેસા—બાકીના સર્વે (૧૦ ભવનપતિ-
વ્યંતર-પૃથ્વી-અપ્ અને વનસ્પતિ એ ૧૪ દંડક) પણ ૪
લેશ્યાવાળા હોય છે.

## ૮ મું ઈંદ્રિય દ્વાર.

ઇંદ્રિય દારં સુગમં—ઇંદ્રિય દ્વાર સહેલું છે.

## ૯ મું સમુદ્ઘાત (કર્મનો વિશેષ ઘાત કરવો તે) દ્વાર.

મણુઆણં સત્ત સમુગ્ઘાયા ॥૧૫॥—મનુષ્યોને ૭ સમુદ્ઘાત હોય છે.

| | | |
|---|---|---|
| વેયણ-વેદના. | એગિંદિયાણ-એકેંદ્રિયોને | ગબ્ભતિરિ-ગર્ભજ. તિર્યંચ. |
| કસાય-કષાય. | કેવલિ-કેવલી. | સુરેસુ-દેવોને વિષે. |
| મરણે-મરણ. | તેય-તૈજસ. | નારય-નારકી. |
| વેઉવ્વિય-વૈક્રિય. | આહારગ-આહારક. | વાઉસુ-વાયુકાયને વિષે. |
| તેયએ-તૈજસ. | વિણા ઉ-વિના વળી. | ચઉર-ચાર. |
| આહારે-આહારક. | ચત્તારિ-ચાર. | તિય-ત્રણ. |
| કેવલિ-કેવલી. | તે-તે (ત્રણ) | સેસે-બાકીના (૪) |
| સમુગ્ઘાયા-સમુદ્ઘાત. | વેઉવ્વિય-વૈક્રિય. | વિગલ-વિકલેંદ્રિયને. |
| સત્ત-સાત. | વજ્જા-વર્જીને. | દુ દિટ્ઠી-બે દષ્ટિ. |
| ઇમે-એ. આ. | વિગલા-વિકલેંદ્રિય. | થાવર-સ્થાવરને. |
| હુન્તિ-હોય છે. | અસન્નીણ-અસંજ્ઞીને. | મિચ્છત્તી-મિથ્યાદષ્ટિ. |
| સન્નીણં-સંજ્ઞી (મનુષ્યો)ને. | તે ચેવ-તે(ત્રણ)નિશ્ચે | સેસ-બાકીના(૧૬)ને. |
| | પણ-પાંચ. | તિય દિટ્ઠી-૩ દષ્ટિ. |

વેયણ કસાય મરણે—વેદના, કષાય અને મરણ.
વેઉવ્વિય તેયએ ય આહારે—વૈક્રિય તૈજસ આહારક અને.
કેવલિ ય સમુગ્ઘાયા—કેવલી સમુદ્ઘાત.
સત્ત ઇમે હુંતિ સન્નીણં ॥૧૬॥—એ ૭ સમુદ્ઘાત સંજ્ઞી મનુષ્યોને
હોય છે.

એગિંદિયાણ કેવલિ, તેયા-હારગ વિણા ઉ ચત્તારિ—એકેંદ્રિય (વાયુકાય) ને કેવલી તૈજસ અને આહારક (એ ત્રણ) વિના વળી (પ્રથમની) ૪ સમુદ્‌ઘાત હોય છે.

તે વેઉવ્વિય વજ્જા, વિગલા-સન્નીણ તે ચેવ ॥૧૭॥—તે (ત્રણ) અને વૈક્રિય વર્જીને, તે (પ્રથમની) ત્રણ સમુદ્‌ઘાતો વિકલેંદ્રિય અને અસંજ્ઞીને નિશ્ચે હોય છે.

પણ ગબ્ભ તિરિસુરેસુ—ગર્ભજ તિર્યંચ અને દેવતાને વિષે (પ્રથમની) ૫ (સમુદ્‌ઘાત).

નારય વાઉસુ ચઉર તિય સેસે—નારકી અને વાયુકાયને વિષે ૪ અને બાકીના (પૃથ્વી-અપ્-તેઉ અને વનસ્પતિ એ ૪) દંડકે ૩ સમુદ્‌ઘાત હોય છે.

૧૦ મું દૃષ્ટિ દ્વાર.

વિગલ દુ દિટ્ઠી—વિકલેંદ્રિયને વિષે (મિથ્યાદૃષ્ટિ અને કેટલાક અપર્યાપ્ત વિકલેંદ્રિયને સાસ્વાદન હોવાથી સમ્યક્‌દૃષ્ટિ એમ) બે દૃષ્ટિ હોય છે.

થાવર, મિચ્છત્તી—સ્થાવરને વિષે ૧ મિથ્યાદૃષ્ટિ હોય છે,

સેસ તિય દિટ્ઠી ॥૧૮॥—બાકીના (ગર્ભજ તિર્યંચ-મનુષ્ય-નારકી અને દેવતા એ ૧૬) દંડકે (સમકિત-મિશ્ર અને મિથ્યા એ) ત્રણ દૃષ્ટિ હોય છે.

| | | |
|---|---|---|
| થાવર-સ્થાવર. | દ્રિયને. | દંસણિણો-દર્શનવાળા |
| બિ-બેઇંદ્રિય | તદ્દુગં-તે બે(દર્શન). | સેસેસુ-બાકીના. |
| તિસુ-તેઇંદ્રિયને વિષે. | સુએ-સૂત્રમાં. | (૧૫) ને વિષે. |
| અચક્ખુ-અચક્ષુ દર્શન. | ભણિયં-કહ્યા છે. | તિગં તિગં-ત્રણ ત્રણ. |
| ચઉરિંદિસુ-ચઉરિં- | મણુઆ-મનુષ્યો. | ભણિયં-કહ્યાં છે. |
| | ચઉ-ચાર. | |

## ૧૧ મું દર્શન દ્વાર.

થાવર બિ તિસુ અચક્ખુ—સ્થાવર, બેઇંદ્રિય અને તેઇંદ્રિયને વિષે અચક્ષુદર્શન હોય છે

ચઉરિંદિસુ તદ્દુગં સુએ ભણિઅં—ચઉરિંદ્રિયને વિષે તે બે ( ચક્ષુ અને અચક્ષુ) દર્શન સૂત્રમાં કહ્યાં છે.

મણુઆ ચઉ દંસણિણો—મનુષ્યો ( ચક્ષુ અચક્ષુ અવધિ અને કેવલ એ) ચારે દર્શનવાળા હોય છે.

સેસેસુ તિગં તિગં ભણિયં ॥ ૧૯ ॥—બાકીનાને વિષે (ગર્ભજ તિર્યંચ-નારકી અને દેવતા. એ ૧૫ દંડકે ચક્ષુ અચક્ષુ અને અવધિ એ) ત્રણ ત્રણ દર્શન કહ્યાં છે.

| | | |
|---|---|---|
| અન્નાણ—અજ્ઞાન. | નિરએ—નારકીને વિષે. | અન્નાણ દુ—બેઅજ્ઞાન. |
| નાણ-જ્ઞાન. | થિરે-સ્થાવરને વિષે. | વિગલે-વિકલેંદ્રિયને. |
| તિય તિય-ત્રણ ત્રણ. | અન્નાણ દુગં-બે અજ્ઞાન. | મણુએ-મનુષ્યને વિષે |
| સુર-દેવતા. | | પણ નાણ-૫ જ્ઞાન. |
| તિરિ-તિર્યંચ. | નાણ-જ્ઞાન (બે) | તિ અન્નાણા-૩ અજ્ઞાન. |

## ૧૨ મું જ્ઞાન ૧૩ મું અજ્ઞાન દ્વાર.

અન્નાણ નાણ તિય તિય, સુર તિરિ નિરએ થિરે અન્નાણદુગં— ૩ અજ્ઞાન ( મતિ અજ્ઞાન-શ્રુત અજ્ઞાન ને વિભંગજ્ઞાન ) અને ૩ જ્ઞાન ( મતિ-શ્રુત ને અવધિ ) દેવતા, તિર્યંચ અને નારકીને વિષે હોય છે. સ્થાવરને વિષે ( મતિ અજ્ઞાન અને શ્રુત અજ્ઞાન એ) બે અજ્ઞાન હોય છે.

નાણાન્નાણ દુ વિગલે—બે જ્ઞાન અને બે અજ્ઞાન વિકલેંદ્રિયને વિષે હોય છે. (મતિ-શ્રુતજ્ઞાન મતિઅજ્ઞાન શ્રતઅજ્ઞાન.)

મણુએ પણ નાણ તિ અન્નાણા ॥ ૨૦ ॥—મનુષ્યને વિષે ૫ જ્ઞાન અને ૩ અજ્ઞાન હોય છે.

| | | |
|---|---|---|
| ઈક્કારસ-૧૧ (યોગ). | તેર-૧૩ (યોગ) | ચઉ-ચાર. |
| સુર-દેવતા. | પન્નર-૧૫ (યોગ) | પંણ-પાંચ. |
| નિરએ-નારકીને વિષે. | મણુએસુ-મનુષ્યને વિષે. | વાએ-વાયુકાયને વિષે. |
| તિરિએસુ-તિર્યંચને વિષે. | વિગલે-વિકલેંદ્રિયને. | જોગ તિયં-૩ જોગ. |
| | | થાવરે-સ્થાવરમાં. |
| | | હોઇ-હોય છે. |

## ૧૪ સું યોગ (શક્તિ) દ્વાર.

ઈક્કારસ સુર નિરએ—દેવતા અને નારકીને વિષે ( ઔદારિક દ્વિક અને આહારક દ્વિક વિના) ૧૧ યોગ હોય છે.

તિરિએસુ તેર પન્નર મણુએસુ-તિર્યંચને વિષે ૧૩ ( આહારક દ્વિક વિના. ) અને મનુષ્યને વિષે ૧૫ યોગ હોય છે.

વિગલે ચઉ પંણ વાએ—વિકલેંદ્રિયને વિષે ૪ ( ઔદારિક દ્વિક કાર્મણ ને અસત્યામૃષા=વ્યવહાર ભાષા. ) વાયુકાયને વિષે ૫ યોગ (ઔદારિક દ્વિક કાર્મણ ને વૈક્રિયદ્વિક. )

જોગ તિય થાવરે હોઇ ॥ ૨૧ ॥—સ્થાવરને વિષે ૩ જોગ હોય છે. [ ઔદારિક દ્વિક ( ઔદારિક-ઔદારિકમિશ્ર) ને કાર્મણ.]

| | | |
|---|---|---|
| ઉવઓગા-ઉપયોગ. | નિરય-નારકી. | પંણ-પાંચ. |
| મણુએસુ-મનુષ્યને વિષે. | તિરિય-તિર્યંચ. | છક્કં-છ. |
| બારસ-બાર. | દેવેસુ-દેવોને વિષે | ચઉરિંદિસુ-ચઉરિંદ્રિયને વિષે. |
| નવ-નવ. | વિગલ દુગે-બે વિકલેંદ્રિયને વિષે. | થાવરે-સ્થાવરનેવિષે. |
| | | તિયગં-ત્રણ. |

## ૧૫ સું ઉપયોગ દ્વાર.

ઉવઓગા મણુએસુ, બારસ—મનુષ્ય વિષે ઉપયોગ ૧૨ હોય છે.

નવ નિરય તિરિય દેવેસુ—નારકી તિર્યંચ અને દેવતાને વિષે ૯. (૩ જ્ઞાન ૩ અજ્ઞાન ૩ દર્શન).

વિગલ દુગે પંણ છક્કં, ચઉરિંદિસુ થાવરે તિયગં ॥૨૨॥—બે વિકલેંદ્રિય (બેઇંદ્રિય-તેઇંદ્રિય) ને વિષે ૫ (બે જ્ઞાન બે અજ્ઞાન

અચક્ષુ દર્શન), ચઉરિંદ્રિયને વિષે ૬, (બે જ્ઞાન બે અજ્ઞાન બે દર્શન) (અને) સ્થાવર વિષે ૩ ઉપયોગ હોય છે. (૨ અજ્ઞાન અચક્ષુ દર્શન).

| | | |
|---|---|---|
| સંખ-સંખ્યાતા. | સંખા-સંખ્યાતા. | ચવણેવિ-ચ્યવવામાં પણ. |
| અસંખા-અસંખ્યાતા. | વણ-વનસ્પતિકાય. | |
| | અણંતા-અનંતા. | બાવીસ-બાવીશ. |
| સમયે-૧ સમયમાં. | થાવર-સ્થાવર. | સગ-સાત. |
| ગબ્ભયતિરિ-ગર્ભજ તિર્યંચ. | અસંખા-અસંખ્યાતા | તિ-ત્રણ. |
| | અસન્ની નર-અસંજ્ઞી મનુષ્ય. | દસ-દશ. |
| વિગલ-વિકલેંદ્રિય. | | વાસ-વર્ષનું. |
| નારય-નારકી. | અસંખા-અસંખ્યાતા. | સહસ્સ-હજાર. |
| સુરા-દેવો. | જહ-જેમ. | ઉક્કિટ્ઠ-ઉત્કૃષ્ટ. |
| મણુઆ-મનુષ્યો. | ઉવવાએ-ઉપજવામાં. | પુઢવાઈ-પૃથ્વી આદિનું. |
| નિયમા-નિશ્ચે. | તહેવ-તેમજ. | |

૧૬ મું ઉપપાત અને ૧૭ મું ચ્યવન દ્વાર.

સંખ-મસંખા સમયે, ગબ્ભય તિરિ વિગલ નારય સુરા ય—૧ સમયને વિષે સંખ્યાતા અને અસંખ્યાતા ગર્ભજ તિર્યંચ, વિકલેંદ્રિય, નારકી અને દેવતા ઉપજે છે.

મણુઆ નિયમા સંખા—મનુષ્યો નિશ્ચે સંખ્યાતા ઉપજે છે.

વણ-ણંતા થાવર અસંખા ॥ ૨૩ ॥—વનસ્પતિકાય અનંતા અને સ્થાવર અસંખ્યાતા ઉપજે છે.

અસન્ની નર અસંખા—અસંજ્ઞી મનુષ્યો અસંખ્યાતા ઉપજે છે.

જહ ઉવવાએ તહેવ ચવણે વિ—જેમ ઉપજવામાં તેમજ ચ્યવવામાં પણ જાણવું.

૧૮ મું ઉત્કૃષ્ટ અને જઘન્ય આયુષ્ય દ્વાર.

બાવીસ સગ તિ દસ વાસ, સહસ્સ ઉક્કિટ્ઠ પુઢવાઈ ॥ ૨૪ ॥—૨૨ હજાર, ૭ હજાર, ૩ હજાર અને ૧૦ હજાર વર્ષનું ઉત્કૃષ્ટ

આયુષ્ય અનુક્રમે પૃથ્વીકાયાદિનું (પૃથ્વી–અપ્–વાયુ ને વનસ્પતિ-નું) હોય છે.

| | | |
|---|---|---|
| તિ દિણ–૩ દિવસનું. | પલ્લં–પલ્યોપમ. | દુપલ્લયં–૨ પલ્યોપમ. |
| અગ્ગિ–અગ્નિકાયનું. | જોઇસિ–જ્યોતિષીનું. | નવ નિકાયે–૯ નિકાયમાં. |
| તિ પલ્લ–૩ પલ્યોપમ. | વરિસ–વર્ષ. | બારસવાસ–૧૨ વર્ષ. |
| આઊ–આયુષ્યવાળા. | લક્ખાહિઅં–લાખ અધિક. | ઉણપણ–ઓગણપચાસ. |
| નર–મનુષ્ય. | પલિયં–પલ્યોપમ. | દિણ–દિવસ. |
| તિરિ–તિર્યંચ. | અસુરાણ–અસુર કુમારોનું. | છમ્માસ–૭ માસ. |
| સુર–દેવ. | અહિય–અધિક. | ઉક્કિટ્ઠ–ઉત્કૃષ્ટ. |
| નિરય–નારકીનું. | અયરં–સાગરોપમ. | વિગલ–વિકલેંદ્રિયનું. |
| સાગર–સાગરોપમ. | દેસૂણ–કાંઇક ઓછું. | આઊ–આયુષ્યં. |
| તિત્તીસા–તેત્રીસ. | | |
| વંતર–વ્યંતરનું. | | |

તિ દિણગ્ગિ તિ પલ્લાઊ, નરતિરિ સુર નિરય સાગર તિત્તીસા—
૩ દિવસનું અગ્નિકાયનું આયુષ્ય હોય છે. ૩ પલ્યોપમ આયુષ્યવાળા મનુષ્ય અને તિર્યંચ હોય છે. દેવતા અને નારકીનું (ઉત્કૃષ્ટ આયુષ્ય) ૩૩ સાગરોપમ હોય છે.

વંતર પલ્લં જોઇસ, વરિસ લક્ખા-હિયં પલિયં ॥૨૫॥—
વ્યંતરનું ૧ પલ્યોપમ અને જ્યોતિષીનું (આયુષ્ય) ૧ લાખ વર્ષ અધિક ૧ પલ્યોપમ હોય છે.

અસુરાણ અહિય અયરં—અસુર કુમારોનું આયુષ્ય ૧ સાગરોપમથી અધિક (પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક) હોય છે.

દેસૂણ દુ પલ્લયં નવ નિકાયે—બાકીના ૯ નિકાયને વિષે કાંઇક ઉણું ૨ પલ્યોપમ આયુષ્ય હોય છે.

બારસ વાસુણ પણદિણ, છમ્માસ ઉક્કિટ્ઠ વિગલાઊ ॥૨૬॥—
૧૨ વર્ષ, ૪૯ દિવસ (અને) ૬ માસ અનુક્રમે વિકલેંદ્રિયનું ઉત્કૃષ્ટ આયુષ્ય હોય છે.

પુઢવાઈ-પૃથ્વીકાયાદિ.
દસ પયાણું-૧૦ પદોની.
અંતમુહુત્તં-અંતમુંહૂર્ત.
જહન્ન-જઘન્યથી.
આઉ-આયુષ્યની.
ઠિઈ-સ્થિતિ.
દસસહસ-૧૦હજાર.
વરિસ-વર્ષની.
ઠિઈઆ-સ્થિતિ.
ભવણાહિવ-ભવનપતિ.
નિરય-નારકી.
વંતરિઆ-વ્યંતર.
વેમાણિય-વૈમાનિક.
જોઈસિયા-જ્યોતિષી.
પલ્લ-પલ્યોપમ.
તયટ્ઠ-તેનો આઠમો.
અંસ-ભાગ
આઉઆ-આયુષ્ય.
હુન્તિ-હોય છે.
સુર-દેવતા.
નર-મનુષ્ય.
તિરિ-તિર્યંચ.
નિરએસુ-નારકીને વિષે.
છપજ્જત્તી-છપર્યાપ્તિ.
થાવરે-સ્થાવરને વિષે.
ચઉગં-૪ (પર્યાપ્તિ.)
વિગલે-વિકલેંદ્રિયને વિષે.
પંચ પજ્જત્તી-૫ પર્યાપ્તિ.
છદ્દિસિં-૬ દિશાનો.
આહાર-આહાર.
હોઈ-હોય છે.
સવ્વેસિં-સર્વેને.
પણગાઈ-પાંચ આદિ.
પયે-પદને વિષે.
ભયણા-વિકલ્પ. ભજના.
અહ-હવે.
સન્નિ તિયં-૩ સંજ્ઞા.
ભણિસ્સામિ-કહીશ.

## જઘન્ય સ્થિતિ.

પુઢવાઈ દસ પયાણં, અંતમુહુત્તં જહન્ન આઉ ઠિઈ—પૃથ્વીકાયાદિ ૧૦ પદોની (૫ સ્થાવર-૩ વિકલેંદ્રિય-તિર્યંચ અને મનુષ્યની), જઘન્યથી આયુષ્યની સ્થિતિ અંતર્મુહૂર્ત હોય છે.

દસ સહસ વરિસ ઠિઈઆ, ભવણાહિવ નિરય વંતરિઆ ॥૨૯॥—૧૦ હજાર વર્ષની સ્થિતિ (આયુષ્ય) વાળા ભવનપતિ, નારકી અને વ્યંતર હોય છે.

વેમાણિય જોઈસિયા, પલ્લ તયટ્ઠંસ આઉઆ હુંતિ—વૈમાનિક ૧ પલ્યોપમ અને જ્યોતિષી દેવો (જઘન્યથી) તેનો (૧ પલ્યોપમનો) ૮ મો ભાગ આયુષ્યવાળા હોય છે.

## ૧૯ મું પર્યાપ્તિ દ્વાર.

સુર નર તિરિ નિરએસુ, છ પજ્જત્તી થાવરે ચઉગં ॥૨૮॥— દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકીને વિષે. ૬ પર્યાપ્તિ હોય છે અને સ્થાવરને વિષે ૪ પર્યાપ્તિ હોય છે.

વિગલે પંચ પજ્જત્તી—વિકલેંદ્રિયને વિષે ૫ પર્યાપ્તિ હોય છે.

## ૨૦ મું દિસાહાર દ્વાર.

છદ્દિસિ આહાર હોઇ સવ્વેસિં—સર્વ જીવોને (પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉર્ધ્વ ને અધો એ) ૬ દિશાનો આહાર હોય છે.

પણગાઈ પયે ભયણા—પૃથ્વીકાયાદિ પાંચ (સૂક્ષ્મ સ્થાવરના) પદને વિષે ભજના હોય છે. એટલે કોઇને ૩–૪–૫ અને ૬ દિશાનો આહાર હોય છે.

આહાર ત્રણ પ્રકારે છે. ઓજાહાર, લોમાહાર ને કવલાહાર, ઉત્પત્તિ વખતે જે આહાર લેવાય તે ઓજાહાર, ચામડી કે રૂવાંટાથી જે આહાર લેવાય તે લોમાહાર અને કોળીઆ વડે જે આહાર લેવાય તે કવલાહાર.

## ૨૧ મું સંજ્ઞા દ્વાર.

અહ સન્નિતિયં ભણિસ્સામિ ॥૨૯॥—હવે ૩ સંજ્ઞા કહીશ.

| | | |
|---|---|---|
| ચઉવિહ—૪ પ્રકારના. | દીહ કાલિગી—દીર્ઘ-કાલિકી. | પદેશિકી. |
| સુર—દેવ. | સન્ના—સંજ્ઞા. | સન્ના—સંજ્ઞા. |
| તિરિએસુ—તિર્યંચને વિષે. | વિગલે—વિકલેંદ્રિયને. વિષે. | રહિયા—રહિત. |
| નિરએસુ—નારકીને વિષે. | હેઉવએસા—હેતુ- | થિરા—સ્થાવરો. |
| | | સવ્વે—સર્વે. |

ચઉવિહ સુર તિરિએસુ, નિરએસુ અ. દીહકાલિગી સન્ના—૪ પ્રકારના દેવતા, તિર્યંચ અને નારકીને વિષે દીર્ઘકાલિકી (પૂર્વાપરનું જાણવું તે) સંજ્ઞા હોય છે.

વિગલે હેઉવએસા—વિકલેંદ્રિયને વિષે હેતૂપદેશિકી (તાત્કાલિક ઇષ્ટમાં પ્રવૃત્તિ અને અનિષ્ટથી પાછા ફરવું તે) સંજ્ઞા હોય છે.

સન્ના રહિયા થિરા સવ્વે ॥ ૩૦ ॥—સર્વે સ્થાવરો સંજ્ઞા રહિત હોય છે.

| | | |
|---|---|---|
| મણુઆણ—મનુષ્યોને. | ચ્ચિય—નિશ્ચે. | તહેવ—તેમજ. |
| દીહકાલિય—દીર્ઘકાલિકી. | ચઉવિહ—૪ પ્રકારના. | પજ્જત્તે—પર્યાપ્તા. |
| દિટ્ઠીવાઓવએસિયા—દષ્ટિવાદો પદેશિકી. | દેવેસુ—દેવોમાં. | ભૂ—પૃથ્વીકાય. |
| કેવિ—કેટલાક પણ. | ગચ્છન્તિ—જાય છે. | દગ—અપ્કાય. |
| પજ્જ—પર્યાપ્તા. | સંખાઉ—સંખ્યાતા આયુષ્યવાળા. | પત્તેય—પ્રત્યેક. |
| પણ—પંચેંદ્રિય. | પજ્જ—પર્યાપ્તા. | વણે—વનસ્પતિકાય. |
| તિરિ—તિર્યંચ. | પણિંદિ—પંચેંદ્રિય. | એએસુ—એ (૫) ને વિષે. |
| મણુઅ—મનુષ્યો. | તિરિય—તિર્યંચ. | ચ્ચિય—નિશ્ચે. |
| | નરેસુ—મનુષ્યોને વિષે. | સુર—દેવોનું. |
| | | આગમણં—આગમન. |

મણુઆણ દીહકાલિય—મનુષ્યોને દીર્ઘકાલિકી સંજ્ઞા હોય છે.

દિટ્ઠીવાઓ-વએસિયા કેવિ—કેટલાક (સમકિતી મનુષ્યો) દષ્ટિવાદોપદેશિકી (દ્વાદશાંગીનું જ્ઞાન જેને હોય તે) સંજ્ઞાવાળા પણ હોય છે.

## ૨૨ મું ગતિ અને ૨૩ મું આગતિ દ્વાર.

પજ્જ પણ તિરિ મણુઅ ચ્ચિય, ચઉવ્વિહ દેવેસુ ગચ્છંતિ ॥૩૧॥—પર્યાપ્તા પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્યો નિશ્ચે ૪ પ્રકારના દેવતાઓને વિષે જાય છે. (એ દેવોની આગતિ કહી.)

સંખાઉ પજ્જ પણિંદિ—સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા પર્યાપ્ત પંચેંદ્રિય.

તિરિય નરેસુ તહેવ પજ્જત્તે—તિર્યંચ અને મનુષ્યોને વિષે તેમજ પર્યાપ્તા.

ભૂ દગ પત્તેય વણે—પૃથ્વીકાય, અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિકાય.

એએસુ ચ્ચિય સુરાગમણં ॥ ૩૨ ॥—એ (પાંચ) ને વિષે નિશ્ચે દેવતાનું આગમન (ઉત્પત્તિ) છે. (એ દેવોની ગતિ કહી.)

અર્થ—સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા પર્યાપ્તા પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્યોને વિષે, તેમજ પર્યાપ્તા પૃથ્વીકાય અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિકાય એ પાંચને વિષે નિશ્ચે દેવોની ઉત્પત્તિ છે.

| | | |
|---|---|---|
| પજ્જત્ત-પર્યાપ્તા. | નિરય-નરકમાં. | એએસુ-એ (બે) ને વિષે. |
| સંખ-સંખ્યાતા (આયુષ્યવાળા). | સત્તગે-સાતે. | ઉવવજ્જંતિ-ઉપજે છે. |
| ગબ્ભય-ગર્ભજ. | જંતિ-જાય છે. ઉપજે છે. | |
| તિરિય-તિર્યંચ. | નિરય-નરકમાંથી. | ન-નથી. |
| નરા-મનુષ્યો. | ઉવટ્ટા-નિકળેલા. | સેસેસુ-બાકીનામાં. |

પજ્જત્ત સંખ ગબ્ભય, તિરિય નરા નિરય સત્તગે જંતિ—પર્યાપ્તા સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા ગર્ભજ તિર્યંચ અને મનુષ્યો સાતે નરકને વિષે ઉપજે છે. (નારકીની આગતિ કહી.)

નિરય ઉવટ્ટા એએસુ, ઉવવજ્જંતિ ન સેસેસુ ॥ ૩૩ ॥—નરકમાંથી નીકળેલા જીવો એ બે (તિર્યંચ અને મનુષ્ય) ને વિષે ઉપજે છે. (પણ એ બે વિના) બાકીના દંડકમાં ઉપજતા નથી. (નારકીની ગતિ કહી.)

| | | |
|---|---|---|
| પુઢવી-પૃથ્વીકાય. | વિવજ્જિઆ-વર્જીને. | નિય નિય-પોત-પોતાના. |
| આઉ-અપ્કાય. | જીવા-જીવો. | |
| વણસ્સઈ-વનસ્પતિ. | સવ્વે-સર્વે. | કમ્મ-કર્મના. |
| મજ્ઝે-માં. માંહે. | ઉવવજ્જંતિ-ઉપજે છે. | અણુમાણેણં-અનુસારે. |
| નારય-નારકી. | | |

પુઢવી આઉ વણસ્સઈ—પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાય.

મજ્ઝે નારય વિવજ્જિયા જીવા—માંહે નારકી વર્જીને (બાકીના ૨૩ દંડકના).

સવ્વે ઉવવજ્જંતિ—સર્વે જીવો ઉપજે છે. (પૃથ્વી અપ્ અને વનસ્પતિની આગતિ કહી.)

નિય નિય કમ્મમાણુમાણેણં ॥ ૩૪ ॥—પોત પોતાના કર્મના અનુસારે કરીને.

અર્થ—પૃથ્વીકાય અપ્કાય અને વનસ્પતિકાયમાં નારકી વર્જીને સર્વે (૨૩ દંડકના) જીવો પોત પોતાના કર્મના અનુસારે ઉપજે છે.

| | | |
|---|---|---|
| પુઢવાઈ-પૃથ્વી આદિ. | તેઉ-તેઉકાય. | હોઈ-હોય છે. |
| દસપયેસુ-૧૦ પદોમાં | વાઊસુ-વાયુકાયમાં. | પય નવગે-૯ પદમાં. |
| પુઢવી-પૃથ્વીકાય | ઉવવાઓ-ઉપજે છે. | પુઢવાઈ-પૃથ્વી આદિ. |
| આઉ-અપ્કાય. | | ઠાણ-સ્થાનકના (જીવો.) |
| વણસ્સઈ-વનસ્પતિ. | તેઉ-તેઉકાય. | |
| જંતિ-જાય છે. ઉપજે છે. | વાઉ-વાઉકાયની. | દસગા-દશ. |
| | ગમણં-ગતિ. | વિગલાઈ-વિકલેંદ્રિય. |
| પુઢવાઈ-પૃથ્વી આદિ. | પુઢવી-પૃથ્વીકાય. | તિયં-ત્રણે. |
| દસ પએહિ-૧૦ પદોથી | પમુહંમિ-પ્રમુખ. વિગેરે. | તહિં-તે (૧૦પદ) માં. |
| | | જંતિ-જાય છે. |

પુઢવાઈ દસ પએસુ, પુઢવી આઉ વણસ્સઈ જંતિ—પૃથ્વીકાયાદિ ૧૦ પદોને વિષે પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિ કાય ઉપજે છે. (એ ત્રણની ગતિ કહી.)

પુઢવાઈ દસ પએહિ ય, તેઉ વાઉસુ ઉવવાઓ ॥ ૩૫ ॥—અને પૃથ્વીકાયાદિ ૧૦ પદમાંથી નીકળેલા જીવો તેઉકાય અને વાયુકાયને વિષે ઉપજે છે. (તેઉ અને વાયુકાયની આગતિ કહી.)

તેઊ વાઊ ગમણં, પુઢવી પમુહંમિ હોઈ પય નવગે—તેઉકાય અને વાયુકાયની ગતિ પૃથ્વીકાય વિગેરે ૯ પદને વિષે હોય છે.

પુઢવાઈ ઠાણ દસગા, વિગલાઈ તિયં તહિં જંતિ ॥ ૩૬ ॥—પૃથ્વીકાયાદિ ૧૦ સ્થાનકના જીવો વિકલેંદ્રિય થાય (ઉપજે) અને ત્રણે વિકલેંદ્રિય તે (પૃથ્વી આદિ ૧૦ પદ)માં જાય છે. (વિકલેંદ્રિયની આગતિ અને ગતિ કહી.)

| | | |
|---|---|---|
| ગમણ-ગતિ. | ઠાણેસુ-સ્થાનકોમાં. | તેઉ-તેઉકાય. |
| આગમણં-આગતિ. | સવ્વત્થ-સર્વ દંડકોમાં. | વાઉહિં-વાયુકાય-માંથી. |
| ગબ્ભય-ગર્ભજ. | જંતિ-જાય છે. | નો જંતિ-ન જાય. |
| તિરિયાણં-તિર્યંચોની. | મણુઆ-મનુષ્યો. | |
| સયલજીવ-સર્વ જીવ. | | |

ગમણા-ગમણં-ગબ્ભય, તિરિયાણં, સયલ જીવ ઠાણેસુ-ગતિ અને આગતિ ગર્ભજ તિર્યંચોની સર્વ (૨૪) દંડકોને વિષે થાય છે.

સવ્વત્થ જંતિ મણુઆ—મનુષ્યો સર્વ દંડકોને વિષે જાય છે. (મનુષ્યોની ગતિ.)

તેઉ વાઉહિં નો જંતિ ॥ ૩૭ ॥—(પણ) તેઉ અને વાયુકાય-માંથી મનુષ્યોમાં ન જાય. (મનુષ્યોની આગતિ ૨૨ દંડકમાંથી).

| | | |
|---|---|---|
| વેય તિય-૩ વેદ. | ચઉવિહ-૪ પ્રકારના. | નપુંસ વેઓ-નપુંસક વેદ. |
| તિરિ-તિર્યંચ. | સુરેસુ-દેવોને વિષે. | હુવઇ-હોય છે. |
| નરેસુ-મનુષ્યોમાં. | થિર-૫ સ્થાવર. | એગો-એક. |
| ઇત્થી-સ્ત્રીવેદ. | વિગલ-વિકલેંદ્રિય. | |
| પુરિસો-પુરૂષવેદ. | નારએસુ-નારકીને વિષે | |

## ૨૪ મું વેદ દ્વાર.

વેય તિય તિરિ નરેસુ—૩ વેદ તિર્યંચ અને મનુષ્યને વિષે હોય છે.

ઇત્થી પુરિસો ય ચઉવિહ સુરેસુ—૪ પ્રકારના દેવતાંને વિષે સ્ત્રીવેદ અને પુરૂષવેદ હોય છે.

થિર વિગલ નારએસુ, નપુંસ વેઓ હુવઇ એગો ॥ ૩૮ ॥—૫ સ્થાવર, ૩ વિકલેંદ્રિય અને નારકીને વિષે ૧ નપુંસક વેદ હોય છે.

| | | |
|---|---|---|
| પજ્જ-પર્યાપ્તા. | નિરય-નારકી. | તિરિયા-તિર્યંચ. |
| મણુ-મનુષ્ય. | વંતરિયા-વ્યંતર. | એગિંદિય-એકેંદ્રિય. |
| બાયરગ્ગિ-બાદરઅગ્નિ | જોઇસ-જ્યોતિષી. | તેઇંદિય-તેઇંદ્રિય. |
| વેમાણિય-વૈમાનિક. | ચઉ-ચઉરિંદ્રિય. | ભૂ-પૃથ્વીકાય. |
| ભવણ-ભવનપતિ. | પણ-૫ ચેંદ્રિય. | આઉ-અપ્કાય. |

| | | |
|---|---|---|
| વાઉ-વાયુકાય. | ઈમે-એ. આ. | જિણા-હે જિનેશ્વરો ! |
| વણસ્સઈ-વનસ્પતિ. | હુંતિ-હોય છે. | મએ-મેં. |
| ચ્ચિય-નિશ્ચે. | સવ્વેવિ-સર્વે પણ. | અણંતસો-અનંતીવાર. |
| અહિયા અહિયા-અધિક અધિક. | ઈમે-આ. | |
| કમેણ-અનુક્રમે. | ભાવા-ભાવો. | પત્તા-પ્રાપ્ત કર્યા. |

પર્યાપ્તા જીવોનું અલ્પ બહુત્વ.

પજ્જ મણ બાયરગ્ગિ—પર્યાપ્તા મનુષ્ય (સૌથી થોડા, તેથી અધિક) બાદર અગ્નિકાય.

વેમાણિય ભવણ નિરય વંતરિયા—વૈમાનિક, ભવનપતિ, નારકી, વ્યંતર.

જોઇસ ચઉ પણ તિરિયા—જ્યોતિષી, ચઉરિંદ્રિય, પંચેંદ્રિય તિર્યંચ.

બેઇંદિય તેઇંદિય ભૂ આઊ ॥ ૩૯ ॥—બેઈંદ્રિય, તેઈંદ્રિય, પૃથ્વીકાય, અપ્કાય.

વાઉ વણસ્સઈ ચ્ચિય—વાઉકાય અને નિશ્ચે વનસ્પતિકાય.

અહિયા અહિયા કમેણિમે હુંતિ—એ [ સર્વે પર્યાપ્તા ] અનુક્રમે (એક એકથી) અધિક અધિક હોય છે.

સવ્વે વિ ઈમે ભાવા—આ સર્વે પણ ભાવો.

જિણા મએ ણંતસો પત્તા ॥ ૪૦ ॥—હે જિનેશ્વરો ! મેં અનંતીવાર પ્રાપ્ત કર્યા છે.

| | | |
|---|---|---|
| સંપઈ-હમણાં. | ભમણ-ભમવાથી. | સુલહં-સુલભ. |
| તુમ્હ-તમારા. | ભગ્ગ-નિવૃત્ત. ભગ્ન. | લહુ-ઝટ. |
| ભત્તસ્સ-ભક્ત [એવા] | હિયયસ્સ-હૃદયવાળા. | મમ-મને. |
| દંડગ-દંડકના. | દંડતિય-૩ દંડના. | દિંતુ-આપો. |
| પય-સ્થાનને વિષે. | વિરય-વિરામથી. | મુક્ખપયં-મોક્ષપદ. |

સંપઇ તુમ્હ ભત્તસ્સ, દંડગ પય ભમણ ભગ્ગ હિયયસ્સ—હમણાં (૨૪) દંડકના સ્થાનને વિષે ભમવાથી નિવૃત્ત મનવાળા તમારા ભક્ત એવા (મને.)

દંડતિય વિરય સુલહં—( મન વચન ને કાયા એ ) ૩ દંડના વિરામથી સુલભ એવું.

લહુ મમ દિંતુ સુકૂખ પયં ॥ ૪૧ ॥—મોક્ષપદ ઝટ આપો.

અર્થ—ભમણા ૨૪ દંડકના સ્થાનોમાં ભમવાથી નિવૃત્ત મનવાળા તમારા ભક્ત એવા મને મન વચન અને કાય એ ૩ દંડના વિરામથી સુલભ એવું મોક્ષપદ ઝટ આપો.

| | | |
|---|---|---|
| સિરિ—શ્રી. | સીસેણ—શિષ્ય. | એસા—આ. |
| જિણહંસ—જિનહંસ. | ગજસારેણ—ગજસાર મુનિએ. | વિન્નત્તી—વિજ્ઞપ્તિ. |
| મુણીસર—મુનીશ્વરના. | | અપ્પહિયા—પોતાના હિતને માટે. |
| રજ્જે—રાજ્યને વિષે. | લિહિયા—લખી. | |

સિરિ જિણહંસ મુણીસર—શ્રી જિનહંસ મુનીશ્વરના.

રજ્જે સિરિ ધવલચંદ સીસેણ—રાજ્ય (પાટ)ને વિષે શ્રી ધવલચંદ મુનિના શિષ્ય.

ગજસારેણ લિહિયા, એસા વિન્નત્તી અપ્પહિયા ॥ ૪૨ ॥—ગજસાર મુનિએ આ વિજ્ઞપ્તિ પોતાના ( આત્માના ) હિતને અર્થે લખી.

અર્થ—શ્રી જિનહંસ મુનીશ્વરના પાટને વિષે શ્રી ધવલચંદ મુનિના શિષ્ય ગજસાર મુનિએ આ વિનંતિ પોતાના હિતને અર્થે લખી.

## દંડકના પ્રશ્નો.

૧ નીચેના શબ્દોનો અર્થ સ્પષ્ટતાથી સમજાવો.

દંડક—અવગાહના—યોગ—ઉવવાય—ચ્યવન—કિમાહાર અને સમુદ્ઘાત.

૨ નારકી, જ્યોતિષી, વનસ્પતિકાય, વાયુકાય, તેઇંદ્રિય અને ગર્ભજ તિર્યંચને વિષે શરીર, અવગાહના, સંઘયણ, સંસ્થાન, લેશ્યા, સમુદ્ઘાત—દ્રષ્ટિ—ઉપયોગ—સ્થિતિ—સંજ્ઞા—ગતિ આગતિ અને અલ્પ બહુત્વ કહો.

૩ વૈક્રિય શરીરનો ઉત્કૃષ્ટ કાળ કેટલો ? દેવ અને મનુષ્યને વૈક્રિય લબ્ધિ શાથી પ્રાપ્ત થાય ?

૪ ઓજાહાર એટલે શું ? સૂક્ષ્મજીવોને કેટલી દિશાનો આહાર હોય ? અને કેવી રીતે ? ૫. દંડક સૂત્રના રચનાર કોણ ?

| દ્વારનું નામઃ— / દંડકનું નામ. | શરીર ૫ | અવગાહના | સંઘયણ ૬ | સંજ્ઞા ૪-૧૦ | સંસ્થાન ૬ | કષાય ૪ | લેશ્યા ૬ | ઇંદ્રિય ૫ | સમુદ્ઘાત ૭ | દૃષ્ટિ ૩ | દર્શન ૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નારકી | ૩ | ૫૦૦ધનુષ | - | સર્વ દંડકે ૪-૧૦ સંજ્ઞા હોય છે. | હુંડક | સર્વ દંડકે ક્રોધ, માન, માયા અને લોભ એ ૪ કષાય હોય છે. | ૩ | ૫ | ૪ | ૩ | ૩ |
| ભવનપતિ. ૧૦ | ૩ | ૭ હાથ | - | | સમચતુરસ્ત્ર | | ૪ | ૫ | ૫ | ૩ | ૩ |
| વ્યંતર | ૩ | ૭ હાથ | - | | | | ૪ | ૫ | ૫ | ૩ | ૩ |
| જ્યોતિષી | ૩ | ૭ હાથ | - | | | | ૧ | ૫ | ૫ | ૩ | ૩ |
| વૈમાનિક | ૩ | ૭ હાથ | - | | | | ૩ | ૫ | ૫ | ૩ | ૩ |
| પૃથ્વીકાય | ૩ | અંગુલ અસં. | - | | મસુર | | ૪ | ૧ | ૩ | ૧ | ૧ |
| અપ્કાય | ૩ | | - | | પરપોટા. | | ૪ | ૧ | ૩ | ૧ | ૧ |
| વનસ્પતિકાય | ૩ | ૧ હજાર યો૦અધિક | - | | વિવિધ | | ૪ | ૧ | ૩ | ૧ | ૧ |
| તેઉકાય | ૩ | | - | | સોય | | ૩ | ૧ | ૩ | ૧ | ૧ |
| વાઉકાય | ૪ | અંગુલ અસં. | - | | ધ્વજા | | ૩ | ૧ | ૪ | ૧ | ૧ |
| બેઇંદ્રિય | ૩ | ૧૨યોજન | ૧ | | હુંડક | | ૩ | ૨ | ૩ | ૨ | ૧ |
| તેઇંદ્રિય | ૩ | ૩ ગાઉ | ૧ | | | | ૩ | ૩ | ૩ | ૨ | ૧ |
| ચઉરિંદ્રિય | ૩ | ૧ યોજન | ૧ | | | | ૩ | ૪ | ૩ | ૨ | ૨ |
| ગર્ભજ તિર્યંચ | ૪ | ૧૦૦૦યો | ૬ | | ૬ | | ૬ | ૫ | ૫ | ૩ | ૩ |
| ગર્ભજ મનુષ્ય | ૫ | ૩ ગાઉ | ૬ | | ૬ | | ૬ | ૫ | ૭ | ૩ | ૪ |

વિષે ૨૪ દ્વાર.

| જ્ઞાન. ૫ | અજ્ઞાન. ૩ | યોગ. ૧૫ | ઉપયોગ. ૧૨ | ઉપપાત અને ચ્યવન. | ઉત્કૃષ્ટ સ્થિતિ (આયુ.) | પર્યાપ્તિ ૬. | દિશાહાર. | સંજ્ઞા ૩ | ગતિ. | આગતિ. | વેદ. ૩ | અલ્પ બહુત્વ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૩ | ૧૧ | ૯ | સંખ્યાતા કે અસંખ્યાતા. | ૩૩ સાગરો૦ | ૬ | ૬ | દીર્ઘ કાલિકી | ૨ | ૨ | ૧ | અ. ૫ |
| ૩ | ૩ | ૧૧ | ૯ | | ૧ સા૦ આધિક | ૬ | ૬ | | ૫ | ૨ | ૨ | અ. ૪ |
| ૩ | ૩ | ૧૧ | ૯ | | ૧ પલ્યોપમ | ૬ | ૬ | | ૫ | ૨ | ૨ | અ. ૬ |
| ૩ | ૩ | ૧૧ | ૯ | | ૧ પલ્ય. અધિક | ૬ | ૬ | | ૫ | ૨ | ૨ | અ. ૭ |
| ૩ | ૩ | ૧૧ | ૯ | | ૩૩ સાગરો૦ | ૬ | ૬ | | ૫ | ૨ | ૨ | અ. ૩ |
| — | ૨ | ૩ | ૩ | અસંખ્યાતા. | ૨૨૦૦૦ વર્ષ | ૪ | ૩-૪-૫-૬ દિશાનો. | નથી | ૧૦ | ૨૩ | ૧ | અ. ૧૨ |
| — | ૨ | ૩ | ૩ | | ૭૦૦૦ વર્ષ | ૪ | | ,, | ૧૦ | ૨૩ | ૧ | અ. ૧૩ |
| — | ૨ | ૩ | ૩ | અનંત | ૧૦૦૦૦ વર્ષ | ૪ | | ,, | ૧૦ | ૨૩ | ૧ | અ. ૧૫ |
| — | ૨ | ૩ | ૩ | અસંખ્યાતા. | ૩ અહોરાત્રિ | ૪ | | ,, | ૯ | ૧૦ | ૧ | અ. ૨ |
| — | ૨ | ૫ | ૩ | | ૩૦૦૦ વર્ષ | ૪ | | ,, | ૯ | ૧૦ | ૧ | અ. ૧૪ |
| ૨ | ૨ | ૪ | ૫ | સંખ્યાતા અથવા અસંખ્યાતા. | ૧૨ વર્ષ | ૫ | ૬ | હેતૂપદેશિકી. | ૧૦ | ૧૦ | ૧ | અ. ૧૦ |
| ૨ | ૨ | ૪ | ૫ | | ૪૯ દિવસ | ૫ | ૬ | | ૧૦ | ૧૦ | ૧ | અ. ૧૧ |
| ૨ | ૨ | ૪ | ૬ | | ૬ માસ | ૫ | ૬ | | ૧૦ | ૧૦ | ૧ | અ=અધિક. ૮ |
| ૩ | ૩ | ૧૩ | ૯ | | ૩ પલ્યોપમ | ૬ | ૬ | દીર્ઘ૦ | ૨૪ | ૨૪ | ૩ | અ. ૯ |
| ૫ | ૩ | ૧૫ | ૧૨ | સંખ્યાતા | ૩ પલ્યોપમ | ૬ | ૬ | ૨ | ૨૪ | ૨૨ | ૩ | થોડા ૧ |

# લઘુસંગ્રહણી પ્રકરણ સાર્થ.

નમિય-નમસ્કાર કરીને.
જિણં-જીતનાર, જિનને.
સવ્વન્નું-સર્વંજ્ઞ.
જગપુજ્જં-જગતને પૂજ્ય.
જગગુરૂં-જગતના ગુરૂ.
મહાવીરં-મહાવીર સ્વામીને.
જંબુદ્દીવ-જંબૂદ્વીપના.
પયત્થે-પદાર્થોને.
વુચ્છં--કહીશ
સુત્તા—સૂત્રથી.
સ પર-પોતાના અને પરના.
હેઊ-હેતુએ. માટે.

નમિય જિણં સવ્વન્નું, જગપુજ્જં જગગુરૂં મહાવીરં—રાગદ્વેષને જીતનાર, સર્વંજ્ઞ, ત્રણ જગતને પૂજ્ય, ત્રણ જગતના ગુરૂ એવા શ્રી મહાવીર સ્વામીને નમસ્કાર કરીને.

જંબુદ્દીવ પયત્થે—જંબૂદ્વીપના ( શાશ્વતા ) પદાર્થોને.

વુચ્છં સુત્તા સપરહેઊ ॥૧॥—સૂત્રના અનુસારે પોતાના અને પરના માટે કહીશ.

ખંડા-ખાંડવા. ખંડ.
જોયણ-જોજન.
વાસા-ક્ષેત્રો.
પવ્વય-પર્વતો.
કૂડા-શિખરો.
તિત્થ-તિર્થો.
સેઢીઓ-શ્રેણિઓ.
વિજય-વિજયો.
દ્દહ-દ્રહો.
સલિલાઓ-નદીઓ.
પિંડ-સમુહ.
એસિં-એઓનો.
હોઈ-છે.
સંઘયણી-સંગ્રહણી.

દશ દ્વાર.

ખંડા જોયણ વાસા—ખાંડવા ( ખંડ )-જોજન-ક્ષેત્રો.

પવ્વય કૂડા ય તિત્થ સેઢીઓ—પર્વતો-શિખરો-તીર્થો અને શ્રેણિઓ.

વિજય-દ્દહ-સલિલાઓ—વિજય ( ચક્રવર્તિને જીતવા યોગ્ય દેશ ) -દ્રહો ( સરોવરો ) અને નદીઓ.

પિંડએસિં હોઈ સંઘયણી ॥૨॥—એઓનો ( ૧૦ પદાર્થોનો ) સમુહ તે સંગ્રહણી છે.

નઉઅ સયં-૧૯૦ | ખંડાણં-ખાંડવા. | ભરહ-ભરતક્ષેત્રના. | પમાણેણ-પ્રમાણ વડે | ભાઈએ-ભાગે છતે. | લક્ખે-લાખને. | અહવા-અથવા. | નઉઅ સય-૧૯૦થી. | ગુણં-ગુણતાં. | ભરહ પમાણં-ભરતના પ્રમાણને. | હવઈ-થાય. હોય. | લક્ખં-લાખ.

૧ લું ખંડ દ્વાર.

નઉઅ સયં ખંડાણં—૧૯૦ ખંડ(૫૨૬ જોજન ને ૬ કલા પ્રમાણવાળા) થાય. (ક્યારે ?)

ભરહ પમાણેણ ભાઈએ લક્ખે—ભરતક્ષેત્રના પ્રમાણ (૫૨૬ જો૦ ને ૬ કલા) વડે જંબૂદ્વીપના ૧ લાખ જોજનને ભાગે છતે થાય.

અહવા નઉઅસય-ગુણં, ભરહ-પમાણં હવઈ લક્ખં ॥ ૩ ॥—અથવા ભરતક્ષેત્રના પ્રમાણને ૧૯૦ વડે ગુણતાં ૧ લાખ જોજન થાય.

ભરતનું પ્રમાણ.

૫૨૬—૬
×૧૯
―――
૪૭૩૪
૫૨૬×
―――
૯૯૯૪
+૬ કલા ઉમેરીએ.
―――
૧૦૦૦૦ ભરતની કલા.

---

૧ જોજનની ૧૯ કલા થાય તેથી કલા કરવા માટે જોજનને ૧૯ એ ગુણવા. ૧ લાખ જોજનના જંબૂદ્વીપની કલા ૧૯ લાખને ભરતક્ષેત્રની કલા દશ હજારે ભાગતાં ૧૯૦ ખાંડવા થાય. અથવા ૫૨૬ જોજનને એકસો નેવુએ ગુણતાં નવાણું હજાર નવસો ચાલીશ જોજન થાય અને ૬ કલાને ૧૯૦ એ ગુણતાં અગીયારસો ચાલીશ કલા થાય. તેના જોજન કરવા માટે ઓગણીશે ભાગતાં ૬૦ યોજન થાય તે ૯૯૯૪૦ માં ઉમેરીએ તો ૧ લાખ જોજનનો જંબૂદ્વીપ થાય.

| | | |
|---|---|---|
| ઉ-વળી.<br>વિદેહે-મહાવિદેહને.<br>વિષે. | તિરાસિ-ત્રણે સમુહને.<br>પિંડે-એકઠા કરે છતે. | નઉય સયં-એક સો<br>ને નેવું. |

અહવિગ ખંડે ભરહે—અથવા ૧ ખંડ ભરતક્ષેત્રનો.

દો હિમવંતે અ હેમવઈ ચઉરો—૨ ખંડ હિમવંત પર્વતના અને ૪ ખંડ હિમવંત ક્ષેત્રના.

અટ્ઠ મહા હિમવંતે—૮ ખંડ મહાહિમવંત પર્વતના.

સોલસ ખંડાઈ હરિવાસે ॥ ૪ ॥—૧૬ ખંડ હરિવર્ષ ક્ષેત્રના છે.

બત્તીસં પુણ નિસઢે—વળી ૩૨ ખંડ નિષધ પર્વતના.

મિલિઆ તેસટ્ઠી બીયપાસે વિ—એ સર્વ મળી ૬૩ ખંડ થાય. એમ બીજી બાજુને વિષે પણ ૬૩ ખંડ. (૧ ખંડ ઐરવત ક્ષેત્રનો-૨ શિખરી પર્વતના-૪ ઐરણ્યવત ક્ષેત્રના-૮ રૂકમી પર્વતના-૧૬ રમ્યક્ ક્ષેત્રના-૩૨ નીલવંત પર્વતના. એ સર્વ મળી ૬૩ ખંડ.)

ચઉસટ્ઠી ઉ વિદેહે—વળી મહાવિદેહ ક્ષેત્રને વિષે ૬૪ ખંડ છે.

તિરાસિ પિંડે ઈ નઉય સયં ॥ ૫ ॥—એ ત્રણે રાશિને એકઠા કરે છતે ૧૯૦ ખંડ થાય.

| | | |
|---|---|---|
| જોયણ-જોજનના<br>પરિમાણાઇં-પ્રમાણવાળા.<br>સમચઉરંસાઈ-સમચોરસ. | ઈત્થ-અહીં (જંબૂદ્વીપમાં.)<br>ખંડાઇં-ખંડ. ભાગ.<br>લક્ખસ્સ-લાખના.<br>પરિહીએ-પરિધિને. | તપ્પાય-તેના ચોથા ભાગે.<br>ગુણે-ગુણવાથી.<br>હુંતેવં-નિશ્ચે થાય. |

## ૨ જું જોજન દ્વાર.

જોયણ પરિમાણાઇં—જોજનના પ્રમાણવાળા.

સમચઉરંસાઇં ઈત્થ ખંડાઇં—સમચતુરસ (સમચોરસ) ખંડ અહીંયાં (જંબૂદ્વીપના) કેવી રીતે થાય?

| નંબર | ૭ ક્ષેત્રો ને ૬ વર્ષધર પર્વતો. | ખંડ. | યોજન. | કળા. |
|---|---|---|---|---|
| ૧ | ભરત ક્ષેત્ર. | ૧ | ૫૨૬ | — ૬ |
| ૨ | હિમવંત પર્વત. | ૨ | ૧૦૫૨ | — ૧૨ |
| ૩ | હિમવંત ક્ષેત્ર. | ૪ | ૨૧૦૫ | — ૫ |
| ૪ | મહાહિમવંત પર્વત | ૮ | ૪૨૧૦ | — ૧૦ |
| ૫ | હરિવર્ષ ક્ષેત્ર. | ૧૬ | ૮૪૨૧ | — ૧ |
| ૬ | નિષધ પર્વત. | ૩૨ | ૧૬૮૪૨ | — ૨ |
| ૭ | મહાવિદેહ ક્ષેત્ર. | ૬૪ | ૩૩૬૮૪ | — ૪ |
| ૮ | નીલવંત પર્વત. | ૩૨ | ૧૬૮૪૨ | — ૨ |
| ૯ | રમ્યક્ ક્ષેત્ર | ૧૬ | ૮૪૨૧ | — ૧ |
| ૧૦ | રૂકિમ પર્વત. | ૮ | ૪૨૧૦ | — ૧૦ |
| ૧૧ | ઐરણ્યવંત ક્ષેત્ર. | ૪ | ૨૧૦૫ | — ૫ |
| ૧૨ | શિખરી પર્વત | ૨ | ૧૦૫૨ | — ૧૨ |
| ૧૩ | ઐરવત ક્ષેત્ર. | ૧ | ૫૨૬ | — ૬ |
| | | ૧૯૦ | ૯૯૯૯૬ | ૭૬ કળાના |
| | | | +૪ યોજન મેળવતાં | |
| | | | ૧૦૦૦૦૦ યોજન જંબૂ દ્વીપનો વિસ્તાર. | |

લક્ખસ્સ ય પરિહીએ—૧ લાખ જોજનના પરિધિને.

તપ્પાય ગુણે ય હુંતેવ ॥ ૬ ॥—તેના (૧ લાખના) ચોથા ભાગ વડે ગુણવાથી નિશ્ચે [ ક્ષેત્રફળ ] થાય.

વિક્ખંભ—પહોળાઈના.

વગ્ગ—વર્ગને.

દહગુણ—૧૦ ગુણા કરીને.

કરણી—વર્ગમૂળ કરતાં.

વટ્ટસ્સ—ગોળક્ષેત્રની.

પરિરઓ—પરિધ. ઘેરાવો.

હોઈ—થાય.

વિક્ખંભ—વિસ્તારના પાય—ચોથા ભાગે.

ગુણિઓ—ગુણવાથી

પરિરઓ—પરિધિને.

તસ્સ—તે (ગોળક્ષેત્ર)નું

ગણિય પયં—ક્ષેત્રફળ.

વિક્ખંભ વગ્ગ દહ ગુણ—પહોળાઈના વર્ગને ( તે સંખ્યાને તેજ સંખ્યાએ ગુણ્યા પછી ) ૧૦ ગુણા કરીને.

કરણી વટ્ટસ્સ પરિરઓ હોઇ—વર્ગમૂળ કરવાથી ગોળ ક્ષેત્રનો પરિધિ થાય.

વિક્ખંભ પાય ગુણિઓ, પરિરઓ તસ્સ ગણિય-પયં ॥ ૭ ॥—
તે પરિધિને વિસ્તારના ચોથા ભાગ વડે ગુણતાં, તે (ગોળક્ષેત્ર)નું ક્ષેત્રફળ થાય.

| | | |
|---|---|---|
| પરિહી—પરિધિ. | સત્તવીસ—સત્યાવીશ. | ધણુ—ધનુષ્ય |
| તિ લક્ખ—૩ લાખ | અહિયા—અધિક. | સય—સો. |
| સોલસ સહસ્સ—૧૬ હજાર. | કોસ તિગ—૩ ગાઉ. | તેરંગુલદ્ધ—૧૩॥ આંગળથી. |
| દોય સય—બસેંને. | અટ્ઠાવીસં—અઠ્યાવીશ. | અહિયં—અધિક. |

પરિહી તિલક્ખ સોલસ, સહસ્સ દો ય સય સત્તવીસ-હિયા—
(જંબૂદ્વીપની) પરિધિ ૩ લાખ ૧૬ હજાર ૨૨૭ જોજન અધિક.

કોસ તિગ-ટ્ઠાવીસં, ધણુસય તેરંગુલદ્ધહિઅં ॥ ૮ ॥—૩ ગાઉ ૧૨૮ ધનુષ્ય અને ૧૩॥ આંગળથી આધક થાય છે.

અર્થ—જંબૂદ્વીપની પરિધિ ૩,૧૬,૨૨૭ યોજન ૩ ગાઉ ૧૨૮ ધનુષ્ય અને ૧૩॥ આંગળથી અધિક થાય છે.

જંબૂદ્વીપની પરિધિ.

૧૦૦૦૦૦ જંબૂદ્વીપનો વિષ્કંભ-( વિસ્તાર. )
×૧૦૦૦૦૦ વર્ગ કરવા માટે એજ રકમથી ગુણાકાર.

૧૦૦૦૦૦૦૦૦૦૦ વર્ગ તેને
×૧૦ દશે ગુણવા. પછી વિષમ | સમ-કરી, વર્ગમૂળ કાઢવું.

૧૦૦૦૦૦૦૦૦૦૦૦

|—|—|— —|—|

૩ ) ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦ (૩૧૬૨૨૭

+૩ ૯ યોજન પરિધિ.

૬૧ ૧૦૦(૧

+૧ ૬૧

૬૨૬ ૩૯૦૦(૬

+૬ ૩૭૫૬

૬૩૨૨ ૧૪૪૦૦(૨

+૨ ૧૨૬૪૪

૬૩૨૪૨ ૧૭૫૬૦૦(૨

+૨ ૧૨૬૪૮૪

૬૩૨૪૪૭ ૪૯૧૧૬૦૦(૭

+૭ ૪૪૨૭૧૨૯

૬૩૨૪૫૪ ૪૮૪૪૭૧

ભાજકથી પરિધિ અડધી આવે.

×૪ કોશ (ગાઉ) કરવા માટે.

૬૩૨૪૫૪) ૧૯૩૭૮૮૪ (૩ ગાઉ.

૧૮૯૭૩૬૨

૪૦૫૨૨

×૨૦૦૦ ધનુષ્ય કરવા માટે.

૬૩૨૪૫૪) ૮૧૦૪૪૦૦૦ (૧૨૮ ધનુષ્ય.

૬૩૨૪૫૪

૧૭૭૯૮૬૦

૧૨૬૪૯૦૮

૫૧૪૯૫૨૦

૫૦૫૯૬૩૨

૮૯૮૮૮

```
        ૮૯૮૮૮
          ×૯૬ આંગળ કરવા માટે.
        ———————
        ૫૩૯૩૨૮
        ૮૦૮૯૯૨×
        ———————
૬૩૨૪૫૪) ૮૬૨૯૨૪૮ (૧૩ાા આંગળ.
        ૬૩૨૪૫૪
        ———————
        ૨૩૦૪૭૦૮
        ૧૮૯૭૩૬૨
        ———————
         ૪૦૭૩૪૬
         ૩૧૬૨૨૭
        ———————
         ૯૧૧૧૯
```

યોજન. ગાઉ. ધનુષ્ય. આંગળ.
૩૧૬૨૨૭-૩- ૧૨૮- ૧૩ાા

જેઓને વર્ગમૂળ કાઢતાં ન આવડતું હોય તેમણે વિસ્તારને બાવીસે ગુણી સાતે ભાગવાથી લગભગ પરિધિ આવશે.

| | | |
|---|---|---|
| સત્તેવ-નિશ્ચે. | સહસ્સા-હજાર. | ધણૂણિ-ધનુષ્ય. |
| કોડી-ક્રોડ. | સયં દિવડ્ઢં-દોઢસો. | પન્નરસ-પંનર. |
| સયા-સો. | સાહિયં-અધિક | સટ્ઠિં-સાએઠ. |
| નઉઆ-નેવું. | ગાઉઅં-ગાઉ. | અંગુલાઇં-આંગળ. |
| છપ્પન્ન-છપ્પન. | એગં-એક. | જંબુદ્દીવસ્સ-જંબૂદ્વીપનું. |
| સયસહસ્સાઇં-લાખ | પનરસ-પંનર. | ગણિય પયં-ગણિત પદ. |
| ચઉનઉયં-ચોરાણું. | ધણુ સયા-સો ધનુષ્ય. | |
| ચ-અને. | તહ-તેમજ. | |

સત્તેવ ય કોડિસયા, નઉઆ—નિશ્ચે ૭૯૦ ક્રોડ.
છપ્પન્ન સય-સહસ્સાઇં—૫૬ લાખ.
ચઉનઉયં ચ સહસ્સા-૯૪ હજાર અને.
સયં દિવડ્ઢં ચ સાહિયં ॥ ૯ ॥—૧૫૦ જોજનથી અધિક.
ગાઉઅ-એગં પનરસ, ધણુસયા તહ ધણૂણિ પન્નરસ—૧ ગાઉ તેમજ ૧૫ સો ૧૫ ધનુષ.

```
             |—|—|—  —|—|
૩        ) ૧ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ( ૩૧૬૨૨૭
                                      યોજન પરિધિ.
+૩          ૯
------      -----
૬૧          ૧૦૦(૧
+૧          ૬૧
------      -----
૬૨૬           ૩૯૦૦(૬
 +૬           ૩૭૫૬
------        -----
૬૩૨૨           ૧૪૪૦૦(૨
   +૨          ૧૨૬૪૪
------         ------
૬૩૨૪૨             ૧૭૫૬૦૦(૨
    +૨            ૧૨૬૪૮૪
                  -------
                    ૧૮૭૫૦ [illegible]
                      ૪૦૦ યો૦ ધનુષ્યમાયા.
             ----------------
             ૭૯૦,૫૬,૯૪,૧૫૦

                               ૧–૧૫૧૫–૬૦
             ------------------------------
```

યો. ૭૯૦,૫૬, ૯૪,૧૫૦–૧–૧૫૧૫–૬૦ આંગળ

```
૪) ૭૫૦૦૦ (૧૮૭૫૦ યોજન.
     ૪
    ---
     ૩૫
     ૩૨
    ---
      ૩૦
      ૨૮
    ---
      ૨૦
      ૨૦
    ---
     ૦૦૦
```

૭૯૦ ક્રોડ. ૫૬ લાખ, ૯૪ હજાર, ૧ સો. ૫૦ યોજન.

૮૯૮૮૮
×૯૬ આંગળ કરવા માટે.

૫૩૯૩૨૮
૮૦૮૯૯૨×

૬૩૨૪૫૪) ૮૬૨૯૨૪૮ (૧૩॥ આંગળ.
૬૩૨૪૫૪

૨૩૦૪૭૦૮
૧૮૯૭૩૬૨

૪૦૭૩૪૬
૩૧૬૨૨૭

૯૧૧૧૯

યોજન. ગાઉ. ધનુષ્ય. આંગળ.
૩૧૬૨૨૭-૩- ૧૨૮- ૧૩॥

જેઓને વર્ગમૂળ કાઢતાં ન આવડતું હોય તેમણે વિસ્તારને બાવીસે ગુણી સાતે ભાગવાથી ———

ગ્રહેલ-તિએ

૨૮૮ ગાઉ કરવા માટે બે હજારે ભાગવા.

૪૯૫
૪૮૦

૧૫૦
૯૬

૫૪૦
૪૮૦

૬૦ આંગળ.

૮૦૦૦) ૩૨૦૦૦૦૦(૪૦૦ યોજન.
૩૨૦૦૦

૦૦૦૦૦૦૦

૨૦૦૦) ૩૫૧૫ (૧ ગાઉ.
૨૦૦૦

૧૫૧૫ ધનુષ્ય.

---

૧ ગાઉ.—૧૫૧૫ ધનુષ્ય,—૬૦ આંગળ, જંબૂદ્વીપનું ક્ષેત્રફળ.

ક્ષેત્રફળની રીત—પરિધિને ૨૫ હજારે ગુણવાથી થાય. જેમકે:-૩ લાખને ૨૫ હજારે ગુણતાં ૭૫૦ ક્રોડ થાય. અને ૧૬ હજારને ૨૫ હજારે ગુણતાં ૪૦ ક્રોડ થાય, બંને મળીને ૭૯૦ ક્રોડ થયા. બસોને ૨૫ હજારે ગુણતાં ૫૦ લાખ થાય અને ૨૭ ને ૨૫ હજારે ગુણતાં ૬ લાખ ૭૫ હજાર થાય. બંને મળીને ૫૬ લાખ ૭૫ હજાર થયા. ૩ કોસને ૨૫ હજારે ગુણતાં ૭૫ હજાર ગાઉ અને ૪ ગાઉનો ૧ જોજન. તેથી ચારે ભાગતાં ૧૮૭૫૦ જોજન થયા. ૧૨૮ ધનુષને ૨૫ હજારે ગુણતાં ૩૨ લાખ ધનુષ. તેના જોજન કરવા માટે ૮ હજારે ભાગતાં ૪૦૦ જોજન થયા. ૭૫ હજાર, ૧૮ હજાર સાતસો પચાસ અને ૪૦૦ જોજનનો સરવાળો ૯૪૧૫૦ જોજન થયા. ૧૩ાા આંગળને ૨૫ હજારે ગુણતાં ૩ લાખ ૩૭ હજાર પાંચસો આંગળ. તેના ધનુષ્ય કરવા માટે ૯૬ એ ભાગતાં ૩૫૧૫ ધનુષ ને ૬૦ આંગળ થયા. બે હજાર ધનુષનો ૧ ગાઉ એટલે બે હજારે ભાગતાં ૧ ગાઉ ૧૫૧૫ ધનુષ ને ૬૦ આંગળ.

ભરહાઈ—ભરતાદિક.
સત્ત વાસા—૭ ક્ષેત્રો.
વિયડ્ઢ ચઉ—૪ વૈતાઢ્ય.
ચઉરતિંસ—ચોત્રીશ
વટ્ટ—ગોળ. વાટલા.
દિયરે—લાંબા.
સોલસ—સોળ.
વક્ખાર ગિરી—વક્ષસ્કાર પર્વત.
દો—બે.
ચિત્ત વિચિત્ત—ચિત્ર અને વિચિત્ર.
દો—બે.
જમગા—જમક ને સમક.
દો સય—બસેં.
કણય ગિરીણં—કંચનગિર.
ચઉ ગયદંતા—ચાર ગજદંતા.
તહ—તેમજ. તથા.
સુમેરુ—મેરૂ પર્વત.
છ વાસહરા—૬ વર્ષધર.
પિંડે—એકઠા કરતાં.
એગુણ સત્તરિ—અગણોતેર.
સયા દુન્ની—બસેં.

## ૩. જું ક્ષેત્ર દ્વાર.

ભરહાઈ સત્ત વાસા—ભરતાદિ ૭ ક્ષેત્રો છે. (ભરત—ઐરવત વિદેહ—હિમવંત—ઐરણ્યવંત—હરિવર્ષ ને રમ્યક્.)

## ૪ થું પર્વત દ્વાર..

વિયડ્ઢ ચઉ ચઉરતિંસ વટ્ટિયરે—૪ વૈતાઢ્ય વાટલા (ગોળ) અને
૩૪ લાંબા વૈતાઢ્ય છે.

સોલસ વક્ખારગિરી—૧૬ વક્ષસ્કાર પર્વત છે.

દો ચિત્તવિચિત્ત દો જમગા ॥૧૧॥—ચિત્ર અને વિચિત્ર મળી બે,
જમક અને સમક મળી બે પર્વત છે.

દોસય કણય-ગિરીણં—૨૦૦ કંચનગિરિ છે.

ચઉ ગયદંતા ય તહ સુમેરૂ ય—૪ ગજદંતા પર્વત તેમજ ૧ મેરૂપર્વત.

છ વાસહરા પિંડે—૬ વર્ષધર પર્વત છે. એ સર્વ એકઠા કરતાં.

એગુણસત્તરિ સયા હુન્તી ॥૧૨॥—૨૬૯ (પર્વતો) થાય છે.

| | | |
|---|---|---|
| સોલસ-સોળ. | ચઉતીસ-ચોત્રીશ. | હિમ-હિમવંત ગિરિ. |
| વક્ખારેસુ-વક્ષસ્કાર ઉપર. | વિયડ્ઢેસુ-વૈતાઢ્ય ઉપર. | સિહરિસુ-શિખરી ઉપર. |
| ચઉ ચઉ-ચાર ચાર. | વિજ્જુપ્પહ-વિદ્યુત્પ્રભ. | ઇક્કારસ-અગીયાર. |
| કૂડા-શિખરો. | નિસઢ-નિષધ. | ઇય-એ પ્રમાણે. |
| હુન્તિ-છે. | નીલવંતેસુ-નીલવંત ઉપર. | ઇગસટ્ઠી-એકસઠ. |
| પત્તેયં-દરેકને. | તહ-તથા. | ગિરિસુ-પર્વતો ઉપર |
| સોમણસ-સોમનસ. | માલવંત-માલ્યવંત. | કૂડાણં-શિખરોની. |
| ગંધમાયણ-ગંધમાદન ઉપર. | સુરગિરિ-મેરૂ પર્વત ઉપર. | એગત્તે-એકઠી કર્યે છતે. |
| સત્ત-સાત (શિખરો). | નવ નવ-નવ નવ. | સવ્વ ધણં-સર્વ સંખ્યા. |
| અટ્ઠ-આઠ. | કૂડાઈ-શિખરો. | સય ચઉરો-ચારસો. |
| ચ-અને. | પત્તેયં-દરેકને. | સત્તસટ્ઠી-સડસઠ. |
| રુપ્પિ-રૂકિમ. | | |
| મહહિમવે-મહાહિમવંત ઉપર. | | |

## પાંચમું કૂટ દ્વાર.

સોલસ વક્ખારેસુ, ચઉ ચઉ કૂડા ય હુન્તિ પત્તેયં—૧૬ વક્ષસ્કાર પર્વત ઉપર દરેકને ૪-૪ શિખરો છે.

સોમણસ ગંધમાયણ, સત્તઠ્ઠ ય રૂપ્પિં મહહિમવે ॥ ૧૩ ॥—

સોમનસ અને ગંધમાદન (એ બે ગજદંત) ઉપર ૭-૭ શિખરો છે.

રૂકિમ અને મહાહિમવંત ( એ બે.વર્ષધર ) ઉપર ૮-૮શિખરો છે.

ચઉતીસ વિયડ્ઢેસુ—૩૪ વૈતાઢ્ય પર્વત ઉપર.

વિજ્જુપ્પહ નિસઢ નીલવંતેસુ—વિદ્યત્પ્રભ (ગજદંત), નિષધ અને નીલવંત ( એ બે વર્ષધર ) ઉપર.

તહ માલવંત સુરગિરિ—તથા માલ્યવંત (ગજદંત) અને મેરૂપર્વત ઉપર (નંદન વનમાં).

નવ નવ કૂડાંઇં પત્તેયં ॥૧૪॥—એ દરેક (૩૯ પર્વતો) ને ૯-૯ શિખરો છે.

હિમ-સિહરિસુ ઇક્કારસ—લઘુ હિમવંત અને શિખરી ( એ બે વર્ષધર ) ઉપર ૧૧-૧૧ શિખરો છે.

ઇય ઇગસટ્ઠી ગિરીસુ કૂડાણં—એ પ્રમાણે ૬૧ પર્વતો ઉપર શિખરોની.

એગત્તે સવ્વ ધણં, સય ચઉરો સત્તસટ્ઠી ય ॥૧૫॥ સર્વ સંખ્યા ( ૬૪+૩૦+૩૫૧+૨૨ ) એકઠી કરતાં ૪૬૭ શિખરો થાય છે.

| | | |
|---|---|---|
| ચઉ—ચાર. | કૂડેહિં—શિખરો સાથે. | ગુણયાલં—ઓગણચાલીશ. |
| સત્ત—સાત. | ગુણહ—ગુણો. | |
| અટ્ઠ—આઠ. | જહ સંખં—અનુક્રમે. | દુવે—બે પર્વતને. |
| નવગે—નવ. | સોલસ—સોળ. | સગસટ્ઠી—સડસઠ. |
| ઇગારસ—અગીયાર. | દુ દુ—બે બે. | સય ચઉરો—ચારસો. |

ચઉ સત્ત અટ્ઠ નવગે—૪-૭-૮-૯ અને.

ગારસ કૂડેહિં ગુણહ જહસંખં—૧૧ શિખરો સાથે અનુક્રમે ગુણો. ( કોને ? )

સોલસ દુ દુ ગુણયાલં—૧૬-૨-૨-૩૯.

હુવે ય સગસટ્ઠિ સય ચઉરો ॥૨૬॥—અને ૨ પર્વતોને. તો સર્વ મળીને ૪૬૭ શિખરો થાય છે.

અર્થ—૧૬ પર્વતોને ૪ શિખરો સાથે, ૨ પર્વતોને ૭ શિખરો સાથે, ૨ પર્વતોને ૮ શિખરો સાથે, ૩૯ પર્વતોને ૯ શિખરો સાથે અને ૨ પર્વતોને ૧૧ શિખરો સાથે ગુણો, તો ૬૧ પર્વતોનાં ૪૬૭ શિખરો થાય.

| | | |
|---|---|---|
| ચઉતીસં-ચોત્રીશ. | મેરૂ-મેરૂ પાસે. | હરિકૂડ-હરિકૂટ. |
| વિજએસુ-વિજયોને વિષે. | જંબુંમિ-જંબૂવૃક્ષના વનમાં. | હરિસ્સહે-હરિસહ કૂટ. |
| ઉસહ કૂડા-રૂષભકૂટ. | અટ્ઠ-આઠ. | |
| અટ્ઠ-આઠ. | દેવકુરાએ-દેવકુરૂમાં. | સટ્ઠી-૬૦ (ભૂમિકૂટ). |

૬૦ ભૂમિકૂટ.

ચઉતીસં વિજએસુ, ઉસહ કૂડા—૩૪ વિજયોને વિષે ૩૪ રૂષભકૂટ છે.

અટ્ઠ મેરૂ જંબુમ્મિ—મેરૂ પાસે (ભદ્રશાલ વનમાં) અને જંબૂવૃક્ષના વનમાં (ઉત્તરકુરૂ ક્ષેત્રમાં) ૮-૮ ભૂમિકૂટ છે.

અટ્ઠ ય દેવકુરાએ—અને દેવકુરૂને વિષે (શાલ્મલી વૃક્ષના વનમાં) ૮ ભૂમિકૂટ છે. (કુલ ૫૮ કૂટ)

હરિકૂડ હરિસ્સહે સટ્ઠી ॥૨૭॥ હરિકૂટ અને હરિસહ કૂટ મળી ૬૦ ભૂમિકૂટ છે.

| | | |
|---|---|---|
| માગહ-માગધ. | એરવય-ઐરવત. | ગુણતાં. |
| વરદામ-વરદામ. | ભરહે-ભરતમાં. | દુરૂત્તર સયં-એકસો બે. |
| પભાસ-પ્રભાસ. | ચઉતીસા-ચોત્રીશને. | |
| તિત્થ-તીર્થો. | તિહિં-ત્રણ વડે. | તુ-વળી. |
| વિજએસુ-૩૨ વિજયોમાં. | ગુણિયા-ગુણેલા. | તિત્થાણં-તીર્થો. |

## ૬ ઠ્ઠું તીર્થ દ્વાર.

માગહ વરદામ પભાસ, તિત્થ વિજયેસુ એરવય-ભરહે-માગધ, વરદામ અને પ્રભાસ (એ ત્રણ) તીર્થો (મહાવિદેહની) ૩૨ વિજયોમાં, ઐરવત અને ભરત (મળી ૩૪ વિજયો)માં છે.

ચઉતીસા તિહિં ગુણિયા, દુરૂત્તર-સયં તુ તિત્થાણં ॥૧૮॥ (તેથી) ૩૪ ને ત્રણ વડે ગુણતાં (સર્વ મળી) વળી ૧૦૨ તીર્થો થાય છે.

| | | |
|---|---|---|
| વિજ્જાહર-વિદ્યાધર. | વેઅડ્ઢે-વૈતાઢ્ય ઉપર. | છત્તીસ સયં-એકસો છત્રીશ. |
| અભિઓગિય-આભિયોગિકની. | ઇઅ-એ પ્રમાણે. | તુ-વળી. |
| સેઢીઓ-શ્રેણિઓ. | ચઉગુણ-૪ વડે ગુણતાં. | સેઢીણં-શ્રેણિઓ. |
| દુન્નિ દુન્નિ-બે બે. | ચઉતીસા-ચોત્રીશને. | |

## ૭ મું શ્રેણિ દ્વાર.

વિજ્જાહર અભિઓગિય, સેઢીઓ દુન્નિ દુન્નિ વેઅડ્ઢે—વિદ્યાધર મનુષ્યોની અને આભિયોગિક દેવોની ૨-૨ શ્રેણિઓ (નગરોની હાર) વૈતાઢ્ય પર્વત ઉપર છે.

ઇઅ ચઉગુણ ચઉતીસા, છત્તીસ-સયં તુ સેઢીણં ॥ ૧૯ ॥—એ પ્રમાણે ૩૪ વૈતાઢ્યને ૪ વડે ગુણતાં વળી ૧૩૬ શ્રેણિઓ થાય છે.

| | | |
|---|---|---|
| ચક્કી-ચક્રવર્તીને. | હુંતિ-છે. | પઉમાઇ-પદ્મ આદિ. |
| જેઅવ્વાઇં-જીતવા યોગ્ય. | ચઉતીસા-ચોત્રીશ. | કુરૂસુ-કુરૂક્ષેત્રમાં. |
| વિજયાઇં-વિજયો. | મહદ્દહ-મોટાં સરોવરો. | દસગં-દશ. |
| ઇત્થ-અહીં (જંબૂદ્વીપમાં) | છ-છ. | તિ-એ પ્રમાણે, એમ. |
| | | સોલસગં-સોળ. |

## ૮ મું વિજય દ્વાર.

ચક્કી જેઅવ્વાઇં, વિજયાઇં ઇત્થ હુંતિ ચઉતીસા—ચક્રવર્તીને જીતવા યોગ્ય ૩૪ વિજયો અહીં (જંબૂદ્વીપમાં) છે.

## ૯ મું દ્રહ દ્વાર.

અહદ્દહ છ પ્પઉમાઈ—પદ્મ આદિ (મહાપદ્મ—પુંડરિક—મહાપુંડરિક—તિગિચ્છી અને કેસરી એ) ૭ મોટાં સરોવરો છે.

કુરૂસુ દસગં તિ સોલસગં ॥ ૨૦ ॥—દેવકુરૂ અને ઉત્તરકુરૂ ક્ષેત્રમાં ૧૦ નાનાં સરોવરો છે. એમ [સર્વ મળી] ૧૬ સરોવરો છે.

ગંગા—ગંગા.
સિંધુ—સિંધુ.
રત્તા—રક્તા.
રત્તવઇ—રક્તવતી.
ચઉ—ચાર.
નઇઓ—નદીઓ.
પત્તેયં—દરેક.
ચઉદસેહિં—ચૌદ.
સહસ્સેહિં—હજાર (નદીઓ.).
સમગં—સાથે.
વચ્ચંતિ—જાય છે.
જલહિમ્મિ—સમુદ્રમાં.

એવં—એ પ્રમાણે.
અબ્ભિંતરિયા—અંદરના ક્ષેત્રની.
ચઉરો—ચાર.
પુણ—વળી.
અટ્ઠવીસ—અઠ્ઠાવીશ.
સહસ્સેહિં—હજાર સાથે.
પુણરવિ—વળી પણ.

છપ્પન્નેહિં—છપ્પન્ન
સહસ્સેહિં—હજાર નદીઓ સાથે.
જંતિ—જાય છે.
ચઉ સલિલા—ચાર નદીઓ.

કુરૂ મજ્ઝે—કુરૂ ક્ષેત્રમાં.
ચઉરાસી—ચોરાશી.
સહસ્સાઇં—હજાર. (નદીઓ)
તહ—તેમજ. તથા.
વિજય સોલસસુ—૧૬ વિજયોમાં.
બત્તીસાણ—બત્રીશ.
નઇણં—નદીઓમાંની.
ચઉદસ સહસ્સાઇં—૧૪ હજાર.
પત્તેયં—દરેકને.

ચઉદસ—ચૌદ.
સહસ્સ—હજાર વડે.
ગુણિયા—ગુણાએલી.
અડતીસ—આડત્રીશ.

નઇઓ—નદીઓ.
વિજય મજ્ઝિલ્લા—વિજયોમાં.
સીઓયાએ—શીતોદામાં.
નિવડંતિ—પડે છે. મળે છે.
તહ—તેમજ.
સીયાઇ—સીતામાં.
એમેવ—એમજ.

સીયા—સીતા.
સીઓયા—સીતોદા.
વિ ય—પણ અને.
બત્તીસ સહસ્સ—૩૨ હજાર.
પંચલક્ખેહિં—૫ લાખ
સવ્વે—સર્વે.
ચઉદસ લક્ખા—૧૪ લાખ.
છપ્પન્ન સહસ્સ—૫૬ હજાર.
મેલવિયા—મેળવતાં.

## ૧૦ મું નદી દ્વાર.

ગંગા સિંધુ રત્તા —ગંગા, સિંધુ, રક્તા (અને.)

રત્તવઇ ચઉ નઇઓ પત્તેયં—રક્તાવતી એ ચાર નદીઓ છે. તે દરેક નદી.

ચઉદસહિં સહસ્સેહિં—૧૪ હજાર નદીઓ (સાથે.)

સમગં વચ્ચંતિ જલહિંમિ ॥ ૨૧ ॥—(એમ ૫૬ હજાર નદીઓ) સાથે સમુદ્રમાં જાય છે.

અર્થ—ગંગા, સિંધુ રક્તા અને રક્તાવતી એ ચાર નદીઓ છે. તે દરેક નદી ૧૪ હજાર નદીઓ સાથે સમુદ્રમાં જાય છે. એટલે ચારે નદીઓનો ભેગો પરિવાર ૫૬ હજાર થાય છે.

એવં અબ્ભિંતરિયા—એવી રીતે અંદરના (હિમવંત-ઐરણ્યવંત) ક્ષેત્રની.

ચઉરો પુણ અટ્ઠવીસ સહસ્સેહિં—( રોહિતા-રોહિતાંશા-રૂપ્યકુલા અને સુવર્ણકુલા એ ) ૪ નદીઓ વળી દરેક ૨૮ હજારના પરિવાર સાથે સમુદ્રમાં જાય છે.

પુણરવિ છપ્પન્નેહિં, સહસ્સેહિં જંતિ ચઉ સલિલા ॥ ૨૨ ॥—વળી પણ ૫૬ હજારના પરિવાર સાથે ( હરિવર્ષ અને રમ્યક્ ક્ષેત્રની હરિકાંતા—હરિ સલિલા—નરકાંતા અને નારીકાંતા એ ) ૪ નદીઓ સમુદ્રમાં જાય છે.

કુરૂમજ્જે ચઉરાસી, સહસ્સાઇં—દેવકુરૂ અને ઉત્તરકુરૂમાં ૮૪ હજાર નદીઓ છે.

તહ ય વિજય સોલસસુ—તેમજ (પશ્ચિમ મહાવિદેહના) ૧૬ વિજયોમાં.

બત્તીસાણ નઇણં—૩૨ નદીઓમાંની.

ચઉદસ સહસાઇં પત્તેયં ॥ ૨૩ ॥—દરેકને ૧૪ હજાર નદીઓનો પરિવાર છે.

અર્થ—દેવકુરૂ અને ઉત્તરકુરૂમાં ૮૪ હજાર નદીઓ છે. તેમજ પશ્ચિમ મહાવિદેહના ૧૬ વિજયોમાં ૩૨ નદીઓમાંની દરેકને ૧૪ હજાર નદીઓનો પરિવાર છે.

ચઉદ્દસ સહસ્સ ગુણિયા—૧૪ હજાર નદીઓ વડે ગુણાયેલી.
અડતીસ નઈઓ વિજય મજ્ઝિલ્લા—૧૬ વિજયમાંહે ( ૩૨ નદીઓ અને ૬ અંતર્નદી મળીને ) ૩૮ નદીઓ છે. ( તેનો પરિવાર ૫ લાખ ૩૨ હજાર થાય. )
સીઓયાએ નિવડંતિ—એટલી નદીઓ શીતોદામાં મળે છે.
તહ ય સીયાઈ એમેવ ॥ ૨૪ ॥—તેમજ એ પ્રમાણે જ (પરિવાર સહિત ૫૩૨૦૦૦ નદીઓ ) સીતામાં મળે છે.
સીયા સીઓયા વિ ય—સીતા અને શીતોદા પણ (એ દરેક નદી.)
બત્તીસ સહસ્સ પંચ લક્ખેહિં—૫ લાખ ૩૨ હજારના પરિવારે છે.
સવ્વે ચઉદ્દસ લક્ખા, છપ્પન્ન સહસ્સ મેલવિયા ॥ ૨૫ ॥—તે સર્વે મેળવતાં ( એકઠી કરતાં ) ૧૪ લાખ ૫૬ હજાર નદીઓ થાય છે.

| | | |
|---|---|---|
| છ જોયણ—૬ જોજન. | વિત્થરો—વિસ્તાર. | ઇયિ—એ પ્રમાણે. |
| સકોસે—૧ કોસ સહિત. | મૂલે—મૂલમાં. | દુદુ-બમણા બમણાએ. |
| ગંગાસિંધૂણ—ગંગા અને સિંધુનો. | દસ ગુણિઓ—૧૦ ગુણો. | ગુણણેણ—ગુણવાથી. |
| | પજ્જંતે—પર્યન્તે. છેડે. | સેસાણં—બાકીની :(નદીઓનો.) |

છ જોયણ સકોસે, ગંગા સિંધૂણ વિત્થરો મૂલે—૬ જોજન અને ૧ ગાઉ સહિત (૬। જોજનનો.) ગંગા અને સિંધુનો મૂળમાં વિસ્તાર છે.
દસ ગુણિઓ પજ્જંતે—(તથી) ૧૦ ગુણો (૬૨॥ જોજન) વિસ્તાર છેડે છે.
ઇયિ દુ દુ ગુણણેણ સેસાણં ॥૨૬॥—એ પ્રમાણે બાકીની (૪+૪+૨) નદીઓનો વિસ્તાર બમણા બમણાએ ગુણવાથી જાણવો.

| | | |
|---|---|---|
| જોયણ સયં—સો જોજન. | ચુલ્લ હિમવંતા—લઘુ હિમવંત. | દુસય-બસેં (જોજન) |
| ઉચ્ચિટ્ઠો—ઉંચા. | રૂપ્પિ—રૂક્મિ. | ઉચ્ચા—ઉંચા. |
| કણયમયા—સોનાના. | મહા હિમવંતા—મહાહિમવંત. | રૂપ્પ—રૂપાનો. |
| સિહરિ—શિખરી. | | કણયમયા—સોનાનો. |

## ૯૦ મોટી નદીઓ અને નાની નદીઓ–૧૪ લાખ ને ૫૬ હજાર.

| મોટી નદીઓ | દરેક મોટી નદીનો પરિવાર. | કુલ નાની નદીઓ. | મૂળ પ્રવાહ (યોજન) | છેડે પ્રવાહ (યોજન) |
| --- | --- | --- | --- | --- |
| ગંગા–સિંધુ–રક્તા–રક્તવતી<br>૧ + ૧ + ૧ + ૧ = | ૪ × ૧૪૦૦૦ = | ૫૬૦૦૦ | ૬॥ | ૬૨॥ |
| રોહિતા–રોહિતાંશા–રૂપ્યકુલા–સુવર્ણકુલા<br>૧ + ૧ + ૧ + ૧ = | ૪ × ૨૮૦૦૦ = | ૧૧૨૦૦૦ | ૧૨॥ | ૧૨૫ |
| હરિકાંતા–હરિસલિલા–નરકાંતા–નારીકાંતા<br>૧ + ૧ + ૧ + ૧ = | ૪ × ૫૬૦૦૦ = | ૨૨૪૦૦૦ | ૨૫ | ૨૫૦ |
| શીતોદા | ૧ × ૫૩૨૦૦૦ = | ૫૩૨૦૦૦ | ૫૦ | ૫૦૦ |
| સીતા | ૧ × ૫૩૨૦૦૦ = | ૫૩૨૦૦૦ | ૫૦ | ૫૦૦ |
| | | ૧૪૫૬૦૦૦ | | |

અંતર્નદીઓ ૧૨
મહાવિદેહની ગંગા સિંધુ રક્તા રક્તવતી ૬૪
—
૯૦

} આ નદીઓનો પરિવાર શીતોદા અને સીતામાં ગણાવેલ હોવાથી ફરીથી કહ્યા નથી.

| | | |
|---|---|---|
| ચત્તારિ જોયણ સએ- ચારસેં જોજન. | વેરૂલિઓ-વૈડુર્ય રત્નનો. | અઢીદ્વીપમા. |
| ઉચ્ચિટ્ઠો-ઉંચા. | નીલવંત-નીલવંત. | મંદર-મેરૂ પર્વત (૫) |
| નિસઢ-નિષધ. | ગિરી-પર્વત. | વિહૂણા-સિવાયના. |
| નીલવંતો-નીલવંત. | સવ્વેવિ-સર્વે પણ. | ધરણિ તલે-ભૂમિમાં. |
| નિસઢો-નિષધ. | પવ્વયવરા-શાશ્વતા પર્વતો. | ઉવગાઢા-દટાયેલ. |
| તવણિજ્જમઓ- તપાવેલા સોના જેવો. | સમય ખિત્તમ્મિ- | ઉસ્સેહ-ઉંચાઈના. |
| | | ચઉત્થ ભાયંમિ- ચોથા ભાગે. |

## પર્વતોની ઉંચાઈ ઉંડાઈ અને વર્ણ.

જોયણ સય-મુચ્ચિટ્ઠા, કણયમયા સિહરિ-ચુલ્લ હિમવંતા—એક સો જોજન ઉંચા સોનાના શિખરી અને લઘુ-હિમવંત (-એ બે પર્વતો) છે.

રૂપ્પિ મહાહિમવંતા, દુસ ઉચ્ચા રૂપ્પ કણયમયા ॥૨૭॥—રૂક્મિ અને મહા હિમવંત પર્વત બસો જોજન ઉંચા છે. તેમાં રૂક્મિ રૂપાનો અને મહાહિમવંત સોનાનો છે.

ચત્તારિ જોયણ સએ, ઉચ્ચિટ્ઠો નિસઢ નીલવંતો ય—ચારસો જોજન ઉંચા નિષધ અને નીલવંત પર્વતો છે.

નિસઢો તવણિજ્જમઓ—(તેમાં) નિષધ તપાવેલા સોના જેવો (લાલ) છે.

વેરૂલિઓ નિલવંત ગિરી ॥૨૮॥—અને નીલવંત પર્વત વૈડુર્ય રત્નના વર્ણ જેવો (લીલો) છે.

સવ્વેવિ પવ્વયવરા—સર્વે (શાશ્વતા) પર્વતો પણ.

સમય ખિત્તંમિ મંદર વિહૂણા—અઢીદ્વીપમાં પાંચ મેરૂ સિવાયના (જે) છે.

ધરણિતલે ઉવગાઢા, ઉસ્સેહ ચઉત્થ ભાયંમિ ॥૨૯॥—તે પર્વતો પૃથ્વી તલમાં (ભૂમિમાં) પોતાની ઉંચાઇના ચોથા ભાગે દટાયેલા છે. (૫ મેરૂમાંથી જંબૂદ્વીપનો મધ્ય મેરૂ ૧૦૦૦ જોજન જમી-

નમાં અને ૯૯ હજાર જોજન ઉપર મળી ૧ લાખ જોજન છે અને બીજા ૪ મેરૂ ૧૦૦૦ જોજન ભૂમિમાં અને ૮૪ હજાર જોજન બહાર ઉંચા છે.)

| | | |
|---|---|---|
| ખંડાઈ-ખાડવાદિકની | દારોથી. | સમ્મત્તા-સમાપ્ત થઈ. |
| ગાહાહિં-ગાથાઓ વાળાં. | જંબુદ્દીવસ્સ જંબૂ-દ્વીપની. | રઈયા-રચી, રચેલી. |
| | | હરિભદ્દ-હરિભદ્ર. |
| દસહિં દારેહિં-૧૦ | સંઘયણી-સંગ્રહણી. | સૂરીહિં-સૂરિએ. |

ખંડાઇ ગાહાહિં—ખાડવાદિકની ગાથાઓવાળા.
દસહિં દારેહિં જંબુદ્દીવસ્સ—૧૦ દ્વારોથી જંબૂદ્વીપની.
સંઘયણી સમત્તા—સંગ્રહણી સમાપ્ત થઇ.
રઈયા હરિભદ્દ સૂરીહિં ॥૩૦॥—શ્રી હરિભદ્ર સૂરિએ રચેલી.

અર્થ—ખાડવાદિકની ગાથાઓવાળાં ૧૦ દ્વારોથી શ્રી હરિભદ્ર સૂરિએ રચેલી જંબૂદ્વીપની સંગ્રહણી સમાપ્ત થઈ.

## શ્રી લઘુ સંગ્રહણી પ્રકરણ સાર્થ સમાપ્ત.

### જંબૂદ્વીપના ૧૦ શાશ્વતા પદાર્થો સંક્ષેપમાં.

૧. જંબૂદ્વીપના ભરતક્ષેત્ર (૫૨૬ જોજન ને ૬ કલા) પ્રમાણે ખંડ-૧૯૦.

૨. જંબૂદ્વીપની પરિધિ. ૩ લાખ ૧૬ હજાર ૨૨૭ જોજન ૩ ગાઉ ૧૨૮ ધનુષ્ય ને ૧૩॥ આંગળથી અધિક.
ક્ષેત્રફળ (ગણિતપદ) ૭૯૦ ક્રોડ ૫૬ લાખ ૯૪ હજાર ૧૫૦ જોજન ૧ ગાઉ ૧૫૧૫ ધનુષ્ય ને ૬૦ આંગળ.

૩. ક્ષેત્રો-૭. ભરત, ઐરવંત, મહાવિદેહ, હિમવંત, ઐરણ્યવંત, હરિવર્ષ ને રમ્યક્.

૪. પર્વતો-૨૬૯ ૪ ગોળ વૈતાઢ્ય, ૩૪ લાંબા વૈતાઢ્ય, ૧૬ વક્ષસ્કાર, ચિત્ર અને વિચિત્ર, જમક અને સમક, ૨૦૦ કંચનગિરિ, ૪ ગજદંત, ૧ મેરૂ, અને ૬ વર્ષધર.

૫. શિખરો ૪૬૭ (૬૧ પર્વતનાં.). ૧૬ વક્ષસ્કારનાં ૬૪ શિખરો, સોમનસ અને ગંધમાદનનાં–૭–૭, રૂકિમ અને મહાહિમવંતનાં ૮–૮. ૩૪ દીર્ઘ વૈતાઢ્ય, નિષધ, નીલવંત, વિદ્યુત્પ્રભ, માલ્યવંત અને મેરૂ પર્વત એ ૩૯ પર્વતનાં ૯–૯. લઘુ હિમવંત અને શિખરીનાં ૧૧–૧૧ શિખરો છે. ભૂમિકૂટ ૬૦. રૂષભકૂટ–૩૪, મેરૂ પાસે (ભદ્રશાલ વનમાં) ૮, ઉત્તરકુરૂમાં (જંબૂવૃક્ષના વનમાં) ૮, હરિકૂટ ૧ અને હરિસહ ૧.

૬. તીર્થો–૧૦૨. ૩૪ વિજયોમાં માગધ વરદામ અને પ્રભાસ એ ત્રણ તીર્થો હોવાથી ૧૦૨ તીર્થો થાય.

૭. શ્રેણીઓ ૧૩૬. ચોત્રીશ દીર્ઘ વૈતાઢ્ય ઉપર વિદ્યાધર મનુષ્યોની બબ્બે શ્રેણીઓ હોવાથી ૬૮ અને આભિયોગિક દેવોની બબ્બે શ્રેણીઓ હોવાથી ૬૮ મળી કુલ ૧૩૬ શ્રેણિઓ થાય.

૮. વિજયો ૩૪. ૧૬ પૂર્વ મહાવિદેહની, ૧૬ પશ્ચિમ મહાવિદેહની, ૧ ભરત ને ૧ ઐરવત.

૯. દ્રહ (સરોવર) ૧૬. પદ્મ, મહાપદ્મ, પુંડરિક, મહાપુંડરિક, તિગિચ્છી ને કેસરી એ ૬, દેવકુરૂમાં ૫, અને ઉત્તરકુરૂમાં ૫.

૧૦. મોટી નદીઓ–૯૦ તથા તે નદીઓનો પરિવાર ૧૪ લાખ ને ૫૬ હજાર.

## લઘુ સંગ્રહણીના પ્રશ્નો.

૧. જંબૂદ્વીપમાં રહેલા શાશ્વતા પદાર્થ ગણાવો.

૨. ભરતક્ષેત્ર કેટલા યોજન અને કલાનો છે? આ સંખ્યાને કેટલાએ ગુણીએ તો એક લાખ યોજન થાય? એ માપ કયા દ્વીપનું હશે?

૩. ભરત, હિમવંત, હારવર્ષ અને મહાવિદેહ ક્ષેત્ર તથા શિખરી રૂકિમ અને નીલવંત પર્વતના ખાંડવા કેટલા છે? તે કહો.

૪. विक्खंभ वग्ग दहगुण એ ગાથાનો અર્થ કહો.

એક ગોળ કુવો ૧૦ હાથ વચ્ચેથી પહોળો છે તો તેનો પરિધિ કેટલો થાય?

૫. દશ હાથ લાંબા દોરડાવતી ખીલે બાંધેલો ઘોડો વધારેમાં વધારે કેટલા હાથના ગોળ ચક્કરમાં ફરશે. [બંને બાજુના મળીને ૨૦ હાથ] (હિસાબ ગણીને કરવો) વ્યાસ અને પરિધિનું ગુણોત્તર ૭ : ૨૨ છે.
૬. ૪ ગજદંતા અને ૬ વર્ષધર પર્વતનાં નામ તથા તે પર્વતોની ઉપર કેટલાં શિખરો છે? તે કહો.
૭. જંબૂદ્રીપમાં મોટી નદીઓ કેટલી અને તે દરેકનો પરિવાર કેટલો? તથા તેનો મૂળમાં અને છેડે વિસ્તાર કેટલો?
૮. જંબુદ્રીપનો મેરૂ ભૂમિમાં કેટલો અને ઉપર કેટલો? તથા બીજા પર્વતો ભૂમિમાં અને ઉપર કેટલા જોજન છે? તે કહો.
૯. શિખરી લઘુહિમવંત નિષધ અને મહાહિમવંત પર્વતની ઉંચાઈ કેટલી? લઘુ સંગ્રહણી પ્રકરણના રચનાર કોણ?

---

# શ્રી ચૈત્યવંદન ભાષ્ય સાર્થ.

વંદિત્તુ-વાંદીને.
વંદણિજ્જે-વાંદવા યોગ્ય.
સવ્વે-સર્વે (પંચ પરમેષ્ઠી)ને.
ચિઈવંદણાઈ-ચૈત્યવંદન વિગેરેના.
સુવિયારં-સારા વિચારને.
બહુ વિત્તિ-ઘણી ટીકા.
ભાસ-ભાષ્ય.
ચુણ્ણી-ચૂર્ણિ.
સુય+અણુસારેણ—શ્રુતના અનુસારે.
વુચ્છામિ-હું (દેવેંદ્રસૂરિ) કહીશ

## મંગલાચરણ.

વંદિત્તુ વંદણિજ્જે, સવ્વે ચિઈવંદણાઈ સુવિયારં—વાંદવા યોગ્ય સર્વે (પંચ પરમેષ્ઠી) ને વાંદીને ચૈત્યવંદન વિગેરે (ભાષ્યો)ના સારા વિચારને.

બહુ-વિત્તિ-ભાસ-ચુણ્ણી—ઘણી ટીકા-ભાષ્ય-ચૂર્ણિ-(નિર્યુક્તિ ને સૂત્ર એ પંચાંગી) ૨૫.

સુયાણુસારેણ વુચ્છામિ ॥૧॥—શ્રુત (શાસ્ત્ર) ને અનુસારે હું (દેવેંદ્રસૂરિ) કહીશ.

દહતિગ-દશ ત્રિક
અહિગમ પણગં- પાંચ અભિગમ.
દુ દિસિ-બે દિશિ.
તિહુગ્ગહ-ત્રણ અવગ્રહ.
તિહા ઉ-ત્રણ પ્રકારે વળી
વંદણયા-ચૈત્યવંદન.
પણિવાય-ખમાસમણ.
નમુક્કારા-નમસ્કાર. (શ્લોકો)
વણ્ણા-અક્ષરો.
સોલસય સીયાલા- સોળસો સુડતાલીશ.

ઇગસીઈ સયં તુ- ૧૮૧ વળી.
પયા-પદો.
સગનઉઈ-૯૭
સંપયાઓ-સંપદાઓ
પણ દંડા-પાંચ દંડક.
બાર અહિગાર-બાર અધિકાર.
ચઉ વંદણિજ્જ- ચાર વાંદવા યોગ્ય.
સરણિજ્જ-સ્મરણ કરવા યોગ્ય.
ચઉહ જિણા-ચાર પ્રકારે જિન.

ચઉરોથુઈ-ચાર સ્તુતિ.
નિમિત્ત+અટ્ઠ-આઠ નિમિત્ત.
બારહ હેઊ-બાર હેતુ
સોલ આગારા-સોળ આગાર
ગુણવીસ દોસ-૧૯ દોષ.
ઉસ્સગ્ગ-માણ-કાઉસ્સગ્ગનું પ્રમાણ.
થુત્તં ચ-સ્તવન અને
સગવેલા-સાત વખત (ચૈત્યવંદન).

દસ આસાયણ-દશ આશાતનાનો.
ચાઓ-ત્યાગ.
સવ્વે-સર્વ.
ચિઇવંદણાઈ-ચૈત્યવંદનનાં.
ઠાણાઈ-સ્થાનકો.
ચઉવીસ-ચોવીશ.
દુવારેહિં-દ્વાર વડે.
દુ સહસ્સા-બે હજારને.
હુન્તિ-થાય છે.
ચઉસયરા-ચુમોતેર

## ચૈત્યવંદન ભાષ્યનાં ૨૪ દ્વાર.

દહતિગ અહિગમ-પણગં—(૧લું) ૧૦ ત્રિક-(૨) ૫ અભિગમ.

દુદિસિ તિહુગ્ગહ તિહા ઉ વંદણયા—(૩) ૨ દિશિ-(૪) ૩ અવગ્રહ -(૫) ૩ પ્રકારે વળી ચૈત્યવંદન.

પણિવાય-નમુક્કારા—(૬) પંચાંગ પ્રણિપાત (ખમાસમણ)-(૭) નમસ્કાર. (શ્લોક)

વન્ના સોલ-સય-સીયાલા ાારા—(૮) ૧૬૪૭ અક્ષરો.

ઇગસીઇ સયં તુ પયા—(૯) વળી ૧૮૧ પદો.

સગનઉઈ સંપયાઓ પણ દંડા—(૧૦) ૯૭ સંપદાઓ-(૧૧) ૫ દંડક.

બાર અહિગાર ચઉ વંદણિજ્જ—(૧૨) અધિકાર-(૧૩) ૪ વાંદવા યોગ્ય.

સરણિજ્જ ચઉહ જિણા ॥૩॥—(૧૪) ૧ સ્મરણ કરવા યોગ્ય-(૧૫) ૪ પ્રકારે (નિક્ષેપે) જિન.

ચઉરો થુઈ નિમિત્તટ્ઠ—(૧૬) ૪ સ્તુતિ-(૧૭) ૮ નિમિત્ત.

બારહ હેઊ અ સોલ આગારા—(૧૮) ૧૨ હેતુ અને (૧૯) ૧૬ આગાર.

ગુણવીસ દોસ ઉસ્સગ્ગ-માણ થુત્તં ચ સગવેલા ॥૪॥—(૨૦) કાઉસ્સગ્ગના ૧૯ દોષ-(૨૧) કાઉસ્સગ્ગનું પ્રમાણ-(૨૨) વીતરાગનું સ્તવન-(૨૩) અને ૭ વખત ચૈત્યવંદન.

દસ આસાયણ-ચાઓ—(૨૪ મું) ૧૦ (મોટી) આશાતનાઓનો ત્યાગ.

સવ્વે ચિઇવંદણાઈ ઠાણાઇં—સર્વે ચૈત્યવંદનનાં સ્થાનકો (ઉત્તરભેદની સંખ્યા).

ચઉવીસ દુવારેહિં—૨૪ દ્વારો વડે.

દુસહસ્સા હુંતિ ચઉસયરા ॥૫॥—૨૦૭૪ થાય છે.

તિન્નિ નિસીહી-ત્રણ નિસીહિ.
તિન્નિ ઉ પયાહિણા-ત્રણ વળી પ્રદક્ષિણા.
તિન્નિ-ત્રણ
ચેવ-નિશ્ચે.
પણામા-પ્રણામ.
તિવિહા પૂયા-ત્રણ પ્રકારની પૂજા.
તહા-તેમજ.
અવત્થ તિયં-ત્રણ અવસ્થાનું.
ભાવણં ચેવ-નિશ્ચે ભાવવું.

---

તિદિસિ-ત્રણ દિશામાં
નિરિક્ખણ-જોવાનો.
વિરઇ-ત્યાગ.
પયભૂમિ-પગ (મૂક- વા)ની ભૂમિનું.
પમજ્જણં-પ્રમાર્જન.
તિખુત્તો-ત્રણ વાર.
વન્નાઈ તિયં-વર્ણાદિ ત્રિક.
મુદ્દાતિયં-મુદ્રાત્રિક.
ચ-અને.
તિવિહં-ત્રણ પ્રકારે.
પણિહાણં-પ્રણિધાન.

## ૧૯ મું દશ ત્રિકોનાં નામ.

તિન્નિ નિસીહી તિન્નિઉ, પયાહિણા તિન્નિ ચેવય પણામા—
૩ નિસીહિ—૩ વળી પ્રદક્ષિણા—નિશ્ચે ૩ પ્રણામ.
તિવિહા પૂયા ય તહા—તેમજ ૩ પ્રકારની પૂજા.
અવત્થ-તિય-ભાવણં ચેવ ॥ ૬ ॥—૩ અવસ્થાનું નિશ્ચે ભાવવું.
તિદિસિ-નિરિક્ખણ-વિરઈ—૩ દિશામાં જોવાનો ત્યાગ.
પયભૂમિ-પમજ્જણં ચ તિક્ખુત્તો—૩ વાર પગ મૂકવાની ભૂમિનું પ્રમાર્જન.
વન્નાઈ-તિયં મુદ્દા,-તિયં ચ તિવિહં ચ પણિહાણં ॥ ૭ ॥—
વર્ણાદિ ત્રણ (નું આલંબન)—મુદ્રા ત્રણ અને ૩ પ્રકારે પ્રણિધાન.

| | | |
|---|---|---|
| ઘર—ઘર. | ચ્ચાયઓ—તજવાથી. | મજ્ઝે—ગભારે. |
| જિણહર—દેરાસર. | નિસીહિ તિગં—ત્રણ નિસીહિ. | તઈઆ—ત્રીજી. |
| જિણપૂઆ—જીનેશ્વરની દ્રવ્યપૂજા સંબંધી. | અગ્ગ દ્દારે—મુખ્ય બારણે. | ચિઈ વંદણા—ચૈત્ય-વંદન. |
| વાવાર—વ્યાપાર. | | સમએ—વખતે. |

### પહેલા નિસીહિ ત્રિકનું વર્ણન.

ઘર-જિણહર-જિણપૂઆ—ઘર, દેરાસર અને જીનેશ્વરની દ્રવ્યપૂજા સંબંધી.
વાવારચ્ચાયઓ નિસીહિ-તિગં—વ્યાપાર તજવાથી ૩ નિસીહિ અનુક્રમે.
અગ્ગ-દ્દારે મજ્ઝે—દેરાસરના મુખ્ય બારણે, ગભારે અને
તઈયા ચિઇ-વંદણા-સમએ ॥ ૮ ॥—ત્રીજી ચૈત્યવંદન વખતે (ની શરૂઆતમાં) થાય છે.

વિવેચન—ઘર સંબંધી વ્યાપારને તજવા માટે પહેલી નિસીહિ દેરાસરના મુખ્ય બારણે, દેરાસર સંબંધી વ્યાપાર તજવા માટે બીજી નિસીહિ ગભારા પાસે અને જિનેશ્વરની દ્રવ્યપૂજા સંબંધી વ્યાપાર તજવા માટે ત્રીજી નિસીહિ ચૈત્યવંદનની શરૂઆતમાં થાય છે. સાવદ્ય

(પાપવાળા) વ્યાપારનો મન વચન કાયાથી અથવા યોગથી ત્યાગ કરવો તેનું નામ નિસીહિ. તે દરેક સ્થળે ત્રણ ત્રણ અથવા એકેક કહેવી. પ્રભુની જમણી બાજુથી ત્રણ પ્રદક્ષિણા અનુક્રમે જ્ઞાન દર્શન અને ચારિત્રની આરાધના માટે અથવા ભવ (સંસાર) ભ્રમણ ટાળવા માટે દેવી.

| | | |
|---|---|---|
| અંજલિબદ્ધો–અંજલિબદ્ધ. | પંચંગઓ–પંચાંગ. | તિવારં–ત્રણ વાર. |
| અદ્ધોણઓ–અર્ધાવનત. | તિ પણામા–ત્રણ પ્રણામ. | સિરાઈ નમણે–મસ્તકાદિ નમાવવું. |
| અ–અને. | સવ્વત્થ વા–અથવા સર્વ ઠેકાણે. | પણામતિયં–પ્રણામત્રિક. |

### ૩જું પ્રણામ ત્રિક.

અંજલિબદ્ધો અદ્ધો-ણઓ અ—અંજલિબદ્ધ પ્રણામ (બે હાથ જોડવા) અર્ધાવનત પ્રણામ (અર્ધઅંગ નમાવવું) અને

પંચંગઓ અ તિપણામા—પંચાંગ પ્રણામ એ ૩ પ્રકારના પ્રણામ છે.

સવ્વત્થ વા તિવારં, સિરાઈ-નમણે પણામ-તિયં ॥ ૯ ॥—અથવા સર્વ ઠેકાણે ૩ વાર મસ્તકાદિ નમાવવું એ પ્રણામ ત્રિક જાણવું.

| | | |
|---|---|---|
| અંગ+અગ્ગ–અંગ, અગ્ર. | થુઈહિં–(અને) સ્તુતિ વડે. | અટ્ઠોવયાર–આઠ પ્રકારી. |
| ભાવ ભેયા–ભાવ (પૂજા)ના ભેદથી. | પૂયતિગં–પૂજાત્રિક. | સવ્વોવયારા–સર્વ પ્રકારી. |
| પુપ્ફાહાર–પુષ્પ, આહાર. | પંચુવયારા–પાંચ પ્રકારી. | વા–અથવા. |

### ૪થું પૂજા ત્રિક.

અંગગ્ગભાવ-ભેયા—અંગ અગ્ર અને ભાવ પૂજાના ભેદથી અનુક્રમે.

પુપ્ફાહાર-થુઈહિં પૂયતિગં—પુષ્પ, આહાર અને સ્તુતિ વડે પૂજા ત્રિક થાય છે.

પંચુવયારા અટ્ઠો-વયાર સવ્વોવયારા વા ॥૧૦॥—અથવા પંચ
પ્રકારી, અષ્ટપ્રકારી અને સર્વ પ્રકારી. [સર્વ સારી વસ્તુઓથી]
(એમ પણ પૂજા ત્રિક થાય છે.)

વિવેચન—પ્રભુની અંગ પૂજા કરનારે મનશુદ્ધિ વચનશુદ્ધિ કાયશુદ્ધિ, નીતિનું ધન, વસ્ત્રશુદ્ધિ, ભૂમિશુદ્ધિ અને પૂજાના ઉપકરણની શુદ્ધિ એ સાત વાનાં શુદ્ધ કરી, પુરૂષે ધોતીયું અને આઠ પડો મુખ કોશ થાય, તેવું ઉત્તરાસંગ એ બે વસ્ત્ર પહેરવાં અને સ્ત્રીએ ત્રણ તથા મુખ કોશ માટે મોટો રૂમાલ રાખવો. પ્રભુને અંગે અડે તે અંગપૂજા (૧. ન્હવણ. ૨. ચંદન. ૩. પુષ્પ.) પ્રભુની આગળ મૂકવામાં આવે તે અગ્ર પૂજા. (૪. ધૂપ ૫. દીપ ૬. અક્ષત ૭. ફલ ૮. નૈવેદ્ય.) આ આઠ દ્રવ્ય પૂજા અથવા અષ્ટ પ્રકારી પૂજા કહેવાય છે. તેનાથી આઠ કર્મનો નાશ થાય છે. ભાવપૂજા (ચૈત્યવંદન, સ્તવન વિગેરે.) અંગપૂજા કરવાથી વિઘ્ન નાશ પામે. અગ્ર પૂજા કરવાથી આબાદી (ચડતી) થાય અને ભાવપૂજાથી મોક્ષ મળે. ચંદનથી અક્ષત સુધીની પૂજાઓ પંચ-પ્રકારી કહેવાય છે.

ભાવિજ્જ-તું ભાવ.
અવત્થતિયં-ત્રણ અવસ્થાને.
પિંડત્થ-પિંડસ્થ.
પયત્થ-પદસ્થ.
રૂવ રહિયત્તં-રૂપ રહિતપણું.
છઉમત્થ-છદ્મસ્થપણું.
કેવલિત્તં-કેવળીપણું. કેવળજ્ઞાન દશા.
સિદ્ધત્તં-સિદ્ધપણું. સિદ્ધદશા.
ચેવ-નિશ્ચે.
તસ્સત્થો-તેનો અર્થ.

---

ન્હવણ-સ્નાન (અને)
અચ્ચગેહિં-દ્રવ્ય પૂજા વડે.
છઉમત્થવત્થ-છદ્મસ્થ અવસ્થા.
પડિહારગેહિં-પ્રાતિહાર્યો વડે.
કેવલીઅં-કેવળીપણું.
પલિયંકે-પર્યંકાસન.
ઉસ્સગ્ગેહિં-કાઉસ્સગ્ગ વડે.
જિણસ્સ-જિનની, પ્રભુની.
ભાવિજ્જ-ભાવવી.
સિદ્ધત્તં-સિદ્ધ અવસ્થા

## ૫ મું અવસ્થા ત્રિક.

ભાવિજ્જ અવત્થતિયં—(હે ભવ્ય પ્રાણી) તું ૩ અવસ્થાને ભાવ(કઈ?)
પિંડત્થ પયત્થ રુવ-રહિયત્તં—પિંડસ્થ, પદસ્થ અને રૂપરહિતપણું.
છઉમત્થ કેવલિત્તં,—છદ્મસ્થપણું, કેવલીપણું.
સિદ્ધત્તં ચેવ તસ્સત્થો ॥ ૧૧ ॥—અને સિદ્ધપણું એ અનુક્રમે નિશ્ચે તે (૩ અવસ્થા) નો અર્થ છે.

ન્હવણચ્ચગેહિં છઉમત્થ,-વત્થં—સ્નાન (પખાળ) અને દ્રવ્યપૂજા વડે છદ્મસ્થ (જન્મ-રાજ્ય ને શ્રમણ) અવસ્થા ભાવવી.

પડિહારગેહિં કેવલિયં—૮ પ્રતિહાર્ય વડે પ્રભુની કેવળી અવસ્થા ભાવવી.

પલિયં કુસ્સગ્ગેહિ અ, જિણસ્સ ભાવિજ્જ સિદ્ધત્તં ॥ ૧૨॥— પર્યંકાસન અને કાઉસ્સગ્ગ મુદ્રા વડે (દેખી) પ્રભુની સિદ્ધ અવસ્થા ભાવવી.

વિવેચન—છદ્મસ્થ અવસ્થાના ૩ ભેદ છે. ૧. જન્માવસ્થા. ૨. રાજ્યાવસ્થા ૩. શ્રમણાવસ્થા. મેરૂપર્વત ઉપર દેવોએ પ્રભુને જન્માભિષેક કર્યો, તેમ ન્હવણ કરતાં જન્માવસ્થા ભાવવી. ચંદન પુષ્પ અલંકારાદિ ચઢાવતાં રાજ્યાવસ્થા, કેશરહિત મસ્તક અને મુખ જોઈને શ્રમણાવસ્થા ભાવવી.

| | | |
|---|---|---|
| ઉડ્ઢ-ઉંચું. | દિશિનું. | દાહિણ જમણી(દિશિ) |
| અહો-અધો, નીચું (અને) | નિરિક્ખણં-જોવાનું. | વામાણ-ડાબી(દિશિ). |
| | ચઇજ્જ-તજે. | જિણમુહ-જીનેશ્વરની સન્મુખ. |
| તિરિઆણં-આડું અવળું. | અહવા-અથવા. | |
| | પચ્છિમ-પાછલી (દિશિ). | નત્થ-સ્થાપન કરેલી. |
| તિદિસાણ-ત્રણ | | દિટ્ઠિજુઓ-દષ્ટિ યુક્ત |

## ૬ ટ્ઠું ૩ દિશિ તરફ જોવાના ત્યાગ રૂપ ત્રિક.

ઉડ્ઢાહો તિરિઆણં—ઉંચું નીચું અને આડું અવળું.
તિદિસાણ નિરિક્ખણં ચઇજ્જહવા—એ ૩ દિશિનું જોવાનું તજે અથવા.

પચ્છિમ-દાહિણુ-વામાણ—પોતાની પાછલી દિશિ, જમણી અને ડાબી (એમ ૩) દિશિ તરફ જોવાનું તજે (કોણ?)

જિણમુહ-ન્નત્થ-દિટ્ઠિ-જુઓ ॥ ૧૩ ॥—શ્રી જીનેશ્વરની સન્મુખ સ્થાપેલી દ્રષ્ટિ વડે યુક્ત હોય તે.

વિવેચન—જીવોની રક્ષાને માટે ચૈત્યવંદન કરવાની ભૂમિને દ્રષ્ટિથી જોઈને સાધુ રજોહરણથી, પોષાતી ચરવળાથી અને ગૃહસ્થો વસ્ત્રના છેડાથી પગ મૂકવાની ભૂમિને ત્રણ વખત પૂંજે.

| | | |
|---|---|---|
| વન્નતિયં-વર્ણત્રિક. | તુ પડિમાઇ-વળી પ્રતિમાદિકનું. | મુત્તસુત્તી-મુક્તાશુક્તિ. |
| વન્નત્થા-વર્ણ અને અર્થનું. | જોગ-યોગમુદ્રા. | મુદ્દા ભેએણ-મુદ્રાના ભેદે કરીને. |
| આલંબણં-આલંબન. | જિણ-જિનમુદ્રા. | મુદ્દતિઅં-મુદ્રા ત્રિક. |

૮મું આલંબન ત્રિક અને ૯મું મુદ્રાત્રિક.

વન્નતિયં વન્નત્થા,-લંબણ-માલંબણં તુ પડિમાઈ—વર્ણ આલંબન, અર્થ આલંબન અને વળી પ્રતિમાદિકનું આલંબન એ વર્ણ ત્રિક જાણવું.

જોગ-જિણ-મુત્તસુત્તી,-મુદ્દાભેએણ મુદ્દતિયં ॥ ૧૪ ॥—યોગમુદ્રા, જિનમુદ્રા અને મુક્તાશુક્તિ મુદ્રાના ભેદથી ૩ મુદ્રા થાય છે.

વિવેચન—વર્ણાલંબન-અક્ષરો પદ સંપદા યથાસ્થિત બોલવા. અર્થાલંબન-સૂત્રોના અર્થો હૃદયમાં વિચારવા. પ્રતિમાલંબન-જિન પ્રતિમા અથવા ભાવ અરિહંતના સ્વરૂપનું આલંબન કરવું. મુદ્રા-હાથ અથવા પગની આકૃતિ. યોગમુદ્રા-બે હાથનું જોડવું. જિનમુદ્રા-જિનેશ્વરની જેમ કાર્યોત્સર્ગની આકૃતિ. મુક્તાશુક્તિ-મોતીની છીપના જેવી આકૃતિ.

| | | |
|---|---|---|
| અન્નુન્ન-અન્યોન્ય. પરસ્પર. માંહોમાંહે. | કોસાગારેહિં-કમળના ડોડાના આકારવાળા. | પિટ્ટોવરિ-પેટની ઉપર. |
| અંતરિ-આંતરી. | દોહિ હત્થેહિ-બે હાથ વડે. | કુપ્પર-કોણીઓ. |
| અંગુલિ-(દશ) આંગળીઓને. | | સંઠિએહિં-સ્થાપેલા. |
| | | તહ-તેમજ. |
| | | જોગમુદ્દત્ત-યોગમુદ્રા. |

## ૧લી યોગમુદ્રાનું વર્ણન.

અન્નુન્નંતરિ-અંગુલિ—હાથની દશે આંગળીઓને માંહોમાંહે આંતરી (અંતર રાખી)

કોસાગારેહિં દોહિં હત્થેહિં—કમળના ડોડાના આકારવાળા બંને હાથ વડે (કેવા હાથ ?)

પિટ્ટોવરિ કુપ્પર,-સંઠિએહિં તહ જોગમુદ્દત્તિ ॥ ૧૫ ॥—પેટની ઉપર કોણીઓ સ્થાપેલા એવા (હાથ વડે) તેમજ યોગમુદ્રા થાય છે.

| | | |
|---|---|---|
| ચત્તારિ-ચાર. | જત્થ-જે (મુદ્રા)માં. | ઉસ્સગ્ગો-કાઉસ્સગ્ગ. |
| અંગુલાઇં-આંગળ. | પચ્છિમઓ-પાછળના ભાગમાં. | એસા પુણ-એવી રીતે (એ પ્રકારે)વળી. |
| પુરઓ-આગળના ભાગમાં. | પાયાણં-પગના. પગથી. | હોઈ-થાય છે. |
| ઉણાઇં-ઓછા આંગળ. | | જિણમુદ્દા-જિનમુદ્રા. |

## ૨જી જિનમુદ્રાનું વર્ણન.

ચત્તારિ અંગુલાઇં, પુરઓ—૪ આંગળ (જેટલું અંતર) (બે પગના) આગળના ભાગમાં.

ઉણાઇં જત્થ પચ્છિમઓ—અને જે મુદ્રામાં તેથી ઓછા આંગળ (જેટલું અંતર) પાછળના ભાગમાં રાખી.

પાયાણં ઉસ્સગ્ગો—બે પગથી કાઉસ્સગ્ગ કરવો (બંને પગે સીધા ઉભા રહેવું.)

એસા પુણ હોઈ જિનમુદ્દા ॥ ૧૬ ॥—એવી રીતે (એ પ્રકારે) જિનમુદ્રા થાય છે.

| | | |
|---|---|---|
| મુત્તાસુત્તી-મુક્તા શુક્તિ. | ગબ્ભિઆ-પોલા રાખેલા. | લગ્ગા-લગાડયા. |
| મુદ્દા-મુદ્રા. | હત્થા-હાથ. | અન્ને-અન્યઆચાર્યો-ના મત પ્રમાણે. |
| જત્થ-જે મુદ્રામાં. | તે પુણ-તે વળી. | |
| સમા-સરખા. | નિલાડદેસે-લલાટ. સ્થળે. | અલગ્ગત્તિ-ન લગાડયા હોય એમ. |
| દોવિ-બંને પણ. | | |

## ૩જી મુક્તાશુક્તિ મુદ્રાનું વર્ણન.

મુત્તાસુત્તી મુદ્દા—મુક્તાશુક્તિ મુદ્રા

જત્થ સમા દોવિ ગબ્ભિઆ હત્થા—જેમાં બંને સરખા હાથ પણ પોલા જોડી રાખેલા હોય.

તે પુણ નિલાડદેસે, લગ્ગા અન્ને અલગ્ગ ત્તિ ॥૨૭॥—તે (હાથ) વળી લલાટ સ્થળે લગાડ્યા હોય અથવા અન્ય આચાર્યોના મત પ્રમાણે ન લગાડ્યા હોય (દૂર રાખ્યા હોય) એ પ્રમાણે (૩જી મુદ્રા) થાય છે.

વિવેચન—પુરૂષોએ લલાટે હાથ લગાડવા અને સ્ત્રીઓના સ્તનાદિ અવયવો પ્રગટ દેખાય તેટલા માટે સ્ત્રીઓએ લલાટે હાથ ન લગાડવા.

| | | |
|---|---|---|
| પંચંગો—પંચાંગ. | જોગમુદ્દાએ—યોગ મુદ્રા વડે. | મુદ્રા વડે. |
| પણિવાઓ-પ્રણિપાત. | વંદણ—ચૈત્યસ્તવ. | પણિહાણં-પ્રણિધાન. |
| થયપાઢો—સ્તવનપાઠ. | જિણમુદ્દાએ—જિન- | મુત્તસુત્તીએ—મુક્તાશુક્તિ (મુદ્રા) વડે. |
| હોઈ—થાય છે. | | |

### કઈ મુદ્રાએ કઈ ક્રિયા કરવી.

પંચંગો પણિવાઓ, થયપાઢો હોઈ જોગમુદ્દાએ—પંચાંગ પ્રણિપાત (ખમાસમણ) અને સ્તવનપાઠ (નમુત્થુણં વિગેરે) યોગ મુદ્રા વડે થાય છે.

વંદણ જિણમુદ્દાએ—અરિહંત ચેઈઆણં અને કાઉસ્સગ્ગ વિગેરે જિન મુદ્રા વડે થાય છે.

પણિહાણં મુત્તસુત્તીએ ॥૨૮॥—પ્રણિધાન (જાવંતિ ચેઇઆઈ—જાવંત કેવિ સાહૂ અને જયવીયરાય) મુક્તાશુક્તિ મુદ્રા વડે થાય છે.

| | | |
|---|---|---|
| પણિહાણ તિગં—પ્રણિધાન ત્રિક. | મુણિવંદણ-મુનિવંદન. | વા—અથવા. |
| ચેઈઅ—ચૈત્યવંદન. | પત્થણા સરૂવં—પ્રાર્થના સ્વરૂપ. | મણ વય—મન, વચન (અને) |

| | | |
|---|---|---|
| કાએ ગત્તં-કાયાનું એકાગ્રપણું. | સેસ-બાકીના. તિયત્થા-ત્રિકનો અર્થ. | પયડુત્તિ-પ્રગટ છે. |

૧૦ મું પ્રણિધાન ત્રિક.

પણિહાણતિગં ચેઇઅ—પ્રણિધાન ત્રિક તે ચૈત્યવંદન (જાવંતિ૦)
મુણિવંદણ-પત્થણા સરૂવં વા—મુનિવંદન (જાવંત૦) અને પ્રભુની પ્રાર્થના સ્વરૂપ (જયવીયરાય૦) જાણવું અથવા
મણ-વય-કાએગત્તં—મન વચન અને કાયાની એકાગ્રતા રૂપ (પ્રણિધાન ત્રિક જાણવું.)
સેસ-તિયત્થા ય પયડુત્તિ ॥૧૯॥—બાકીનાં ત્રિકો (૨ જું પ્રદક્ષિણા ૭ મું ભૂમિ પ્રમાર્જન) નો અર્થ પ્રગટજ છે.

| | | |
|---|---|---|
| સચિત્ત દવ્વં-સચિત્ત વસ્તુ. | વસ્ત્ર | અહવા-અથવા |
| ઉજ્ઝણં-ત્યાગ. | અંજલિ-બે હાથ જોડવા. | મુચ્ચન્તિ-મૂકે, તજે. |
| અચિત્તં-અચિત્તવસ્તુ. | સિરસિ-મસ્તકને વિષે. | રાયચિણ્હાઇં-રાજ ચિન્હોને. |
| અણુજ્ઝણં-અણુછાડવી. | જિણદિટ્ઠે-પ્રભુને દીઠે છતે. | ખગ્ગં-ખડ્ગ. |
| | | છત્ત-છત્ર. |
| મણેગત્તં-મનનું એકાગ્રપણું. | ઇઅ-એ પ્રમાણે. | ઉવાણહ-મોજડી. |
| | પંચવિહ-પાચ પ્રકારનો | મઉડં-મુકુટ. |
| ઇગસાડિ-એકપડું. | | ચમરે-ચામર. |
| ઉત્તરાસંગુ-ઉપરનું | અભિગમો-અભિગમ | પંચમએ-પાંચમું. |

૫ અભિગમ સાચવવાનું ૨જું દ્વાર.

સચિત્તદવ્વ-મુજ્ઝણ—૧. (પોતાના અંગ આશ્રિત પુષ્પાદિ) સચિત્ત વસ્તુનો ત્યાગ કરવો.

અચિત્તમણુજ્ઝણં મણેગત્તં—૨. અચિત્ત (નિર્જીવ વસ્ત્ર આભરણાદિ) વસ્તુ અણુછાડવી, ૩. મનની એકાગ્રતા કરવી.

ફગ-સાડિ ઉત્તરાસંગુ—૪. એકપડું વસ્ત્ર (બંને છેડા સહિતનું) ઉત્તરાસંગ કરવું.

અંજલી સિરસિ જિણુ-દિટ્ઠે ॥૨૦॥—૫. પ્રભુને દીઠે છતે મસ્તકને વિષે બે હાથ જોડવા.

ઇઅ પંચવિહાભિગમો—એ પ્રમાણે (સર્વેને) ૫ પ્રકારનો અભિગમ (દેવ ગુરૂ પાસે સાચવવા યોગ્ય વિધિ) છે.

અહુવા મુચ્ચંતિ રાયચિણ્હાઇં—અથવા (વંદન કરવા આવનાર રાજા હોય તો) રાજ્ય ચિન્હોને તજે.

અગ્ગં છત્તોવાણહ—(જેમકે) ૧. ખડ્ગ (તરવાર વિગેરે શસ્ત્ર)-૨. છત્ર-૩. મોજડી.

મઉડં ચમરે અ પંચમએ ॥ ૨૧ ॥—૪. મુકુટ (મુકુટ ઉપરની કલગી) અને પાંચમું ચામર.

| | | |
|---|---|---|
| વંદન્તિ-વંદન કરે. | પુરિસ-પુરૂષો. | સટ્ઠિ કર-૬૦ હાથ. |
| જિણ-જિનોને. | વામદિસિ-ડાબી બાજુએ. (દિશાએ) | જિટ્ઠ-ઉત્કૃષ્ટ. |
| દાહિણ-દક્ષિણ.જમણી. | નારી-સ્ત્રીઓ. | મજ્ઝ-મધ્યમ. |
| દિસિ-દિશાએ. | નવ કર-નવ હાથ. | ઉગ્ગહો-અવગ્રહ. |
| ટ્ઠિઆ-ઉભા રહીને. | જહન્નુ-જઘન્ય. | સેસો-બાકીનો. |

બે દિશિનું ૩જું દ્વાર અને ૩ અવગ્રહનું ૪થું દ્વાર.

વંદંતિ જિણે દાહિણ- દિસિટ્ઠિઆ પુરિસ વામદિસિ નારી—(જીનેશ્વરની) જમણી દિશાએ ઉભા રહીને પુરૂષો અને ડાબી બાજુએ ઉભી રહીને સ્ત્રીઓ જિનોને વંદન કરે.

નવકર જહન્નુ સટ્ઠિકર, જિટ્ઠ મજ્ઝુગ્ગહો સેસો ॥ ૨૨ ॥-૯ હાથ દૂર રહી ચૈત્યવંદન કરવું તે જઘન્ય અવગ્રહ અને ૬૦ હાથ દૂર રહી ચૈત્યવંદન કરવું તે ઉત્કૃષ્ટ અવગ્રહ અને બાકીનો (૯ થી ૬૦ હાથની અંદર રહી ચૈત્યવંદન કરે તે) મધ્યમ અવગ્રહ જાણવો.

વિવેચન—દીપક પ્રભુની જમણી બાજુએ અને ધૂપધાણું પ્રભુની ડાબી બાજુએ મૂકવું. અક્ષત ફલ નૈવેદ્ય પ્રભુની સામે મૂકવું. કેટલાક આચાર્યો ૦॥, ૧, ૨, ૩, ૯, ૧૦, ૧૫, ૧૮, ૩૦, ૪૦, ૫૦ અને ૬૦ હાથ સુધીનો એમ ૧૨ પ્રકારનો અવગ્રહ જિનગૃહ અથવા ગૃહચૈત્યાદિકમાં શ્વાસોશ્વાસાદિ વડે થતી પ્રભુની આશાતના વર્જવા નિમિત્તે કહે છે.

નમુક્કારેણ—નમસ્કાર વડે.
જહન્ના—જઘન્યથી.
ચિઇવંદણ—ચૈત્યવંદન.
મજ્ઝ—મધ્યમ.
દંડ થુઇ જુઅલા—દંડક અને સ્તુતિયુગલથી.
પણ દંડ—પાંચ દંડક.
થુઇ ચઉક્કગ—સ્તુતિ ચતુષ્ક.

થય—સ્તવન.
પણિહાણેહિં—પ્રણિધાન વડે.
ઉક્કોસા—ઉત્કૃષ્ટથી.

અન્ને—અન્ય, બીજા.
બિંતિ—કહે છે.
ઇગેણં—એક.
સક્કત્થએણં—નમુત્થુણં વડે.

જહન્ન—જઘન્ય.
વંદણયા—ચૈત્યવંદન.
તદુગ—તે (શક્રસ્તવ) બે.
તિગેણ—ત્રણ વડે.
મજ્ઝા—મધ્યમ.
ઉક્કોસા—ઉત્કૃષ્ટ.
ચઉહિં—ચાર.
પંચહિં વા—અથવા પાંચ (નમુત્થુણં) વડે.

3 પ્રકારના ચૈત્યવંદન કરવાનું ૫ મું દ્વાર.

નમુક્કારેણ જહન્ના, ચિઇવંદણ—૧ નમસ્કાર (શ્લોકાદિક) વડે જઘન્યથી ચૈત્યવંદન જાણવું.

મજ્ઝ-દંડ-થુઇ-જુઅલા—દંડક યુગલ (૨ નમુત્થુણં કે બે અરિહંત ચેઇઆણં) અને સ્તુતિ યુગલ (૪ થોય) વડે મધ્યમ ચૈત્યવંદન જાણવું.

પણ દંડ થુઇ-ચઉક્કગ, થય પણિહાણેહિં ઉક્કોસા. ॥ ૨૩॥—૫ દંડક (નમુ૦ અરિહંત૦ લોગસ્સ૦ પુક્ખર૦ સિદ્ધાણં૦) સ્તુતિ ચતુષ્ક (૮ થોયો) સ્તવન અને પ્રણિધાન ત્રિક વડે ઉત્કૃષ્ટથી ચૈત્યવંદના જાણવી.

અન્ને બિંતિ ઇગેણં, સક્કત્થએણં જહન્ન-વંદણયા—બીજા આચાર્યો કહે છે કે ૧ નમુત્થુણં વડે જઘન્ય ચૈત્યવંદન.

તદુગ-તિગેણ મજ્ઝા—તે (નમુત્થુણું) ૨ કે ૩ વડે મધ્યમ ચૈત્યવંદન અને

ઉક્કોસા ચઉહિ પંચહિ વા ॥૨૪॥—૪ કે ૫ નમુત્થુણું વડે ઉત્કૃષ્ટ ચૈત્યવંદન થાય છે.

વિવેચન—જઘન્ય ચૈત્યવંદન 'નમો જિણાણું', નમો અરિહંતાણં, એક શ્લોક બોલવા વડે, હાથ જોડી મસ્તક નમાવવે કરી, અથવા હાલે દેહરાસરમાં ચૈત્યવંદન કરવામાં આવે છે તે જઘન્ય ચૈત્યવંદન જાણવું. પહેલી ત્રણ સ્તુતિથી જિનોને અને જ્ઞાનને વંદના થાય છે માટે તેનું નામ વંદના સ્તુતિ. તથા છેલ્લી સ્તુતિ સમકિત દ્રષ્ટિ દેવની સહાય રૂપ હોવાથી અનુશાસ્તિ સ્તુતિ કહેવાય છે, માટે સ્તુતિ યુગલ એટલે વંદના અને અનુશાસ્તિ રૂપ સ્તુતિ યુગલ સમજવું.

| | | |
|---|---|---|
| પણિવાઓ-પ્રણિપાત. | ચ-અને. | ઇગ દુગ તિગ-એક બે ત્રણથી. |
| પંચંગો-પંચાગ. | સુમહત્થ-અત્યંત મોટા અર્થવાળા. | જાવ-સુધી. |
| દો જાણૂ-બે ઢીંચણ. | નમુક્કારા-નમસ્કાર. (શ્લોક-છંદ) | અટ્ઠસયં-એકસોઆઠ. |
| કર દુ-બે હાથ. | | |
| ઉત્તમંગં-મસ્તક. | | |

૬ ટ્ઠું પ્રણિપાત દ્વાર તથા ૭ મું નમસ્કાર દ્વાર.

પણિવાઓ પંચંગો—પંચાંગ પ્રણિપાત તે પાંચ અંગ ભૂમિ સાથે લગાડી નમવું તે (ખમાસમણ).

દો જાણૂ કરદુગુત્તમંગં ચ—૨ ઢીંચણ-૨ હાથ અને મસ્તક (એ ૫ અંગ).

સુમહત્થ-નમુક્કારા—અત્યંત મોટા અર્થવાળા (જ્ઞાન ભક્તિ ને વૈરાગ્યને પુષ્ટિ આપનારા) શ્લોકો.

ઇગ દુગ તિગ જાવ અટ્ઠસયં ॥૨૫॥—૧-૨ ને ૩ થી ૧૦૮ (શ્લોકો) સુધી કહેવા.

| | | |
|---|---|---|
| અડસટ્ઠિ—અડસઠ. | અડ નઉય સય—એકસો અઠાણું. | સક્કત્થયાઈ—નમુત્થુણં આદિ. |
| અટ્ઠવીસા—અઠયાવીશ | દુવન્ન સયં—એકસો બાવન | દંડેસુ—દંડકને વિષે. |
| નવ નઉય સયં—એકસો નવાણું. | | પણિહાણેસુ—પ્રણિધાનને વિષે. |
| દુસય સગનઉયા—બસેં સતાણું. | ઇઅ—એ પ્રમાણે. | અદુરુત્ત—એકવાર કહેલા. |
| દો ગુણતીસ—બસેં ઓગણત્રીશ. | નવકાર—નવકાર. | વન્ન—વર્ણ (અક્ષરો) |
| | ખમાસમણ—ખમાસમણ. | સોલ સય સીયાલા—સોળસો સુડતાલીસ. |
| દુસટ્ઠા—બસેં સાઠ. | | |
| દુસોલ—બસેં સોળ. | ઇરિઅ—ઇરિયાવહિ | |

૮ મું અક્ષર દ્વાર. (૯ સૂત્રોના.)

અડસટ્ઠિ અટ્ઠવીસા—(નવકારના) ૬૮, (ખમાસમણના) ૨૮ અક્ષરો.

નવનઉયસયં ચ દુસય-સગનઉયા—(ઈરિયાવહિના) ૧૯૯, અને (નમુત્થુણંના) ૨૯૭.

દોગુણતીસ દુસટ્ઠા—(અરિહંત ચેઈઆણંના) ૨૨૯, (લોગસ્સના) ૨૬૦

દુસોલ અડનઉયસય દુવન્નસયં ॥૨૬॥—(પુક્ખરવરના) ૨૧૬, (સિદ્ધાણંના) ૧૯૮, (પ્રણિધાનના) ૧૫૨ અક્ષરો છે.

ઇઅ નવકાર-ખમાસમણ—એ પ્રમાણે નવકાર, ખમાસમણ.

ઈરિઅ-સક્કત્થ- આઈ-દંડેસુ—ઈરિયાવહિ, નમુત્થુણં આદિ (પ) દંડકને વિષે.

પણિહાણેસુ અ અદુરુત્ત,-વન્ન સોલસયસીયાલા ॥ ૨૭ ॥—અને પ્રણિધાન ત્રિકને વિષે એક જ વાર (બીજી વાર નહિ) કહેલા અક્ષરો ૧૬૪૭ થાય છે.

વિવેચન—નવકાર (પંચ મંગલ મહાસુય સ્કંધ)ના અક્ષરો ૬૮, પ્રણિપાત (ખમાસમણ)ના અક્ષરો ૨૮, ઇરિયાવહિ (પ્રતિક્રમણ

શ્રુત સ્કંધ )ના અક્ષરો ૧૯૯ ઠામિ કાઉસ્સગ્ગં સુધી, શક્રસ્તવ (નમુત્થુણં) ના અક્ષરો ૨૯૭, સવ્વે તિવિહેણ વંદામિ સુધી. ચૈત્યસ્તવ (અરિહંતચેઈયાણં) ના અક્ષરો ૨૨૯ અપ્પાણં વોસિરામિ સુધી, નામસ્તવ (લોગસ્સ) ના અક્ષરો ૨૬૦ સવ્વલોએ સુધી. શ્રુતસ્તવ (પુક્ખરવર) ના અક્ષરો ૨૧૬ સુઅસ્સ ભગવઓ સુધી, સિદ્ધસ્તવ (સિદ્ધાણં) ના અક્ષરો ૧૯૮ સમ્મદિટ્ઠી સમાહિગરાણં સુધી અને પ્રણિધાનત્રિક (જાવંતિ૦ ના ૩૫, જાવંત૦ ના ૩૮, અને આભવ મખંડા સુધી ૭૯ અક્ષરો જયવીયરાયના મળી કુલ ૧૫૨ અક્ષરો છે. વારિજ્જઈ ઈત્યાદિ ગાથાઓ પ્રક્ષિપ્ત હોવાથી અહીં ગણી નથી.

| | | |
|---|---|---|
| નવ-નવ. | સોલ-સોળ. | સક્કત્થઆઈસું-શક્રસ્તવાદિ (પાંચ) ને વિષે. |
| બત્તીસ-બત્રીશ. | વીસપયા-વીશપદો. | એગસીઈસયં-એકસો એકાસી. |
| તિત્તીસા-તેત્રીશ. | મંગલ-નવકાર. | |
| તિચત્ત-તેંતાળીશ. | ઈરિઆ-ઈરિયાવહિ. | |
| અડવીસ-અઠ્ઠાવીશ. | | |

૯મું પદસંખ્યા દ્વાર (૭ સૂત્રોનાં)

નવ બત્તીસ તિત્તીસા—(નવકારના) ૯, (ઈરિયાવહિઆના) ૩૨, (નમુત્થુણંના) ૩૩ પદ.

તિચત્ત અડવીસ સોલ વીસ પયા—(અરિહંત ચેઈઆણંના) ૪૩, (લોગસ્સના) ૨૮, (પુક્ખરવરનાં) ૧૬ અને (સિદ્ધાણંનાં) ૨૦ પદો અનુક્રમે.

મંગલ-ઈરિયા-સક્કત્થ-યાઈસું એગસીઈસયં ॥૨૮॥—નવકાર ઈરિયાવહિ અને નમુત્થુણં આદિ (૫ દંડકો મળી ૭ સૂત્રો) ને વિષે ૧૮૧ પદ (જેને છેડે વિભક્તિ હોય અથવા જ્યાં અર્થ પૂરો થતો હોય તે) છે.

| | | |
|---|---|---|
| અટ્ઠટ્ઠ-આઠ આઠ. | વીસ-વીશ. | ઇરિઆ-ઈરિયાવહિ. |
| નવટ્ઠ ય-નવ આઠ અને. | વીસામા-સંપદા. | સક્કત્થયાઈ-શક્રસ્તવાદિને વિષે. |
| અટ્ઠવીસ-અઠ્ઠાવીશ. | કમસો-અનુક્રમે. | સગનઉઈ-સત્તાણું. |
| સોલસય-સોળ અને. | મંગલ-નવકાર. | |

## ૧૦મું સંપદાની સંખ્યાનું દ્વાર. (૭ સૂત્રોનાં)

**અટ્ઠટ્ઠ નવટ્ઠય અટ્ઠવીસ**—(નવકારની) ૮, (ઈરિયાવહિની) ૮, (નમુત્થુણંની) ૯, (અરિહંત ચેઈઆણુંની) ૮ (લોગસ્સની) ૨૮.

**સોલસ ય વીસ વીસામા**—(પુક્ખરવરની) ૧૬ અને (સિદ્ધાણુંની) ૨૦ સંપદા (વિસામા લેવાના સ્થાનો) છે.

**કમસો મંગલ-ઈરિઆ,-સક્કત્થયાઈસુ સગનઉઇ ॥ ૨૯ ॥**—તે અનુક્રમે નવકાર, ઈરિયાવહિ અને નમુત્થુણં આદિ (૫ દંડકો મળી ૭ સૂત્રો) ને વિષે (ની) ૯૭ સંપદા (સર્વ મળીને) થાય છે.

**વિવેચન**—૭ સૂત્રોની પદ અને સંપદા ક્યાં સુધી ગણવી તે કહે છે. નવકારની હવઇ મંગલં સુધી, ઈરિયાવહિની ઠામિ કાઉસ્સગ્ગં સુધી, નમુત્થુણુંની જિઅભયાણું સુધી, અરિહંત ચેઈઆણુંની અપ્પાણું વોસિરામિ સુધી, લોગસ્સની સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ સુધી, પુક્ખરવરની ધમ્મુત્તરં વડ્ઢઉ સુધી અને સિદ્ધાણુંની સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ સુધી પદ અને સંપદા ગણાય છે.

| | | |
|---|---|---|
| વન્ન-વર્ણ, અક્ષર. | સંપદા. | તુલ્ય. |
| અટ્ઠસટ્ઠ-અડસઠ. | તત્થ-તે(નવકાર)માં. | સતરક્ખર-સત્તર અક્ષરની. |
| નવપય-નવ પદ. | સગ સંપય-સાત સંપદા. | અટ્ઠમી-આઠમી. |
| નવકારે-નવકારમાં. | પય તુલ્લા-પદની | દુ પયા-બે પદ વાળી. |
| અટ્ઠ સંપયા-આઠ | | |

**વણ્ણટ્ઠસટ્ઠિ નવ પય, નવકારે અટ્ઠ સંપયા તત્થ**—નવકારમાં ૬૮ અક્ષર, ૯ પદ અને ૮ સંપદા છે. તે (નવકાર)માં

**સગ સંપય પય તુલ્લા**—૭ સંપદા પદની તુલ્ય છે.

**સતરક્ખર અટ્ઠમી દુ પયા ॥ ૩૦ ॥**—૧૭ અક્ષરની ૮મી સંપદા (છેલ્લા) બે પદવાળી છે.

| | | |
|---|---|---|
| પણિવાય-ખમાસમણુના. | અટ્ઠાવીસં-અઠયાવીશ. | ઈરિઆએ-ઇરિયાવહિઆમાં. |
| અક્ખરાઇં-અક્ષરો. | તહાય-તેમજ. | નવ નઉઅં-નવાણું. |

| | | |
|---|---|---|
| અક્ખરસયં-એકસો અક્ષરો. | દુતીસં પય-બત્રીશ પદ. | સંપયા અટ્ઠ-આઠ સંપદા. |

પણિવાય અક્ખરાઇં, અટ્ઠાવીસં—ખમાસમણના અક્ષરો ૨૮ છે.
તહાય ઇરિયાએ; નવનઉઅ-મક્ખરસયં—તેમજ ઇરિયાવહિઆમાં ૧૯૯ અક્ષરો છે.
દુતીસ પય સંપયા અટ્ઠ ॥ ૩૧ ॥—૩૨ પદ અને ૮ સંપદા છે.

| | | |
|---|---|---|
| દુગ દુગ-બે, બે. | ઇરિય સંપય-ઇરિયા વહિની સંપદાનાં. | પાણા-પાણક્કમણે. |
| ઇગ ચઉ-એક, ચાર. | આઇપિયા-આદિ પદો. | જે મે-જેમે જીવા. |
| ઇગ પણ-એક, પાંચ. | ઇચ્છા-ઇચ્છાકારેણ. | એગિંદિ-એગિંદિઆ. |
| ઇગાર છગ-અગી-યાર. છ. | ઇરિ-ઇરિયાવહિઆએ. | અભિ-અભિહયા. |
| | ગમ-ગમણાગમણે. | તસ્સ-તસ્સ ઉત્તરી. |

ઇરિયાવહિની ૮ સંપદાનાં પદની સંખ્યા અને આદિ પદ.
દુગ દુગ ઇગ ચઉ ઇગ પણ—(ઇરિયાવહિઆની ૧લી સંપદા) ૨ પદની, (૨જી) ૨ પદની, (૩જી) ૧ પદની (૪થી) ૪ પદની, (૫મી) ૧ પદની, (૬ઠ્ઠી) ૫ પદની,
ઇગાર છગ ઇરિય-સંપયાઇ પયા—(૭મી) ૧૧ પદની, (૮મી) છ પદની છે. એ ઇરિયાવહિની ૮ સંપદાનાં આદિ પદો અનુક્રમે.
ઇચ્છા ઇરિ ગમ પાણા—૧. ઇચ્છાકારેણ૦, ૨. ઇરિયાવહિઆએ૦, ૩. ગમણાગમણે૦, ૪. પાણક્કમણે૦.
જે મે એગિંદિ અભિ તસ્સ ॥ ૩૨ ॥—૫. જે મે જીવા૦, ૬. એગિંદિઆ૦, ૭. અભિહયા૦. અને ૮. તસ્સ ઉત્તરી૦.

| | | |
|---|---|---|
| અબ્ભુવગમો-અભ્યુપગમ. પાપની આલોચનાનો સ્વીકાર. | -ન્ય હેતુ. | વિરાહણ-વિરાધના. |
| નિમિત્તં-નિમિત્ત. કારણ. | ઇઅર હેઉ-ઇતર હેતુ વિશેષ હેતુ. | પડિક્કમણ-પ્રતિક્રમણના. |
| ઓહ-ઓઘ, સામા- | સંગહે પંચ-સંગ્રહ પાંચમી. | ભેયઓ-ભેદથી. |
| | જીવ-જીવ. | તિન્નિ-ત્રણ. |
| | | ચૂલાએ-ચૂલિકા ૨૫. |

## ઇરિયાવહિયાની આઠે સંપદાનાં નામ.

અબ્ભુવગમો નિમિત્તં—(૧લી) અભ્યુપગમ (પાપની આલોચનાનો સ્વીકાર.) (૨) નિમિત્ત (કારણ.)

ઓહે-અરહેઉ-સંગહે પંચ—(૩) ઓઘ (સામાન્ય હેતુ.) (૪) ઈતર (વિશેષ) હેતુ, (૫) સંગ્રહ.

જીવ-વિરાહણ-પડિક્કમણ—(૬) જીવ, (૭) વિરાધના, અને (૮) પ્રતિક્રમણના

ભેયઓ તિન્નિ ચૂલાએ ॥ ૩૩ ॥—ભેદથી ૮ સંપદા છે. તેમાં છેલી ત્રણ ચૂલિકા રૂપ જાણવી.

વિવેચન—પાપની આલોચના કરવા રૂપ કાર્યને સ્વીકારવાની ઇચ્છા રૂપ તે અભ્યુપગમ. આલોચના કરવા રૂપ કાર્યના કારણ રૂપ તે નિમિત્ત સંપદા. જીવ હિંસાનું સામાન્ય કારણ તે ઓઘ સંપદા. જીવહિંસાના વિશેષ હેતુ રૂપ તે ઈતર હેતુ સંપદા. સમસ્ત જીવની વિરાધના જેમાં સમાઈ જાય તે સંગ્રહ સંપદા. સમસ્ત જીવોના ભેદ જણાવનારી જીવ સંપદા. જીવોની જે જે પ્રકારે વિરાધના થઈ હોય તે જણાવનારી વિરાધના સંપદા. કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત, વિશોધન કરવા નિમિત્તની પ્રતિક્રમણ સંપદા. પ્રથમની પાંચ સંપદા મૂલ સંપદા રૂપ અને પછીની ૩ સંપદા ચૂલિકારૂપ સંપદા જાણવી.

| | | |
|---|---|---|
| દુ તિ ચઉ-બે ત્રણ ચાર. | સક્કત્થય સંપય-શક્રસ્તવની સંપદાનાં. | લોગુ-લોગુત્તમાણં. |
| પણ પણ-પાંચ પાંચ. | આઈ પયા-પ્રથમનાં પદો. આદનાં પદો. | અભય-અભયદયાણં. |
| પણ દુ-પાંચ બે. | નમુ-નમુત્થુણં. | ધમ્મ-ધમ્મદયાણં. |
| ચઉતિપય-ચાર ત્રણ પદવાળી. | આઇગ-આઈગરાણં. | અપ્પ-અપ્પડિહય. |
| | પુરિસો-પુરિસુત્તમાણં. | જિણ-જિણાણં. |
| | | સવ્વં-સવ્વન્નૂણં. |

## નમુત્થુણંની દરેક સંપદાનાં પદની સંખ્યા તથા આદિ પદ.

દુ-તિ-ચઉ-પણ-પણ-પણ-દુ—૨-૩-૪-૫-૫-૫-૨ (પદની) ચઉ તિપય સક્કત્થય સંપયાઇપયા—૪ અને ૩ પદની નમુત્થુણંની સંપદાઓ છે. તેના આદિ પદો અનુક્રમે.

નમુ આઇગ પુરિસો લોગુ—નમુત્થુણં૰ ( ૨ પદની ) આઇગ૰ ( ૩ પદની ) પુરિસુ૰ ( ૪ પદની ) લોગુ૰ ( ૫ પદની )

અભય ધમ્મ-પ્પ જિણ સવ્વં ॥૩૪॥—અભય૰ ( ૫ પદની ) ધમ્મ૰ ( ૫ પદની ) અપ્પ૰ ( ૨ પદની ) જિણાણું૰ (૪ પદની) અને સવ્વ૰ ( ૩ પદની ) છે.

થોઅવ્વ-સ્તોતવ્ય. (સ્તવવા યોગ્ય).
સંપયા-સંપદા.
ઓહુ-સામાન્ય કારણ.
ઇઅર હેઉ-વિશેષ હેતુ. (કારણ).
ઉવઓગ-ઉપયોગ.
તદ્ધેઉ-તે (ઉપયોગ) ના હેતુ રૂપ. તદ્ધેતુ.
સવિસેસ-સવિશેષ.
ઉવઓગ-ઉપયોગ હેતુ.
સરૂવ હેઉ-સ્વરૂપહેતુ.
નિય સમ-પોતાના સમાન.
ફલય-ફલ આપનાર.
મુક્ખે-મોક્ષ.

## નમુત્થુણંની ૯ સંપદાનાં નામ.

થોઅવ્વ સંપયા ઓહુ—૧. સ્તોતવ્ય. ( સ્તવવા યોગ્ય ) સંપદા. ૨. ઓઘ હેતુ. ( સામાન્ય કારણ )

ઇયરહેઉ-વઓગ તદ્ધેઉ—૩. ઇતર હેતુ, ( વિશેષ કારણ. ) ૪. ઉપયોગ, ૫. તદ્ હેતુ ( તે ઉપયોગના કારણરૂપ. )

સવિસેસુવઓગ સરૂવ—૬. સવિશેષ ઉપયોગ હેતુ, ૭ સ્વરૂપ હેતુ.

હેઉ નિયસમ-ફલય મુક્ખે ॥૩૫॥—૮. નિજ સમ ફલદ (પોતાના સમાન ફલ આપનાર.) અને ૯મી મોક્ષ સંપદા છે.

વિવેચન—૧. સ્તોતવ્ય-અરિહંત પ્રભુ ભવ્ય જીવોને સ્તુતિ કરવા યોગ્ય છે. ૨. ઓઘ-સ્તુતિ કરવાનું સામાન્ય કારણ. ૩. ઇતર હેતુ-સામાન્ય કારણને વધારે સ્પષ્ટ કરનાર. ૪. ઉપયોગ સંપદા-સ્તોતવ્ય સંપદાના અર્થને અત્યંત સ્પષ્ટ કરનાર. ૫. તદ્ધેતુ-ઉપયોગ સંપદાનો હેતુ બતાવનાર. ૬. સવિશેષ ઉપયોગ-ઉપયોગ હેતુ સંપદાનું સમર્થન કરનાર. ૭. સ્વરૂપ હેતુ-અરિહંત પ્રભુના સ્વરૂપને જણાવનાર. ૮. નિજ સમફલદ-શુદ્ધ પ્રેમથી સ્તુતિ કરનારને પ્રભુ પોતાની સમાન ફળ આપનાર. ૯. મોક્ષ સંપદા-મોક્ષપદને પામ થયેલા પ્રભુની સ્તુતિરૂપ અને મોક્ષસુખના સ્વરૂપને જણાવનાર.

| | | |
|---|---|---|
| દો સગ નઉઆ—બસોને સત્તાણું. | સક્કત્થએ—નમુત્થુણંને વિષે. | તિચત્ત પય—તેંતાળીશ પદ. |
| વન્ના—અક્ષરો. | ચેઇઅ થય—ચૈત્યસ્તવની. | વન્ન—અક્ષરો. |
| નવ સંપય—નવ સંપદા. | અટ્ઠ સંપય—આઠ સંપદા. | દુસય—બસોને. |
| પય તિતીસ—તેત્રીશ પદો. | | ગુણતીસા—ઓગણત્રીશ. |

નમુત્થુણં અને અરિહંત ચેઇઆણંના અક્ષર પદ ને સંપદાની એકંદર સંખ્યા.

દો સગનઉઆ વન્ના, નવસંપય પયતિતીસ સક્કત્થએ—નમુત્થુણંને વિષે ૨૯૭ અક્ષરો, ૯ સંપદા અને ૩૩ પદો છે.

ચેઇયથયટ્ઠ—સંપય, તિચત્ત-પય વન્ન—દુસયગુણતીસા ॥૩૬॥—ચૈત્યસ્તવ ( અરિહંત ચેઇઆણં )ની ૮ સંપદા, ૪૩ પદ અને ૨૨૯ અક્ષરો છે.

| | | |
|---|---|---|
| દુ છ સગ—બે, છ, સાત. | પયા પઢમા—પ્રથમનાં પદો. | સદ્ધા—સદ્ધાએ. |
| નવ તિય-નવ, ત્રણ. | અરિહં—અરિહંત ચેઇઆણં. | અન્ન—અન્નત્થ. |
| છચ્ચઉ—છ, ચાર | વંદણ—વંદણ વત્તિઆએ. | સુહુમ—સુહુમેહિં. |
| છપ્પય—છ પદો | | એવ—એવમાઇએહિં. |
| ચેઇ—ચૈત્યસ્તવની. | | જા—જાવ અરિહંતાણં. |
| સંપયા—સંપદાનાં. | | તાવ—તાવ કાયં. |

ચૈત્યસ્તવની દરેક સંપદાનાં પદની સંખ્યા તથા આદિ પદ.

દુ છ સગ નવ તિય છ—ચ્ચઉ—૨—૬—૭—૯—૩—૬—૪ અને છપ્પય ચિઇ સંપયા પયા પઢમા—૬ પદની છે. તે અરિહંત ચેઇઆણંની સંપદાઓનાં પ્રથમનાં પદો અનુક્રમે.

અરિહં વંદણ સદ્ધા—અરિહંત૦ ( ૨ પદની ) વંદણ૦ ( ૬ પદની) સદ્ધાએ૦ ( ૭ પદની ).

અન્ન સુહુમ એવ જા તાવ ॥ ૩૭ ॥—અન્નત્થ૦ ( ૯ પદની ) સુહુમેહિં૦ ( ૩ પદની ) એવ૦ ( ૬ પદની ) જાવ૦ (૪ પદની) અને તાવ૦ ( ૬ પદની ) છે.

અબ્ભુવગમો અબ્ભુ-પગમ (વાંદવાનો સ્વીકાર.)
નિમિત્તં-નિમિત્ત. ( કાર્ય. )
હેઊ-હેતુ. (કારણ).
ઇગ વયંત-એક વચનાંત.
બહુ વયંત-બહુ વચનાન્ત આગાર.
આગંતુગ-આગંતુગ. (ભવિષ્યને માટે.)
આગારા-આગાર. (છૂટ.)
ઉસ્સગ્ગ-કાયોત્સર્ગની.
અવહિ-અવધિ, મર્યાદા.
સરૂવ-સ્વરૂપ (કાઉસ્સગ્ગનું.)
અટ્ઠ-આઠ.

ચૈત્યસ્તવ (અરિહંત ચેઇઆણં) ની ૮ સંપદાનાં નામ.

અબ્ભુવગમો નિમિત્તં,—૧લી અભ્યુપગમ ( વાંદવાનો સ્વીકાર. ) ૨. નિમિત્ત ( કાર્ય. )

હેઊ ઇગ-બહુ-વયંત આગારા—૩. હેતુ ( કારણ. ) ૪ એક વચનાન્ત આગાર, ૫. બહુ વચનાન્ત આગાર.

આગંતુગ આગારા—૬. આગંતુગ આગાર ( ભવિષ્યને માટે રખાતી છૂટ. )

ઉસ્સગ્ગાવહિ સરૂવટ્ઠ ॥ ૩૮ ॥ ૭. કાર્યોત્સર્ગનો અવધિ અને ૮મી કાઉસ્સગ્ગનું સ્વરૂપ. એમ ૮ સંપદા છે

વિવેચન—૧. અભ્યુપગમ-અરિહંત પ્રભુને વાંદવાનું અંગીકાર કરવું તે. ૨. નિમિત્ત-કાઉસ્સગ્ગ કયા નિમિત્તે ( કાર્યે ) કરવો. ૩. હેતુ (કારણ)-શ્રદ્ધાદિક ગુણસહિત ચઢતા પરિણામે કાઉસ્સગ્ગ કરવામાં આવે તોજ તે સફળ થાય. આગાર રાખ્યા વિના નિરાતચારપણે કાઉસ્સગ્ગ ન થાય માટે એક વચનાંત આગાર (છૂટ)-જેને છેડે તૃતીયા વિભક્તિનું એકવચન હોય તે. ૫. બહુ વચનાંત આગાર-જેને છેડે તૃતીયા વિભક્તિનું બહુ વચન હોય તેવી છૂટ. ૬. આગંતુગ આગાર —ભવિષ્યમાં કોઈ અણચિંત્યો અસહ્ય ઉપદ્રવ આવી પડે તો કાઉસ્સગ્ગ પારી અન્ય સ્થળે જઈ ફરીથી કાઉસ્સગ્ગ કરવો. ૭. કાયોત્સર્ગાવધિ-કાઉસ્સગ્ગની મર્યાદા 'નમો અરિહંતાણં' પદ બોલીને પારવો. ૮. સ્વરૂપ સંપદા—સ્થાન વડે મૌન વડે અને ધ્યાન વડે કાઉસ્સગ્ગ કરવો.

| | | |
|---|---|---|
| નામથયાઇસુ-લોગસ્સ વિગેરેમાં. | સોલ-સોળ. | વન્ન-અક્ષરો. |
| સંપય-સંપદાઓ. | વીસ-વીશ. | દોસટ્ઠ-બસોને સાઠ. |
| પયસમ-પદની સમાન. | કમા-અનુક્રમે. | દુસય સોલ-બસોને સોળ. |
| અડવીસ-અઠયાવીશ. | અદુરૂત્ત-એક વાર ઉચ્ચારેલા. | અટ્ઠ નઉઅ સયં-એકસોને અઠ્ઠાણું. |

લોગસ્સ, પુક્ખરવર અને સિદ્ધાણંની સંપદા પદ અને અક્ષરની સંખ્યા.

નામથયાઇસુ સંપય—લોગસ્સ વિગેરેને વિષે સંપદાઓ.

પયસમ અડવીસ સોલ વીસ કમા—પદની સમાન છે. એટલે લોગસ્સના પદો અને સંપદા ૨૮, પુક્ખરવરના ૧૬ અને સિદ્ધાણંના ૨૦ પદ અને સંપદા અનુક્રમે છે.

અદુરૂત્ત-વન્ન દોસટ્ઠ—એકજ વાર ઉચ્ચારેલા અક્ષરો ૨૬૦ દુસયસોલ- ટ્ઠનઉઅસયં ॥ ૩૯ ॥—પુક્ખરવરના ૨૧૬ અને સિદ્ધાણંના ૧૯૮ અક્ષરો છે.

| | | |
|---|---|---|
| પણિહાણિ-પ્રણિધાનના. | સગ તિ-સાત, ત્રણ. | ચઉતીસ-ચોત્રીશ. |
| દુવન્ન સયં-એકસોને બાવન. | ચઉવીસ-ચોવીશ. | ઇગતીસ-એકત્રીશ. |
| કમેણ-અનુક્રમે. | તિત્તીસા-તેત્રીશ. | બાર-બાર. |
| | ગુણતીસ-ઓગણત્રીશ. | ગુરૂ વન્ના-જોડેલા અક્ષરો. |
| | અટ્ઠવીસા-અઠયાવીશ. | |

પ્રણિધાનના અક્ષરો અને નવે સૂત્રોના જોડાક્ષરો.

પણિહાણિ દુવન્નસયં—પ્રણિધાન ત્રિકના ૧૫૨ અક્ષરો છે.

કમેણ સગ તિ ચઉવીસ તિત્તીસા—અનુક્રમે (૯ સૂત્રોના જોડાક્ષર કહે છે.) નવકારના ૭. ખમાસમણના ૩, ઇરિયાવહિના ૨૪, નમુત્થુણંના ૩૩.

ગુણતીસ અટ્ઠવીસા—અરિહંત ચેઇઆણંના ૨૯, લોગસ્સના ૨૮. ચઉતી-સિગતીસ બાર ગુરૂ વન્ના ॥ ૪૦ ॥—પુક્ખરવરના ૩૪, સિદ્ધાણંના ૩૧ અને પ્રણિધાનના ૧૨ ગુરૂ (ભારે) અક્ષરો છે.

| સૂત્રનાં નામ. | સૂત્રનાં બીજાં નામ. | પદ સંખ્યા | સંપદા. | સર્વાક્ષર. | ગુરૂઅ૦ | લઘુ અ૦ |
|---|---|---|---|---|---|---|
| નવકાર. | પંચમંગલ સુયખંધ | ૯ | ૮ | ૬૮ | ૭ | ૬૧ |
| ઇચ્છામિ ખમાસમણો | પ્રણિપાત. થોભસૂત્ર. | | ૦ | ૨૮ | ૩ | ૨૫ |
| ઇરિયાવહિ. | પડિક્કમણા સૂત્ર. | ૩૨ | ૮ | ૧૯૯ | ૨૪ | ૧૭૫ |
| નમુત્થુણં. | શક્રસ્તવ. | ૩૩ | ૯ | ૨૯૭ | ૩૩ | ૨૬૪ |
| અરિહંત ચેઇયાણં | ચૈત્યસ્તવાધ્યયન. | ૪૩ | ૮ | ૨૨૯ | ૨૯ | ૨૦૦ |
| લોગ્ગસ્સ. | નામસ્તવ. | ૨૮ | ૨૮ | ૨૬૦ | ૨૮ | ૨૩૨ |
| પુક્ખરવરદ્દિવડ્ઢે. | શ્રુતસ્તવ. | ૧૬ | ૧૬ | ૨૧૬ | ૩૪ | ૧૮૨ |
| સિદ્ધાણં બુદ્ધાણં | સિદ્ધસ્તવ. | ૨૦ | ૨૦ | ૧૯૮ | ૩૧ | ૧૬૭ |
| જાવંતિ ચેઇયાઇં. જાવંત કેવિસાહૂ જય વીયરાય. | પ્રણિધાન ત્રિક. | | | ૩૫ ૩૮ ૭૯ | ૧૨ | ૧૪૦ |
| સર્વ મલી સરવાળો ... ... | | ૧૮૧ | ૯૭ | ૧૬૪૭ | ૨૦૧ | ૧૪૪૬ |

| | ઇરિયાવહિની સંપદાનાં નામ. | સંપદાનાં પદ. | આદિ પદ. |
|---|---|---|---|
| ૧ | અભ્યુપગમ સંપદા. | ૨ | ઇચ્છાકારેણ. |
| ૨ | નિમિત્ત સંપદા. | ૨ | ઇરિયાવહિઆએ. |
| ૩ | ઓઘ-સંપદા. | ૧ | ગમણાગમણે. |
| ૪ | ઇતરહેતુ સંપદા. | ૪ | પાણક્કમણે. |
| ૫ | સંગ્રહ સંપદા. | ૧ | જે મે જીવા વિરાહિઆ. |
| ૬ | જીવ સંપદા. | ૫ | એગિંદિયા. |
| ૭ | વિરાધના સંપદા. | ૧૧ | અભિહયા. |
| ૮ | પડિક્કમણ સંપદા. | ૬ | તસ્સ ઉત્તરી |

| | શક્રસ્તવની સંપદાનાં નામ. | સંપદાનાં પદ. | આદિ પદ. |
|---|---|---|---|
| ૧ | સ્તોતવ્ય સંપદા. | ૨ | નમુત્થુણં. |
| ૨ | ઓઘ સંપદા. | ૩ | આઇગરાણં. |
| ૩ | ઇતરહેતુ સંપદા. | ૪ | પુરિસુત્તમાણં. |
| ૪ | ઉપયોગ સંપદા. | ૫ | લોગુત્તમાણં. |
| ૫ | તદ્ધેતુ સંપદા. | ૫ | અભયદયાણં. |
| ૬ | સવિશેષોપયોગ સંપદા. | ૫ | ધમ્મદયાણં. |
| ૭ | સ્વરૂપહેતુ સંપદા. | ૨ | અપ્પડિહયવર૦ |
| ૮ | નિજસમફલદ સંપદા. | ૪ | જિણાણં જાવયાણં. |
| ૯ | મોક્ષ સંપદા. | ૩ | સવ્વન્નૂણં૦ |

| | ચૈત્યસ્તવની સંપદાનાં નામ. | સંપદાનાં પદ. | આદિ પદ. |
|---|---|---|---|
| ૧ | અભ્યુપગમ સંપદા. | ૨ | અરિહંતચેઇયાણં. |
| ૨ | નિમિત્ત સંપદા. | ૬ | વંદણવત્તિઆએ. |
| ૩ | હેતુ સંપદા. | ૭ | સદ્ધાએ. |
| ૪ | એકવચનાંતઆગાર સંપદા | ૯ | અન્નત્થ ઊસસીએણં. |
| ૫ | બહુવચનાંતઆગાર સંપદા | ૩ | સુહુમેહિં અંગસંચાલેહિં. |
| ૬ | આગંતુગ આગાર સંપદા. | ૬ | એવમાઇએહિંઆગારેહિં. |
| ૭ | કાયોત્સર્ગાવધિ સંપદા. | ૪ | જાવ અરિહંતાણં. |
| ૮ | સ્વરૂપ સંપદા. | ૬ | તાવકાયં. |

| | | |
|---|---|---|
| ચઉદંડા-પાંચ દંડક. | સિદ્ધત્થય-સિદ્ધ સ્તવ. | પંચ-પાંચ. |
| સક્કત્થય-શક્રસ્તવ. | ઈત્થ-એ ( પાંચ દંડક )માં. | અહિગારા-અધિકારો. |
| ચેઇઅ-ચૈત્યસ્તવ. | દો ઇગ-બે, એક. | બારસ-બાર. |
| નામ-નામસ્તવ. | દો દો-બે, બે. | કમેણ-અનુક્રમે. |
| સુઅ-શ્રુત સ્તવ. | | |

## ૧૧મું ૫ દંડકનું અને ૧૨-મું દેવવંદનના ૧૨-અધિકારનું દ્વાર.

ચઉદંડા સક્કત્થય, ચેઇઅ નામ સુઅ સિદ્ધત્થય ઈત્થ—૧. શક્રસ્તવ (નમુત્થુણં)-૨. ચૈત્યસ્તવ (અરિહંત ચેઇઆણં) ૩. નામસ્તવ (લોગસ્સ) ૪. શ્રુતસ્તવ (પુક્ખરવર) અને ૫. સિદ્ધસ્તવ (સિદ્ધાણં) એ પાંચ દંડક છે. એ (૫ દંડક)માં

દો ઇગ દો દો પંચ ય, અહિગારા બારસ કમેણ ॥ ૪૧ ॥—(શક્રસ્તવમાં) ૨, (ચૈત્યસ્તવમાં) ૧, (નામ સ્તવમાં) ૨, (શ્રુતસ્તવમાં) ૨, અને (સિદ્ધસ્તવમાં) ૫ અધિકાર અનુક્રમે છે. સર્વ મળીને ૧૨ અધિકાર થયા.

| | | |
|---|---|---|
| નમુ-નમુત્થુણં. | પુક્ખ-પુક્ખરવર. | ચત્તા-ચત્તારિ અટ્ઠ. |
| જેઅ-જેઅ અઈઆ. | તમ-તમ તિમિર. | વેયાવચ્ચગ-વેઆવચ્ચગરાણં. |
| અરિહં-અરિહંત ચેઇઆણં. | સિદ્ધ-સિદ્ધાણં બુદ્ધાણં. | અહિગાર-અધિકારનાં. |
| લોગ-લોગસ્સ. | જો દેવા-જો દેવાણવિ. | પઢમ પયા-પ્રથમપદો. |
| સવ્વ-સવ્વલોએ. | ઉર્જિજ-ઉર્જિજતસેલ. | |

## ૧૨ અધિકારનાં આદિ પદ.

નમુ જેઅ ઈ અરિહં લોગ—૧. નમુત્થુણં૦ ૨. જે અ અઈયા સિદ્ધા૦ ૩. અરિહંત ચેઇઆણં૦ ૪. લોગસ્સ ઉજ્જોઅગરે૦

સવ્વ પુક્ખ તમ સિદ્ધ જો દેવા—૫. સવ્વલોએ અરિહંત ચેઇઆણં૦ ૬. પુક્ખરવર૦, ૭. તમ તિમિર૦, ૮. સિદ્ધાણં બુદ્ધાણં૦ ૯. જો દેવાણવિ૦

ઉજ્જિંજ ચત્તા વેઆ-,વચ્ચગ અહિગાર પઢમપયા ॥ ૪૨ ॥—૧૦ ઉજ્જિજંત સેલ૦, ૧૧ ચત્તારિ અટ્ઠ૦, ૧૨ વેયાવચ્ચગરાણું૦ એ ૧૨ અધિકારનાં પ્રથમ પદો છે.

વિવેચન—દંડક=દંડની જેમ સરલ અને વધુ લંબાઈમાં હોય તે. આ પાંચે સૂત્રો (નમુ૦ અરિહંત ચેઈઆણું૦ લોગસ્સ૦ પુક્ખરવર૦ અને સિદ્ધાણું૦) અર્થથી સરળ અને મૂલમાં વધારે લંબાઈવાળાં છે.

પઢમ—પહેલા.
અહિગારે—અધિકારમાં.
વંદે—વાંદું છું.
ભાવજિણે—ભાવ જિનોને.
બીયએ—બીજા (અધિકાર)માં.
ઉ દવ્વજિણે—વળી. દ્રવ્યજિનોને.
ઇગ ચેઇઅ—એક ચૈત્યના.
ઠવણ જિણે—સ્થાપના જિનોને.
તઇય—ત્રીજા અધિકારમાં.
ચઉત્થમ્મિ—ચોથા અધિકારમાં.
નામજિણે—નામ જિનોને.
તિહુઅણ—ત્રણ ભુવનના.
ઠવણ—સ્થાપના.
જિણે—જિનોને.
પુણ—વળી.
પંચમએ—પાંચમા અધિકારમાં.
વિહરમાણ-વિચરતા.
જિણ—જિનોને.
છટ્ઠે—છઠ્ઠા અધિકારમાં.
સત્તમએ—સાતમા અધિકારમાં.
સુયનાણં—શ્રુત જ્ઞાનને.
અટ્ઠમએ—આઠમામાં.
સવ્વ—સર્વ.
સિદ્ધ થુઈ—સિદ્ધોની સ્તુતિ.
તિત્થાહિવ—તીર્થના અધિપતિ.
વીર થુઇ—વીર પ્રભુની સ્તુતિ.
નવમે—નવમામાં.
દસમે—દશમામાં.
ઉજ્જયંત—ગીરનાર પર્વતની.
થુઈ—સ્તુતિ.
અટ્ઠાવયાઈ—અષ્ટાપદાદિકની
ઇગદિસિ—અગીઆરમામાં.
સુદિટ્ઠિસુર—સમ્યક્ દૃષ્ટિ દેવને.
સમરણા-સ્મરણ કરવા.
ચરિમે—છેલ્લા અધિકારમાં.

કયા કયા અધિકારમાં કોને કોને વંદન થાય છે, તે કહે છે.

પઢમ-હિગારે વંદે, ભાવજિણે બીયએ ઉ દવ્વજિણે—પહેલા અધિકારમાં ભાવ જિનોને, બીજા અધિકારમાં વળી દ્રવ્ય જિનોને હું વાંદુ છું.

ઇગચેઇય-ઠવણ-જિણે, તઇય ચઉત્થંમિ નામજિણે ॥૪૩॥—૩જા અધિકારમાં ૧ ચૈત્યના સ્થાપના જિનોને અને ૪થા અધિકારમાં નામ જિનોને હું વાંદુ છું.

તિહુઅણ-ઠવણ-જિણે પુણ, પંચમએ વિહરમાણ-જિણ છટ્ઠે-પ મા અધિકારમાં વળી ત્રણ ભુવનના સ્થાપના જિનોને, ૬ઠ્ઠા અધિકારમાં (રાા દ્વીપમાં) વિચરતા જિનોને (હું વાંદુ છું.) :

સત્તમએ સુયનાણં-૭મા અધિકારમાં શ્રુતજ્ઞાનને વાંદુ છું.

અટ્ઠમએ સવ્વ-સિદ્ધ-થુઈ ॥ ૪૪ ॥—૮મા અધિકારમાં સર્વ સિદ્ધોની સ્તુતિ છે. (સિદ્ધ ભગવંતોને હું વાંદુ છું.)

તિત્થાહિવ-વીરથુઇ, નવમે—૯ મા અધિકારમાં તીર્થના અધિપતિ શ્રી વીર પ્રભુની સ્તુતિ.

દસમે ય ઉજ્જયંત થુઇ—૧૦ મા અધિકારમાં ગીરનાર ઉપર બિરાજતા નેમિનાથ પ્રભુની સ્તુતિ.

અટ્ઠાવયાઈ ઇગદિસિ—૧૧ મા અધિકારમાં અષ્ટાપદાદિ ઉપર રહેલા રૂષભાદિક પ્રભુની સ્તુતિ.

સુદિટ્ઠિસુર-સમરણા ચરિમે ॥ ૪૫ ॥—છેલ્લા (૧૨ મા) અધિકારમાં સમ્યગ્ દ્રષ્ટિ દેવને સ્મરણ કરવા.

વિવેચન—આ અગીયારમા અધિકારમાં ઘણા પ્રકારે દેવ વાંદ્યા છે, તેમાંથી કેટલાક જણાવીએ છીએ. (૧.) સંભવાદિ ચાર જિન દક્ષિણ દિશિએ, સુપાર્શ્વાદિક ૮ જિન પશ્ચિમ દિશિએ, ધર્માદિ ૧૦ જિન ઉત્તર દિશિએ તથા રૂષભ અને અજિત એ બે પૂર્વ દિશિએ, એ ૨૪ જિનો ભરતરાજાએ અષ્ટાપદ પર્વત ઉપર ભરાવ્યાં, તેમને વંદના કરૂં છું. (૨) ચારને આઠ ગુણા કરીએ તે વારે ૩૨ થાય અને

દશને બે ગુણા કરીએ તો વીશ થાય. તે બેનો સરવાળો કરીએ ૩૨+૨૦=૫૨ ચૈત્ય નંદીશ્વરે છે તેને વાંદ્યા છે. (૩-૪) ચત્ત-ત્યાગ કર્યા છે. અરિ-શત્રુ જેમણે એવા અટ્ઠદસદોય-અઢાર અને પાછળના બે મેળવીએ તો વીશ થાય. તે સમેતશિખરે સિદ્ધ થયા, તેમને વાંદ્યા. અથવા પાંચ મહાવિદેહમાં વિચરતા ૨૦ તિર્થંકરોને વાંદ્યા. કારણકે ઉત્કૃષ્ટથી એક સમયમાં ૨૦ તિર્થંકરો ઉપજે. (૫) આઠને દશ અઢાર. તેની સાથે વીશનો ચોથો ભાગ પાંચ થાય તે મેળવીએ તે વારે તેવીશ થયા. તે શ્રી નેમીશ્વર વિના ૨૩ જિન શ્રી શત્રુંજયે સમવસર્યા, તેમને વાંદ્યા. (૬). આઠને દશ ગુણા કરીએ તો એંસી થાય, તેને બમણા કરતાં એકસો સાએઠ તીર્થંકરો ઉત્કૃષ્ટથી મહાવિદેહમાં વિચરે તેમને વાંદ્યા. (૭) ચત્તારિ=૪ અને અટ્ઠદસ=૧૮ એટલે ૧૮ ને ચારે ગુણતાં ૭૨ તિર્થંકરો ભરતાદિ ક્ષેત્રની ત્રણ કાલની ચોવીશીના થાય તેમને વાંદ્યા. (૮). ચારમાં આઠ મેળવીએ તો બાર. તેને દશ ગુણા કરીએ તો ૧૨૦ તેને બમણા કરતાં ૨૪૦ તિર્થંકરો ભરતાદિક દશ ક્ષેત્રની દશ ચોવીશીના થાય તેમને વાંદ્યા. (૯). ચત્તારિ=૪. આઠને આઠ ગુણા કરતાં ૬૪ થાય તથા દશને દશ ગુણા કરતાં ૧૦૦ થાય, તેની સાથે પાછળના બે મેળવતાં ઉત્કૃષ્ટ કાલે ૪+૬૪+૧૦૦+૨=૧૭૦ વિચરતા જિનોને વાંદ્યા. (૧૦). ચત્તારિ=૪ સ્થાનક (અનુત્તર-ગ્રૈવેયક-વિમાનવાસી અને જ્યોતિષી) ના ચૈત્યો ઉર્ધ્વલોકમાં છે. ૧૦ ભવનપતિઓના ચૈત્યો અધોલોકમાં છે. તથા ૮ વ્યંતર નિકાયના ચૈત્યોની શાશ્વતી પ્રતિમાઓ અને તિર્છા લોકમાં શાશ્વતી અને અશાશ્વતી એમ ત્રણે લોકની પ્રતિમાને વાંદ્યા.

નવ અહિગારા-નવ અધિકાર.
ઈહ-એ ૧૨ અધિકારમાં.
લલિઅ વિત્થરા-લલિત વિસ્તરા.
વિત્તિઆઈ-ટીકા આદિના.
અણુસારા-અનુસારે.
તિન્નિ-ત્રણ.
સુય-શ્રુતની.
પરંપરયા પરંપરાથી.
બીઓ-બીજો.
દસમો-દશમો.
ઇગારસમો-અગીઆરમો.

આવસ્સય-આવશ્યકની.
ચુણ્ણીએ-ચૂર્ણિને વિષે.
જં-જે માટે.
ભણિઅં-કહ્યું છે.
સેસયા-બાકીના.
જહિચ્છાએ-ઇચ્છા પ્રમાણે.
તેણં-તે કારણથી.
ઉજ્જિંતાઈ-ઉજ્જિંત વિગેરે.
વિ-પણ.
અહિગારા-અધિકારો.
સુયમયા-શ્રુતમય.
ચેવ-નિશ્ચે. ૪.
બીઓ-બીજો.
સુયત્થયાઈ-પુક્ખરવરની આદિમાં.
અત્થઓ-અર્થથી.
વન્નિઓ-વર્ણવ્યો છે.
તહિં ચેવ-ત્યાં નિશ્ચે.
સક્કત્થયંતે-શક્રસ્તવના અંતે.
પઢિઓ-કહ્યો છે.
દવ્વારિહ-દ્રવ્ય અરિહંત (વાંદવા)નો.
અવસરિ-અવસર હોવાથી.
પયડત્થો-પ્રગટ અર્થ.

## ચૈત્યવંદન ભાષ્યની પહેલી ગાથામાં કહેલા ગ્રંથો (પંચાંગી)ની સાક્ષીઓ.

નવ અહિગારા ઇહ લલિઅ,-વિત્થરા-વિત્તિમાઇ અણુસારા—એ (૧૨ અધિકાર)માં ૯ અધિકાર (૧-૩-૪-૫-૬-૭-૮-૯ ને ૧૨મો) લલિતવિસ્તરા ભાષ્યની ટીકા આદિકને અનુસારે છે.

તિન્નિ સુય-પરંપરયા—૩ અધિકાર શ્રુતની પરંપરાથી (ગીતાર્થ ગુરૂના સંપ્રદાયથી) છે. (ક્યા ?)

બીઓ દસમો ઇગારસમો ॥૪૬॥—૨જો, ૧૦મો ને ૧૧મો.

આવસ્સય-ચુણ્ણીએ—આવશ્યક ચૂર્ણિમાં.

જં ભણિયં સેસયા જહિચ્છાએ—જે માટે કહ્યું છે કે બાકીના અધિકારો ઇચ્છા પ્રમાણે જાણવા.

તેણં ઉજ્જિંતાઇ વિ, અહિગારા સુયમયા ચેવ ॥૪૭॥—તે (કારણ)થી ઉજ્જિંત વિગેરે અધિકારો પણ શ્રુતમય (સિદ્ધાંતરૂપ) જ જાણવા.

બીઓ સુયત્થયાઈ, અત્થઓ વન્નિઓ તહિં ચેવ—બીજો અધિકાર (જે અઈઆ૦) પુક્ખરવરની આદિમાં અર્થથી ત્યાંજ (આવશ્યક ચૂર્ણિમાં) વર્ણવેલો છે.

સક્કત્થયંતે પઢિઓ—(તોપણ પૂર્વાચાર્યોએ) નમુત્થુણંના અંતે કહ્યો.

દવ્વારિહ-વસરિ પયડત્થો ॥૪૮॥—(ભાવ અરિહંત વાંદ્યા પછી) દ્રવ્ય અરિહંત (વાંદવા) નો અવસર હોવાથી તેનો અર્થ પ્રગટ છે.

| | | |
|---|---|---|
| અસઢાઇ-પંડિતોની. | મજ્ઝત્થા-મધ્યસ્થોની. | વયણઓ-વચનથી. |
| અણવજ્જં-પાપ રહિત. | આયરણા-આચરણા. | સુ બહુ-અત્યંત. બહુમાન પૂર્વક. |
| ગીઅત્થ-ગીતાર્થે. | વિહુ-પણ નિશ્ચે. પ્રભુની. | મન્નન્તિ-માને છે. |
| અવારયંતિ-નહિ વારેલા એવી. | આણુત્તિ-આજ્ઞા છે એ પ્રમાણે. | |

કોની આચરણા પ્રમાણરૂપ કરવી.

અસઢાઇન્નણવજ્જં,—પંડિતો (સરળ પુરૂષો)ની જે આચરણા પાપ રહિત હોય.

ગીઅત્થ-અવારઅંતિ મજ્ઝત્થા—ભવ ભીરૂ ગીતાર્થ (સૂત્ર અર્થના જાણ) પુરૂષોએ નહિ વારેલી અને મધ્યસ્થ (રાગ-દ્વેષ રહિત) પુરૂષોએ આચરેલી એવી.

આયારણા વિહુ આણુત્તિ-આચરણા પણ તીર્થંકર પ્રભુની આજ્ઞા જ છે.

વયણઓ સુબહુ મન્નંતિ ॥ ૪૯ ॥—એ પ્રમાણે વચનથી લોકો અત્યંત બહુમાન પૂર્વક માને છે.

| | | |
|---|---|---|
| ચઉ-ચાર. | ઇહ-અહીં. જિનશાસનમાં. | જિણા-જિન. |
| વંદિણિજ્જ-વાંદવા યોગ્ય. | સુરાઇ-સમ્યગ્દષ્ટિ દેવાદિ. | નામ નામ જિન. |
| જિણ-જિન. | સરણિજ્જા-સ્મરણ કરવા યોગ્ય. | ઠવણ-સ્થાપના જિન. |
| મુણિ-મુનિ. | ચઉહ-ચાર પ્રકારના. | દવ્વ-દ્રવ્ય જિન. |
| સુય-શ્રુત. સિદ્ધાન્ત. | | ભાવ જિણ-ભાવ જિનના. |
| સિદ્ધા-સિદ્ધ ભગવાન. | | ભેઅેણં-ભેદે કરીને. |

**૧૩ મું. ૪ વંદન કરવા યોગ્ય. ૧૪ મું સ્મરણ કરવા યોગ્ય. અને ૧૫ મું ૪ પ્રકારના જિનનું દ્વાર.**

ચઉ વંદણિજ્જ જિણ મુણિ, સુય સિદ્ધા—૪ વાંદવા યોગ્ય છે. ૧. જિન (અરિહંત), ૨. મુનિ, ૩. શ્રુત (સિદ્ધાંત) અને ૪. સિદ્ધ ભગવાન.

ઈહ સુરાઈ સરણિજ્જા—અહીં (જિન શાસનમાં) સમકિત દ્રષ્ટિ દેવ (દેવી) વિગેરે સ્મરણ કરવા યોગ્ય છે.

ચઉહ જિણા નામ ઠવણ, દવ્વ ભાવ જિણ-ભેએણં ॥ ૫૦ ॥—૧. નામ જિન, ૨. સ્થાપના જિન, ૩ દ્રવ્ય જિન, અને ભાવ જિનના ભેદે કરીને ૪ પ્રકારે જિન છે.

| | | |
|---|---|---|
| નામ જિણા-નામ જિન. | પુણ-વળી. | જિણ જીવા-જિનના જીવ. |
| જિણ નામા-જિનેશ્વરોનાં નામ. | જિણિંદ જિનેશ્વરોની. | ભાવ જિણા-ભાવ જિન. |
| ઠવણ જિણા-સ્થાપના જિન. | પડિમાઓ-પ્રતિમા અથવા પગલાં. | સમવસરણત્થા-સમવસરણમાં બેઠેલા. |
| | દવ્વ જિણા-દ્રવ્ય જિન. | |

નામ જિણા જિણ નામા—જિનેશ્વરોનાં નામ (રૂષભાદિક) તે નામ જિન.

ઠવણ જિણા પુણ જિણિંદ પડિમાઓ—જિનેશ્વરોની (શાશ્વતી; અશાશ્વતી) પ્રતિમા કે પગલાં તે વળી સ્થાપના જિન.

દવ્વજિણા જિણજીવા—થઈ ગયા, થશે અને કેવળજ્ઞાન નહિ પામેલા (અતીત, અનાગત ને છદ્મસ્થ અવસ્થાવાળા વર્તમાન) જિનોના જીવ તે દ્રવ્ય જિન.

ભાવજિણા સમવસરણત્થા ॥ ૫૧ ॥—સમવસરણમાં વિરાજમાન (કેવળજ્ઞાન પામેલા) તીર્થંકર તે ભાવજિન.

| | | |
|---|---|---|
| અહિગય જિણ-અમુક જિનની. | સવ્વાણ-સર્વ જિનોની. | ઉવઓગત્થં-ઉપયોગ માટે. |
| પઢમ થુઈ-પ્રથમ સ્તુતિ. | તઈઅ-ત્રીજી. | ચઉત્થ થુઈ-ચોથી સ્તુતિ. |
| બીયા-બીજી. | નાણસ્સ-જ્ઞાનની. | |
| | વેયાવચ્ચગરાણં-સેવા કરનારનો. | |

## ૪ સ્તુતિઓનું ૧૬ મું દ્વાર.

અહિગય-જિણ-પઢમથુઈ—અમુક (૧ અથવા ૫) જિનની ૧ લી સ્તુતિ છે.

બીયા સવ્વાણ તઇઅ નાણસ્સ—બીજી સ્તુતિ સર્વ જિનોની, ૩જી સ્તુતિ જ્ઞાનની છે.

વેયાવચ્ચગરાણં, ઉવઓગત્થં ચઉત્થ થુઈ ॥ ૫૨ ॥—વળી સંઘની સેવા કરનાર (સમ્યક્તિ દ્રષ્ટિ દેવ-દેવી)નો ઉપયોગ જાગૃત કરવાને માટે ૪થી સ્તુતિ છે.

| | | |
|---|---|---|
| પાવખવણત્થ-પાપ ખપાવવા માટે. | છ નિમિત્તા—છ નિમિત્તો. | સરણત્થં—સંભાળવાને અર્થે. |
| ઇરિયાઈ—ઇરિયાવહિ | પવયણ—શાસનના. | ઉસ્સગ્ગો—કાઉસ્સગ્ગ. |
| વંદણ વત્તિઆઈ—વંદણવત્તિઆદિ. | સુર—(અધિષ્ઠાયક) દેવને. | ઇઅ—એ પ્રમાણે. |
| | | નિમિત્તટ્ઠ—આઠ નિમિત્ત. |

## દેવ વાંદવાના ૮ નિમિત્તનું ૧૭મું દ્વાર.

પાવખવણત્થ ઇરિઆઈ—પાપ ખપાવવાને માટે ઇરિયાવહિ કરવી એ ૧લું નિમિત્ત.

વંદણવત્તિઆઇ છ નિમિત્તા—વંદણુ વત્તિઆએ વિગેરે ૭ નિમિત્ત.

પવયણ-સુર-સરણત્થં, ઉસ્સગ્ગો—શાસનના અધિષ્ઠાયક) દેવને સંભાળવાને અર્થે કાઉસ્સગ્ગ કરવો.

ઇઅ નિમિત્તટ્ઠ ॥ ૫૩ ॥—એ પ્રમાણે ૮ નિમિત્ત છે.

વિવેચન—૧. ગમનાગમનથી થયેલ પાપ ખપાવવાને માટે ઈરિયાવહિ કરવા નિમિત્તે, ૨. પ્રભુને વાંદવા નિમિત્તે ૩. ચંદનાદિકથી પૂજવા નિમિત્તે ૪. પ્રભુનો આભરણાદિકથી સત્કાર કરવા નિમિત્તે, ૫. પ્રભુના સ્તવનાદિ ગુણુ નિમિત્તે ૬. સમ્યક્ત્વના લાભ નિમિત્તે. ૭. જન્મમરણાદિ ઉપસર્ગ ટાળવા (મોક્ષ પામવા) નિમિત્તે. ૮. શાસન (સિદ્ધાન્ત)ના અધિષ્ઠાયક દેવને સ્મરણ કરવા. આ આઠ નિમિત્તે (કાર્યે) કાઉસ્સગ્ગ કરવો.

| | | |
|---|---|---|
| ચઉ-ચાર. | સદ્ધાઇઆ-શ્રદ્ધાદિક. | તિન્નિ-ત્રણ. |
| તસ્સ-તેની. | પણ હેઉ-પાંચ હેતુ. | ઇઅ-એ પ્રમાણે. |
| ઉત્તરી કરણ-વિશેષ શુદ્ધિ. | વેયાવચ્ચગરત્તાઈ-વેયાવચ્ચગરાણં આદિ. | હેઉ-હેતુ. |
| પમુહ-વિગેરે. | | બારસગં-બાર. |

દેવ વાંદવાના ૧૨ હેતુનું ૧૮ મું દ્વાર.

ચઉ તસ્સ ઉત્તરીકરણ, પમુહ—તસ્સ ઉત્તરી૦ વિગેરે ૪ હેતુ છે.
સદ્ધાઇઆ ય પણ હેઉ—સદ્ધાએ વિગેરે ૫ હેતુ છે.
વેયાવચ્ચગરત્તાઈ, તિન્નિ—વેયાવચ્ચગરાણં વિગેરે ૩ હેતુ છે.
ઇઅ હેઉ બારસગં ॥ ૫૪ ॥—એ પ્રમાણે કાઉસ્સગ્ગના ૧૨ હેતુ છે.

વિવેચન—૧. તે પાપને શુદ્ધ કરવાને. ૨. આલોયણનું તપ કરવા વડે. ૩. આત્માને રાગદ્વેષના ટાળવારૂપ વિશુદ્ધિ કરવા વડે. ૪. માયાશલ્ય નિયાણશલ્ય અને મિથ્યાત્વ શલ્ય એ ૩ શલ્ય રહિત કરવા રૂપ હેતુ વડે, ગમનાગમનથી લાગેલ પાપ ખપે. ૫. શ્રદ્ધા. ૬. નિર્મળ બુદ્ધિ. ૭. ધીરજ. ૮. ચિત્તની સ્થિરતા. ૯. તેમાં એકાગ્રપણું. આ પાંચ હેતુ (કારણો)થી પ્રભુને વાંદવા આદિ ૭ લાભ કાઉસ્સગ્ગમાં પામે. ૧૦. વેયાવચ્ચ કરે. ૧૧. શાંતિ કરે. અને ૧૨. સમ્યગ્દૃષ્ટિ જીવોને સમાધિ કરે એ ૩ હેતુ (કારણો) થી સમ્યગ્દૃષ્ટિ દેવતે સંભારવા. જો કારણ હોય તો ૫૩ મી ગાથામાં કહેલાં કાર્યો થાય.

| | | |
|---|---|---|
| અન્નત્થયાઈ-અન્નત્થાદિ. | કહેવાતા.) | પંચેંદ્રિય છેદન. |
| બારસ-બાર. | આઇઆ-વિગેરે. | બોહીખોભાઇ-સમકિતનો નાશ આદિ. |
| આગારા-આગાર. | ચઉરો-ચાર. | ડક્કો-સર્પ વિગેરેનો ડંખ, દંશ. |
| એવં-એ (આગળ | અગણી-અગ્નિ. | |
| | પણિંદિ છિંદણ- | |

કાઉસ્સગ્ગના ૧૬ આગારનું ૧૯ મું દ્વાર.

અન્નત્થયાઈ બારસ, આગારા—અન્નત્થ ઉસસીએણં આદિ ૧૨ આગાર છે.

એવમાઈયા ચઉરો—એ વિગેરે (આગળ કહેવાતા) ચાર આગાર છે.

અગણી પણિંદિ છિંદણ—૧ અગ્નિ. ૨. પંચેંદ્રિયનું છેદન.

બોહી ખોભાઇ ડક્કો ય ॥ ૫૫ ॥—૩. સમકિતનો નાશાદિ અને
૪. સર્પદંશ.

વિવેચન—આગાર=કાઉસ્સગ્ગ વગેરેમાં રખાતી છૂટ. ૧. ઉંચો શ્વાસ લેવાથી. ૨. નીચો શ્વાસ મૂકવાથી. ૩. ખાંસી કે ઉધરસ આવવાથી. ૪. છીંક આવવાથી ૫. બગાસું આવવાથી. ૬. ઓડકાર આવવાથી. ૭. પૂંઠેથી વા સરવાથી. ૮. ભમરી (ચક્કર) આવવાથી. ૯. પિત્તના ઉછાળા (વમન કે ઉલટી)થી. ૧૦. સૂક્ષ્મ અંગ હાલવાથી. ૧૧. સૂક્ષ્મ થુંક કે બળફો આવવાથી. ૧૨. સૂક્ષ્મ દ્રષ્ટિ હાલવાથી કાઉસ્સગ્ગ ન ભાગે. ૧૩. અગ્નિનો ઉપદ્રવ થયે કે દીવા પ્રમુખનો પ્રકાશ થયે ત્યાંથી પૂંજતો અલગો (દૂર) રહે. ૧૪. મૂષકાદિ (ઉંદરાદિ) જીવનું છેદન થયું હોય તો અન્યત્ર કાઉસ્સગ્ગ કરે. ૧૫. રાજા અથવા ચોરાદિકના પરાભવથી ધર્મની હાનિ થતી હોય અને ૧૬. સર્પાદિ ઝેરી જીવો ડંખ દેવાને આવતા હોય તો તેમના ભયે કરી અન્ય સ્થળે કાઉસ્સગ્ગ કરે તો કાઉસ્સગ્ગનો ભંગ ન થાય.

| | | |
|---|---|---|
| ઘોડગ-ઘોટક, ઘોડા. | નિઅલ-નિગડ. બેડી. | થણ-સ્તન. |
| લય-લતા, વેલડી. | સબરિ-શબરી. ભીલડી. | સંજઈ-સંયતિ.સાધ્વી. |
| ખંભાઈ-સ્તંભાદિ. ભીંત. | ખલિણ-ચોકડું. | ભમુહંગુલિ-આંગળીઓથી ગણવું. |
| માલ-માલ. | વહૂ-વધૂ. વહુ. | વાયસ-વાયસ. કાગડો. |
| ઉદ્ધી-ગાડાની ધુંસરી. | લંબુત્તર-લંબુત્તર. ચોળપટ્ટો. | કવિટ્ઠો-કપિત્થ. કોઠ. |

કાઉસ્સગ્ગના ૧૯ દોષોનું ૨૦ મું દ્વાર.

ઘોડગ લય ખંભાઈ—૧. ઘોટક દોષ (ઘોડાની જેમ એક પગ ઉંચો રાખે.) ૨. લતા (વેલડીની જેમ શરીર ધૂણાવે.) ૩. સ્તંભાદિ (થાંભલા અથવા ભીંતને ટેકો દે.)

માલુદ્ધી નિઅલ સબરિ ખલિણ વહૂ—૪. માલ (માળે માથું અડાડે.) ૫. ઉદ્ધી (ગાડાની ધુંસરીની જેમ બે પગ ભેગા કરીને કાઉસ્સગ્ગ કરે. ૬. નિગડ (બેડીમાં પડેલાની જેમ બંને પગ છૂટા રાખે.) ૭. સબરી (નાગી ભીલડીની જેમ ગુહ્ય સ્થાને હાથ રાખે.) ૮. ખલિણ (ઘોડાના ચોકડાની જેમ અવળું રજોહરણ રાખે) ૯. વધૂ (નવી પરણેલી વહુની જેમ નીચું માથું રાખે.)

લંબુત્તર થણ સંજઈ—૧૦. લંબુત્તર (નાભિથી ચાર આંગળ નીચો અને ઢીંચણથી ચાર આંગળ ઉંચો રહે તેવા ચોળપટ્ટાને બદલે અધિક પ્રમાણવાળો રાખે તે.) ૧૧. સ્તન (ડાંસાદિકના ભયથી, અજ્ઞાનથી કે લજ્જાથી સ્ત્રીની જેમ હૈયું ઢાંકે) ૧૨. સંયતિ (શીતાદિકના ભયથી સાધ્વીની જેમ ખભા ઢાંકે.)

ભમુહંગુલિ વાયસ કવિટ્ઠો ॥ ૫૬ ॥—૧૩. ભમુહંગુલિ (આંગળીઓના વેઢા ગણીને કાઉસ્સગ્ગ કરવો.) ૧૪. વાયસ (કાગડાની જેમ ડોળા ફેરવે.) ૧૫. કપિત્થ (કોઠની જેમ વસ્ત્ર મેલાં થવાના ભયથી સંકોચીને કાઉસ્સગ્ગ કરે.)

| | | |
|---|---|---|
| સિરકંપ–શિર કંપ. | ચઈજ્જ–તજવા. | ન દોસ–દોષ ન હોય. |
| મૂઅ–મૂક. | દોસ–દોષ. | સમણીણ–સાધ્વીઓને. |
| વારુણિ–વારુણી. મદિરા. | ઉસ્સગ્ગે–કાઉસ્સગ્ગમાં. | |
| | લંબુત્તર–લંબુત્તર. | સવહૂ–વધૂ સહિત. |
| પેહત્તિ–પેક્ષ્ય. એ પ્રમાણે. | થણ–સ્તન. | સડ્ઢીણં–શ્રાવિકાઓને. |
| | સંજઈ–સંયતિ. | |

સિરકંપ મૂઅ વારુણિ—૧૬. શિરકંપ (મસ્તક ધૂણાવે.) ૧૭. મૂક (મુંગાની પેઠે હૂ હૂ કરે.) ૧૮. વારુણી (મદિરા પીધેલાની જેમ બડબડાટ કરે.)

પેહત્તિ ચઈજ્જ દોસ ઉસ્સગ્ગે—૧૯. પેક્ષ્ય (વાનરની જેમ આમ તેમ જુવે.) એ પ્રમાણે કાઉસ્સગ્ગમાં ૧૯ દોષો (સાધુ અને શ્રાવકે તજવા.)

સંભુત્તર થેણ સંજઈ, ન દોસ સમણીણ સવહુ સંઢીણં ાાપબા—
લંબુત્તર સ્તન અને સંયતિ એ ત્રણ દોષો સાધ્વીને ન હોય અને વધૂસહિત ચાર દોષો શ્રાવિકાને ન હોય. (સાધ્વીને ૧૬ દોષ લાગે અને શ્રાવિકાને ૧૫ દોષ લાગે. સાધ્વીએ પ્રતિક્રમણ ક્રિયા ઉઘાડે મસ્તકે કરવી.)

| | | |
|---|---|---|
| ઈરિ–ઈરિયાવહિઆના. | અટ્ઠ–આઠ. | મહત્થ જુત્તં–મોટા અર્થ વડે યુક્ત. |
| ઉસ્સગ્ગ–કાઉસ્સગ્ગનું. | સેસેસુ–બાકીનાનેવિષે. | હવઈ–હોય. |
| પમાણં–પ્રમાણ. | ગંભીર–ગંભીર. | થુત્તં–સ્તવન. |
| પણવીસ–પચીશ. | મહુર સદ્દં–મધુર શબ્દ વાળું. | |
| ઉસ્સાસ–શ્વાસોશ્વાસ. | | |

૨૧ મું કાઉસ્સગ્ગનું પ્રમાણ અને ૨૨ મું સ્તવન દ્વાર.

ઈરિ ઉસ્સગ્ગ પમાણં—ઈરિયાવહિઆના કાઉસ્સગ્ગનું પ્રમાણ.

પણવીસુસ્સાસ અટ્ઠ સેસેસુ—પચ્ચીશ શ્વાસોશ્વાસ અને બાકીના (નવકાર)ને વિષે આઠ શ્વાસોશ્વાસ (નાડીના ધબકારા.)

ગંભીર મહુર સદ્દં, મહત્થ જુત્તં હવઈ થુત્તં ॥ ૫૮ ॥—ગંભીર અને મધુર શબ્દવાળું તથા મોટા અર્થ વડે યુક્ત સ્તવન હોય.

| | | |
|---|---|---|
| પડિક્કમણે–પ્રતિક્રમણમાં. | પડિક્કમણ–પ્રતિક્રમણમાં. | ઈઅ–એ પ્રમાણે. |
| ચેઈય–દેરાસરમાં. | સુઅણ–સૂતા પહેલાં. | જઈણો–યતિને. |
| જિમણ–જમ્યા પહેલાં. | પડિબોહે–જાગ્યા પછી. | સત્ત ઉ વેલા–સાત વખત વળી. |
| ચરિમ–જમ્યા પછી. | ચિઈવંદણ–ચૈત્યવંદન. | અહોરત્તે–રાત્રિ દીવસમાં. |

અહોરાત્રિમાં સાત વખત ચૈત્યવંદન કરવાનું ૨૩ મું દ્વાર.

પડિક્કમણે ચેઈઅ જિમણ—૧. સવારના પ્રતિક્રમણમાં (વિશાલ લોચન૦) ૨. દહેરાસરમાં. ૩. જમ્યા પહેલાં.

ચરિમ પડિક્કમણ સુઅણ પડિબોહે—૪. જમ્યા પછી (ઈરિયાવહિથી જય વીયરાય સુધી) ૫. પ્રતિક્રમણમાં, (નમોત્થુ૦) ૬. સૂતા પહેલાં (ચઉક્કસાય) ૭. જાગ્યા પછી (જગચિંતામણિ.)

ચિઇવંદણ ઇઅ જઇણો, સત્ત ઉ વેલા અહોરત્તે ॥ ૫૯ ॥—
એ પ્રમાણે યતિને રાત્રિદીવસમાં સાત વખત વળી ચૈત્યવંદન કરવું.

| | | |
|---|---|---|
| પડિક્કમઓ—પ્રતિક્રમણ કરતા. | સગ વેલા—સાત વખત. | તિ સંઝાસુ—ત્રણ સંધ્યાને વિષે. |
| ગિહિણોવિ—ગૃહસ્થને પણ. | પંચ વેલ—પાંચ વખત. | હોઇ—થાય છે. |
| હુ—નિશ્ચે. | ઇઅરસ્સ—ઈતરને. | તિવેલા—ત્રણ વખત. |
| | પૂઆસુ—ત્રણ પૂજા વડે. | જહન્નેણં—જઘન્યથી. |

ઉત્કૃષ્ટ મધ્યમ અને જઘન્ય શ્રાવકને ચૈત્યવંદન.

પડિક્કમઓ ગિહિણોવિ હુ, સગવેલા પંચવેલ ઇઅરસ્સ—
(બે વખત) પ્રતિક્રમણ કરતા ગૃહસ્થને પણ નિશ્ચે સાત વખત ચૈત્યવંદન થાય છે અને એક વખત પ્રતિક્રમણ કરતા ગૃહસ્થને પાંચ વખત થાય છે.

પૂઆસુ તિ સંઝાસુ અ, હોઇ તિવેલા જહન્નેણં ॥ ૬૦ ॥—
ત્રણ સંધ્યાને વિષે (સવારમાં વાસક્ષેપ, બપોરે અંગપૂજા અને સાંજે ધૂપ એમ) ત્રણ પૂજા વડે જઘન્યથી ત્રણ વખત ચૈત્યવંદન થાય છે.

| | | |
|---|---|---|
| તંબોલ—તંબોલ. | મેહુન્ન—મૈથુન. | જુઅં—જુગટું. |
| પાણ—પાણી. | સુઅણ—સુવું. શયન. | વજ્જે—વર્જવા. |
| ભોયણ—ભોજન. | નિટ્ઠવણં—થુંકવું. | જિણનાહ—જિનેશ્વરના. |
| ઉવાણહ—ઉપાનહ. પગરખાં. | મુત્ત—મૂત્ર. | જગઇએ—કોટને વિષે. |
| | ઉચ્ચારં—વડી નીતિ. | |

દેરાસરની ૧૦ મોટી આશાતનાનું ૨૪મું દ્વાર.

તંબોલ પાણ ભોયણ—૧. તંબોલ (પાન સોપારી.) ૨. પાણી. ૩ ભોજન.

વાણહ મેહુન્ન સુઅણ નિટ્ઠવણં—૪. પગરખાં. ૫. મૈથુન. ૬. શયન. ૭. થુંકવું.

સુત્તુચ્ચારં જુઅં—૮. મૂત્ર. ૯. વડી નીતિ.(ઝાડો) અને ૧૦. જુગટું. વજ્જે જિણનાહુ જગઇએ ॥ ૬૧ ॥—જિનેશ્વરના દેરાસરના કોટને વિષે વર્જવાં.

## શ્રી જિન મંદિરમાં ત્યાગ કરવા યોગ્ય ૮૪ આશાતનંઓ.

વિવેચન—આશાતના=( આય+શાતના ) જ્ઞાન દર્શન અને ચારિત્રના લાભનો નાશ જેનાથી થાય તે. ૧. પાન સોપારી ખાવી. ૨. પાણી પીવું. ૩. ભોજન કરવું. ૪. પગરખાં પહેરી અંદર જવું. ૫. મૈથુન સેવવું. ૬. પથારી કરી સુવું. ૭. થુંકવું તથા ગળફો નાંખવો. ૮. પેસાબ કરવો. ૯ ઝાડે જવું. ૧૦ જુગટું રમવું. ૧૧ અનેક પ્રકારની ક્રીડા કરવી (ખણવું વિગેરે) ૧૨ કોલાહલ કરવો. ૧૩ ધનુર્વેદાદિ કળાનો અભ્યાસ કરવો. ૧૪ કોગળા કરવા. ૧૫ ગાળ દેવી. ૧૬. શરીર ધોવું. ૧૭ વાળ ઉતારવા. ૧૮ લોહી નાખવું. ૧૯ મીઠાઇ વિગેરે નાંખવી. ૨૦ ચામડી ઉતારવી. ૨૧ પિત્ત કાઢવું. ૨૨ ઉલટી કરવી. ૨૩ દાંત કાઢીને નાખવો. ૨૪ વિસામો લેવો. ૨૫ ગાય ભેંસ બાંધવી. ૨૬ દાંતનો મેલ નાંખવો. ૨૭ આંખનો મેલ નાંખવો. ૨૮ નખનો મેલ નાંખવો. ૨૯ ગાલનો મેલ નાંખવો. ૩૦ નાકનો મેલ નાંખવો. ૩૧ માથાનો મેલ નાંખવો. ૩૨ કાનનો મેલ નાખવો. ૩૩ ચામડીનો મેલ નાંખવો. ૩૪ મંત્રાદિ પ્રયોગ કરવો. ૩૫ વિવાહ માટે એકઠા થવું. ૩૬ કાગળ લખવા. ૩૭ થાપણ મૂકવી. ૩૮ ભાગ પાડવા. ૩૯ પગ ઉપર પગ ચઢાવી બેસવું. ૪૦ છાણાં થાપવાં. ૪૧ કપડાં સુકવવાં. ૪૨ ધાન્ય સુકવવું. ૪૩ પાપડ સુકવવાં. ૪૪ વડીયો કરવી. ૪૫ સંતાઇ જવું. ૪૬ રોવું. ૪૭ વિકથા કરવી. ૪૮ શસ્ત્રાશસ્ત્ર ઘડવાં. ૪૯ તિર્યંચ રાખવાં. ૫૦ તાપણી કરવી. ૫૧ રસોઇ કરવી. ૫૨ સોનાદિકની પરીક્ષા કરવી. ૫૩ નિસીહિ ન કહેવી. ૫૪ છત્ર ધારણ કરવું. ૫૫ શસ્ત્ર રાખવાં. ૫૬ ચામર વીંઝાવવાં. ૫૭ મન એકાગ્ર ન કરવું. ૫૮ મર્દન કરવું. ૫૯ સચિત્તનો ત્યાગ ન કરવો. ૬૦ અચિત્ત ( વસ્ત્રાભરણ ) નો ત્યાગ કરવો. ૬૧ બાલકો રમાડવા. ૬૨ એક સાડી ઉત્તરાસંગ ન કરવું. ૬૩ મુગટ

રાખવો. ૬૪ તોરા રાખવા. ૬૫ પાઘડીનો અવિવેક કરવો. ૬૬ હોડ કરવી. ૬૭ ગેડી દડે રમવું ૬૮ જુહાર કરવા. ૬૯ ભાંડ ચેષ્ટા કરવી. ૭૦ તિરસ્કાર કરવો. ૭૧ લાંઘવા બેસવું. ૭૨ સંગ્રામ કરવો. ૭૩ કેશનો વિસ્તાર કરવો. ૭૪ પગ બાંધી બેસવું. ૭૫ ચાખડીઓ પહેરવી. ૭૬ પગ લાંબા કરવા. ૭૭ પીપુડી વગાડવી. ૭૮ કાદવ નાખવો. ૭૯ અંગની ધુળ ઉડાડવી. ૮૦ ગુહ્ય ભાગ પ્રગટ કરવો ૮૧ વેપાર કરવો. ૮૨ વૈદું કરવું. ૮૩ ન્હાવું ૮૪ નખ ઉતારવા.

| | | |
|---|---|---|
| ઇરિ–ઇરિયાવહિ. | લોગ–લોગસ્સ. | વેઆ. વેયાવચ્ચગરાણં. |
| નમુકાર–ચૈત્યવંદન. | સવ્વ–સવ્વલોએ. | થુઈ–સ્તુતિ. |
| નમુત્થુણ–નમુત્થુણં. | થુઈ–સ્તુતિ. | નમુત્થુ–નમુત્થુણં. |
| અરિહંત–અરિહંત ચેઇઆણં. | પુક્ખ–પુક્ખરવર. | જાવંતિ–જાવંતિ. |
| | થુઈ–સ્તુતિ. | થય–સ્તવન. |
| થુઈ–સ્તુતિ | સિદ્ધા–સિદ્ધાણં. | જયવી–જય વીયરાય. |

### મધ્યમ ચૈત્ય વંદન.

ઇરિ નમુકાર નમુત્થુણ—ઇરિયાવહિ૦ (ખમાસમણથી લોગસ્સ સુધી) ચૈત્યવંદન, નમુત્થુણં૦

અરિહંત થુઇ લોગ સવ્વ થુઈ પુક્ખ—અરિહંત ચેઇઆણં૦ પહેલી સ્તુતિ૦ લોગસ્સ૦ સવ્વલોએ૦ બીજી સ્તુતિ૦ પુક્ખરવર૦

થુઇ સિદ્ધા વેઆ થુઈ—ત્રીજી સ્તુતિ૦ સિદ્ધાણં૦ વેયાવચ્ચગરાણં૦ ચોથી સ્તુતિ૦

નમુત્થું જાવંતિ થય જયવી ॥ ૬૨ ॥—નમુત્થુણં૦ જાવંતિ૦ (જાવંત૦ નમો૦) સ્તવન૦ અને જય વીયરાય૦

| | | |
|---|---|---|
| સવ્વોવાહિ–સર્વ ઉપાધિથી. | સયા–હમેશાં. | પરમપયં–પરમ પદ. મોક્ષને. |
| | દેવે–જિનેશ્વરોને. | |
| વિસુદ્ધં–વિશુદ્ધ રીતે. | દેવિંદ–દેવના ઇંદ્રોના. દેવેંદ્રસૂરિ. | પાવઇ–પામે. |
| એવં–એ પ્રમાણે. | | |
| જો–જે. | વિંદ–સમૂહ વડે. | લહું–શીઘ્ર, ઝટ. |
| વંદએ–વાંદે. | મહિઅં–પૂજાયેલ. | સો–તે. |

## દેવવંદનનું ફલ.

સવ્વોવાહિ વિસુદ્ધં—સર્વ ઉપાધિ (ધર્મ ચિંતા) થી વિશુદ્ધ રીતે
એવં જો .વંદએ સયા દેવે—એવી રીતે જે મનુષ્ય હંમેશાં જિનેશ્વરો (દેવાધિદેવો) ને વાંદે.
દેવિંદ વિંદ મહિઅં, પરમપયં પાવઈલહુ સો ॥ ૬૩ ॥—તે માણસ દેવેંદ્રોના સમૂહ (દેવેંદ્રસૂરિ) વડે પૂજાયેલ મોક્ષને ઝટ પામે.

વિવેચન—કોઈ જીવ ભાષ્યમાં કહેલ વિધિ જાણતો ન હોય, તોપણ આ આઠ બોલ જેમાં હોય તેને સર્વોપાધિ વિશુદ્ધ એટલે સર્વ શ્રી જિનધર્મની ચિંતા વડે વિશુદ્ધ ભક્તિવંત કહીએ. ૧ ભક્તિ (બાહ્ય સેવા.) ૨. બહુમાન (હૃદયમાં પ્રેમ.) ૩. વર્ણવાદ (ધર્મના યશનું કહેવું.) ૪. આશાતનાનો ત્યાગ. ૫. ધર્મના અવર્ણવાદ બોલનારનો સંગ વર્જવો. ૬. છતી શક્તિએ વિઘ્નનું ટાળવું. ૭. બીજાને વિધિમાં જોડવો. ૮. અવર્ણવાદ ન સાંભળવા પૂર્વક અવિધિનો નિષેધ કરવો અને વિધિનું સેવન કરવું. સર્વથી મોટા દેવાધિદેવ છે, માટે તેમને વાંદવાને પ્રથમ ચૈત્યવંદન ભાષ્ય કહ્યો. દેવાધિદેવને વાંદવાની વિધિના ફલને કહેનારા ગુરૂ છે માટે બીજો ગુરૂવંદન ભાષ્ય કહ્યો. તેમને (ગુરૂને) ભક્તિ વિનયે કરી વાંદવાથી આગમનાં રહસ્ય જાણીને તેમની પાસે પચ્ચક્ખાણ કરીએ. કારણ કે જ્ઞાનનું ફલ વિરતિ છે માટે છેલ્લો પચ્ચક્ખાણ ભાષ્ય શ્રીદેવેંદ્રસૂરિ મહારાજે કહ્યો. ચિતોડના રાણાએ જેમને નિરંતર આયંબીલ કર્યાથી તપાબિરૂદ આપ્યું, તેથી તેમનો ગચ્છ તપાગચ્છ કહેવાયો. અને દિગંબરની સાથે વાદ કરતાં અજેય થવાથી હીરલા એવા જગચ્ચંદ્રસૂરીશ્વરના શિષ્ય શ્રી દેવેંદ્રસૂરિ મહારાજ શ્રી સુધર્માસ્વામીજીની ૪૫ મી પાટે થયા.

---

## શ્રી ચૈત્યવંદન ભાષ્યના પ્રશ્નો.

૧. નીચેના શબ્દોનું વિવેચન કે અર્થ કહો અને કઈ મુદ્રાએ શું કાર્ય કરવું. પ્રણિધાન પ્રણિપાત નિસીહિ મુદ્રા સંપદા પદ યોગમુદ્રા જિનમુદ્રા મુક્તાશુક્તિ અભિગમ અભ્યુપગમ શ્વાસોશ્વાસ અધિકાર ગીતાર્થ દ્રવ્યજિન ભાવજિન આશાતના લંબુત્તર સંયતિદોષ પદસ્થ નિયસમફલય જઅઈ નિયલ ખલિણ નિટ્ઠઠવણું અહિગય આગાર સુય-પરંપરયા ઉડ્ડી દંડક સિયાલા ખુત્તો. આચરણા.

૨. પાંચ દંડકનાં નામ. તેની છેલ્લી સંપદાનું નામ હોય તો કહી પદ ગણાવો. શક્રસ્તવ ચૈત્યસ્તવ નામસ્તવ શ્રુતસ્તવ સિદ્ધસ્તવનાં કેટલાં અને ક્યાં સુધી પદ–સંપદા–સર્વ અક્ષરો–ગુરૂ અક્ષરો–લઘુ અક્ષરો તથા તેમાં આવતા અધિકારનાં આદિ પદ અને તેમાં વંદના કોને થાય છે અને કેટલામાં થાય છે. તે કહો.

૩. અભ્યુપગમ નિમિત્ત ઇતર હેતુ સંપદા ક્યા સૂત્રોમાં આવે, તેનાં પદ કેટલાં અને તે સંપદા કેટલામી છે.

૪. સાધુ–સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાને કાઉસ્સગ્ગના કેટલા દોષ લાગે અને કયા કયા ન લાગે. તથા લંબુત્તર દોષ શ્રાવકને લાગે કે નહિ તે કહો. શ્રાવકોને અહોરાત્રિમાં કેટલાં અને ક્યારે ચૈત્યવંદન કરવાં.

૫. કોઇક ભાવિક શ્રાવકને ચૈત્યવંદન ભાષ્યમાં જણાવેલ વિધિ પ્રમાણે દેવ પૂજા કરવી હોય તો તેણે ઘેરથી નીકળી સંપૂર્ણ પૂજા કરતાં સુધીમાં શું શું વિધિઓ કરવી તે દરેક અનુક્રમ સહિત તથા ઉપ-કરણોની સમજણ સાથે સંપૂર્ણ વિગત સાથે કહો.

૬. પહેલું ચૈત્યવંદન, બીજું ગુરૂવંદન અને ત્રીજું પચ્ચક્ખાણ. એ પ્રમાણે ભાષ્યોનો ક્રમ શા હેતુથી રાખ્યો છે તે કહો.
ભાષ્ય એટલે શું ? હાલના સમયમાં ત્રણે ભાષ્યોનો અભ્યાસ કરવાની આવશ્યકતા શી છે ? તેના કર્તા કોણ અને તે વિષે જાણતા હોય તે કહો. (કોના શિષ્ય કયા ગચ્છના ક્યારે થયા ).

# શ્રી ગુરૂ વંદન ભાષ્ય સાર્થ.

———×———

| | | |
|---|---|---|
| ગુરૂવંદણ-ગુરૂવંદન. | બારસાવત્ત-દ્વાદશાવર્ત. | પુણ્ણ-પૂર્ણ. |
| અહ-હવે. માંગલિક અર્થમાં. | સિર નમણાઇસુ-મસ્તક નમાવવા આદિ વડે. | ખમાસમણ-ખમાસમણ વડે. |
| તિવિહં-ત્રણ પ્રકારે | પઢમં-પહેલું (ફેટાવંદન) | દુગિ-બે. |
| તં-તે | | બીઅં-બીજું (થોભવંદન.) |
| ફિટ્ટા-ફેટા વંદન. | | |
| છોભ-થોભ વંદન. | | |

## મંગલાચરણ.

ગુરૂવંદણ-મહ તિવિહં—હવે ગુરૂવંદન ત્રણ પ્રકારે છે.

તં ફિટ્ટા છોભ બારસાવત્તં—તે ફેટાવંદન, થોભવંદન અને દ્વાદશાવર્ત વંદન.

સિરનમણાઇસુ પઢમં—મસ્તક નમાવવા આદિ (બે હાથ જોડવા) વડે પહેલું ફેટાવંદન થાય છે.

પુણ્ણ-ખમાસમણ-દુગિ બીઅં ॥૧॥—પૂર્ણ બે ખમાસમણ દેવા વડે બીજું થોભવંદન થાય છે.

| | | |
|---|---|---|
| જહ-જેમ. | નિવેઇઉં-જણાવીને. | ગચ્છઇ-જાય. |
| દૂઓ-દૂત. | પચ્છા-પાછળથી. | એમેવ-એ પ્રમાણે. |
| રાયાણં-રાજાને. | વીસજ્જિઓ વિ-વિસર્જ્યો થકો પણ. | ઇત્થ-અહીંયાં. |
| નમિઉં-નમીને. | વંદિઅ-વાંદીને. | દુગં-બે (વંદના.) |
| કજ્જં-કાર્યને. | | |

## બે વાર વંદના કરવાનું કારણ.

જહ દૂઓ રાયાણં—જેમ દૂત પુરૂષ રાજાને.

નમિઉં કજ્જં નિવેઇઉં પચ્છા—નમીને કાર્ય જણાવીને પાછળથી.

વિસજ્જિઓ વિ વંદિઅ—(રાજાએ) વિસર્જ્યો થકો પણ વાંદીને.

ગચ્છઇ એમેવ ઇત્થ દુગં ॥૨॥—જાય. એ પ્રમાણે જ અહીં બે વાર વંદના જાણવી.

વિવેચન—જેમ દૂત પુરૂષ જ્યારે આવે ત્યારે રાજાને નમસ્કાર કરીને, કાર્ય જણાવીને, પાછળથી રાજાએ રજા આપવાથી પણ ફરીથી વાંદીને જાય. એ પ્રમાણે અહીં ( થોભવંદન અને દ્વાદશાવર્ત્ત વંદન ) બે વાર કહેવું. દ્વાદશાવર્ત વંદનમાં તો બે વાંદણા દેવાથી ૨૫ આવશ્યક થાય છે.

| | | |
|---|---|---|
| આયારસ્સ-આચારનું. | સો-તે. | વંદણાઓ-વાંદવાથી. |
| ઉ-વળી. | ગુણવઓ-ગુણવાનની. | વિહી-વિધિ. |
| મૂલં-મૂળ. | પડિવત્તી-સેવા.ભકિત. | ઈમો-આ. |
| વિણઓ-વિનય. | સા-તે. | બારસાવત્તે-દ્વાદશાવર્ત વંદનમાં. |
| | વિહિ-વિધિ વડે. | |

ગુરૂ મહારાજને વાંદણાં દેવાનું કારણ.

આયારસ્સ ઉ મૂલં-વિણઓ—આચાર (ધર્મ)નું મૂળ વળી વિનય છે.
સો ગુણવઓ અ પાડવત્તી—તે વિનય ગુણવંત ગુરૂની સેવા રૂપ છે.
સા ય વિહિ-વંદણાઓ—તે સેવા વિધિ વડે વાંદવાથી થાય છે.
વિહી ઇમો બારસાવત્તે ॥૩॥—આ વિધિ દ્વાદશાવર્ત વંદનમાં કહેવાશે.

| | | |
|---|---|---|
| તઇયં-ત્રીજું. | મિહો-માંહોમાંહે. | દંસણીણ-સાધુઓને. |
| તુ-વળી. | આઇમં-પહેલું. | પયટ્ઠિઆણં-પદવીવાળાઓને. |
| છંદણ દુગે-બે વાંદણાં વડે. | સયલ સંઘે-સકળ સંઘમાં. | તઇયં-ત્રીજું. |
| તત્થ-તેમાં. | બીયં-બીજું. | તુ-વળી. |

દ્વાદશાવર્ત વંદન કેમ થાય ? અને ત્રણે વંદન કોને થાય ?

તઇયં તુ છંદણ દુગે—ત્રીજું (દ્વાદશાવર્ત) વળી બે વાંદણાં દેવાથી થાય છે.

તત્થ મિહો આઇમં સયલસંઘે—તે (વંદન)માં પહેલું (ફેટાવંદન) માંહોમાંહે સકળ સંઘમાં થાય છે.

બીયં તુ દંસણીણ ય—બીજું (થોભવંદન) વળી સાધુ (સાધ્વી) ઓને થાય.

ચયટ્ઠિઆણં ચ તઇયં તુ ॥ ૪ ॥—અને ત્રીજું (દ્વાદશાવર્ત) વંદન વળી (આચાર્યાદિ) પદવીવાળાઓને થાય છે.

વિવેચન—સુ સાધુના પાંચ ભેદ. ૧. ગચ્છગત (ગચ્છની મર્યાદા સાચવે.) ૨. અનુયોગી (શાસ્ત્રનો અભ્યાસ કરે.) ૩. અનિયતવાસી (પ્રતિબંધ રહિત વિચરે.) ૪. ગુરૂસેવી. (ગુરૂની સેવા કરે. આજ્ઞા માને.) ૫. આયુક્ત (સંયમ માર્ગમાં સાવધાન).

| | | |
|---|---|---|
| વંદણ-વંદન કર્મ. | વા વિ-અથવા. | આવસ્સએહિ-આવશ્યકો વડે. |
| ચિઇ-ચિતિ કર્મ. | કાહેવ-ક્યારે. | પરિસુદ્ધં-શુદ્ધ. |
| કિઇ કમ્મં-કૃતિ કર્મ. | કઇ ખુત્તો-કેટલી વાર. | કઇદોસ-કેટલા દોષ વડે. |
| પૂઆ કમ્મં-પૂજા કર્મ. | કઇઓણયં-કેટલા અવનત | વિપ્પમુક્કં-રહિત. |
| વિણય કમ્મં-વિનય કર્મ. | કઇ સિરં-કેટલી વાર. મસ્તક | કિઇ કમ્મં-કૃતિકર્મ વંદન. |
| કાયવ્વં-કરવું. | કઇહિ વ-અથવા કેટલા. | કીસ-શા માટે. |
| કસ્સ-કોને. | | કિરઇ-કરાય. |
| વ-અથવા. | | વા-અથવા. |
| કેણ-કોણે. | | |

વંદનનાં ૫ નામ અને તેને લગતી આવશ્યક નિર્યુક્તિમાંથી હકીકત.

વંદણ-ચિઇ-કિઇ કમ્મં—૧. વંદન કર્મ, ૨. ચિતિકર્મ, ૩. કૃતિકર્મ.

પૂઆકમ્મં ચ વિણય કમ્મં ચ—૪. પૂજાકર્મ, અને ૫. વિનય કર્મ.

કાયવ્વં કસ્સ વ કેણ-(આ પાંચે) કોને કરવું? (આચાર્યાદિને.) અથવા કોણે કરવું? (સંઘે.)

વા વિ કાહેવ કઇખુત્તો ॥ ૫ ॥—અથવા ક્યારે કરવું? (શાંત હોય ત્યારે.) અને કેટલી વાર કરવું? (બે વાર.)

કઇ ઓણયં કઇ સિરં—કેટલા અવનત=શિષ્યના પ્રણામ (બે.) કેટલી-વાર મસ્તક નમાવે? (ચાર વાર.)

કઇહિ વ આવસ્સએહિ પરિસુદ્ધં—કેટલા આવશ્યકો વડે શુદ્ધ કરાય છે? (૨૫)

કઈદોસં–વિપ્પમુક્કં—કેટલા દોષો વડે રહિત કરાય છે? (૩૨)
કિઈ કમ્મં કીસ કિરઇ વા ॥ ૬ ॥—અથવા કૃતિકર્મ શા માટે કરાય?
(નિર્જરાને માટે.)

| | | |
|---|---|---|
| પણ નામ–પાંચ નામ. | આવસ્સય–આવશ્યક. | પય અડવન્ન–અટ્ઠાવન પદો. |
| પણાહરણા–પાંચ ઉદાહરણ. | મુહણંતય–મુહપત્તિ. | છ ઠાણા–છ સ્થાનક (શિષ્યના). |
| અજુગ્ગ પણ–પાંચ અયોગ્ય. | તણુપેહ–શરીરની પડિલેહણા. | છ ગુરૂ વયણા–ગુરૂનાં છ વચનો. |
| જુગ્ગ પણ–પાંચ યોગ્ય. | પણીસ–પચીશ. | આસાયણ-આશાતના. |
| ચઉ અદાયા–ચાર અદાતા. | દોસ બત્તીસા–બત્રીશ દોષ. | તિત્તીસં–તેત્રીશ. |
| ચઉદાય–ચાર દાતા. | છ ગુણ–છ ગુણ. | દુવિહી–બે પ્રકારે વિધિ. |
| પણ નિસેહા–પાંચ ઠેકાણે નિષેધ. | ગુરૂ ઠવણ–ગુરૂ સ્થાપના. | દુવીસ–બાવીશ. |
| ચઉ અણિસેહ–ચાર ઠેકાણે અનિષેધ. | દુગ્ગહ–બે અવગ્રહ. | દારેહિં–દ્વારો વડે. |
| અટ્ઠ કારણયા–આઠ કારણ. | દુ છવીસક્ખર–બસેં છવીશ અક્ષર. | ચઉ સયા બાણઉ–ચારસોને બાણું. |
| | ગુરૂ પણીસા–૨૫ જોડાક્ષરો. | ઠાણા–સ્થાનકો. ભેદો. |

## વંદનાનાં ૨૨ દ્વાર.

પણ નામ પણાહરણા—(૧) (વાંદણાંનાં) પાંચ નામ. (૨) પાંચ ઉદાહરણો (દ્દષ્ટાંતો.)

અજુગ્ગ પણ જુગ્ગપણ ચઉ અદાયા—(૩) (પાસાત્થાદિ) અયોગ્ય પાંચ. (૪) (આચાર્યાદિ) યોગ્ય પાંચ. (૫) ચાર અદાતા.

ચઉદાય પણ નિસેહા—(૬) ચાર દાતા (વાંદણાના આપનાર.) (૭) પાંચ સ્થાનકે (વાંદણાનો) નિષેધ.

પયટ્ઠિઆણં ચ તઇયં તુ ॥ ૪ ॥—અને ત્રીજું (દ્વાદશાવર્ત) વંદન વળી (આચાર્યાદિ) પદવીવાળાઓને થાય છે.

વિવેચન—સુ સાધુના પાંચ ભેદ. ૧. ગચ્છગત (ગચ્છની મર્યાદા સાચવે.) ૨. અનુયોગી (શાસ્ત્રનો અભ્યાસ કરે.) ૩. અનિયતવાસી (પ્રતિબંધ રહિત વિચરે.) ૪. ગુરૂસેવી. (ગુરૂની સેવા કરે. આજ્ઞા માને.) ૫. આયુક્ત (સંયમ માર્ગમાં સાવધાન).

વંદણ-વંદન કર્મ.
ચિઇ-ચિતિ કર્મ.
કિઇ કમ્મં-કૃતિ કર્મ.
પૂઆ કમ્મં-પૂજા કર્મ.
વિણય કમ્મં-વિનય કર્મ.
કાયવ્વં-કરવું.
કસ્સ-કોને.
વ-અથવા.
કેણ-કોણે.

વા વિ-અથવા.
કાહેવ-ક્યારે.
કઇ ખુત્તો-કેટલી વાર.

---

કઇઓણયં-કેટલા અવનત
કઇ સિરં-કેટલી વાર. મસ્તક
કઇહિ વ-અથવા કેટલા.

આવસ્સએહિ-આવશ્યકો વડે.
પરિસુદ્ધં-શુદ્ધ.
કઇદોસ-કેટલા દોષ વડે.
વિપ્પમુક્કં-રહિત.
કિઇ કમ્મં-કૃતિકર્મ વંદન.
કીસ-શા માટે.
કિરઇ-કરાય.
વા-અથવા.

વંદનનાં ૫ નામ અને તેને લગતી આવશ્યક નિર્યુક્તિમાંથી હકીકત.

વંદણ-ચિઇ-કિઇ કમ્મં—૧. વંદન કર્મ, ૨. ચિતિકર્મ, ૩. કૃતિકર્મ.

પૂઆકમ્મં ચ વિણય કમ્મં ચ—૪. પૂજાકર્મ, અને ૫. વિનય કર્મ.

કાયવ્વં કસ્સ વ કેણ-(આ પાંચે) કોને કરવું? (આચાર્યાદિને.) અથવા કોણે કરવું? (સંઘે.)

વા વિ કાહેવ કઇખુત્તો ॥ ૫ ॥—અથવા ક્યારે કરવું? (શાંત હોય ત્યારે.) અને કેટલી વાર કરવું? (બે વાર.)

કઇ ઓણયં કઇ સિરં—કેટલા અવનત=શિષ્યના પ્રણામ (બે.) કેટલી-વાર મસ્તક નમાવે? (ચાર વાર.)

કઇ હિ વ આવસ્સએહિ પરિસુદ્ધં—કેટલા આવશ્યકો વડે શુદ્ધ કરાય છે? (૨૫)

એને જ પૂજતા આવ્યા છે તેથી હું પણ એને પૂજું છું. આ વાત સાંભળી આચાર્ય સંભ્રમિત ( ચકિત ) થઈ વિચારવા લાગ્યા કે હું પણ આં શમી વૃક્ષની જેવો ગુણ હીન છતાં મને માત્ર રજોહરણાદિક દ્રવ્ય ચિતિકર્મ ગુણે કરીને અનેક ઉત્તમ ગુણવંત જનો પૂજે ( માને ) છે. એમ વિચારી ત્યાંથી જ પાછા આવી, ગીતાર્થ સાધુની પાસે પોતાના દોષની આલોચના નિંદા કરી, સંયમ માર્ગમાં તે ક્ષુલ્લક આચાર્ય ઉજમાળ થયો. એ ભાવચિતિકર્મ થયું સમજવું.

'ત્રીજા કૃતિકર્મ ઉપર વીરા સાળવી અને કૃષ્ણનું દૃષ્ટાંત.'

એકદા શ્રી નેમિનાથ ભગવાન સપરિવાર દ્વારિકા નગરીમાં આવી સમવસર્યા, ત્યારે કૃષ્ણ વાસુદેવે સર્વ પદવીવાળા સાધુજનોને ઉલ્લસિત ભાવથી ( દ્વાદશાવર્ત ) વંદન કર્યું એ ભાવકૃતિકર્મ જાણવું. પરંતુ વીરા સાળવીએ તો કેવળ કૃષ્ણને રૂડું મનાવવા સાધુઓને દ્રવ્યવંદન કર્યું તે દ્રવ્યકૃતિકર્મ સમજવું.

'ચોથા વિનયકર્મ ઉપર બે સેવકોનું દૃષ્ટાંત.'

કોઈ એક રાજાના બે સેવકો પોતાના ગામની સીમા નિમિત્તે વિવાદ થતાં પોત પોતાનો લાભ સાચવવા માટે રાજપંથે જતા હતા, એવામાં એક ઉત્તમ અણગાર ( નિગ્રંથ—સાધુ ) સામા મળ્યા, ત્યારે તે બે સેવકોમાંથી એકે સાધૌ દૃષ્ટે ધ્રુવા સિદ્ધિઃ સાધુ જોયે છતે નિશ્ચે કાર્યની સિદ્ધિ થાય. એવા મંગળિક વચન કહેવા સાથે તે મુનિને પ્રેમ પૂર્વક પ્રણામ કર્યો તે ભાવવિનયકર્મ અને બીજા સેવકે હાંસી પૂર્વક વ્યવહારે રૂઢિમાત્રને માન આપી પ્રણામ કર્યો તે દ્રવ્ય વિનયકર્મ જાણવું. પછી રાજદ્વારે રાજા પાસે ગયે થકે પહેલા સેવકનો જય થયો અને બીજા સેવકનો પરાજય થયો.

'પાંચમા પૂજાકર્મ ઉપર પાલક અને સાંબનું દૃષ્ટાંત.'

એકદા શ્રી નેમિનાથ ભગવાન્ દ્વારિકામાં સમવસર્યા હતા. ત્યારે શ્રી કૃષ્ણે જણાવ્યું કે જે કોઈ સર્વથી પહેલાં જઈ પ્રભુને વંદન કરશે તેને હું મારો પટ્ટ તુરંગમ ( અશ્વ રત્ન ) બક્ષીસ આપીશ.

બન્યા. પછી નજદીકના નગરમાં શીતલાચાર્યને આવેલા સાંભળી, ગુરૂને પૂછી તેઓ તેમને વંદન કરવા ગયા. સૂર્યાસ્તનો વખત થઇ જવાથી તે ચારે સાધુઓ નગર બહાર એક દેવાલયમાં રાત્રિવાસો રહ્યા અને કોઈક શ્રાવક દ્વારા પોતાનું આગમન આચાર્યને જણાવ્યું. રાત્રે શુભધ્યાનથી ચારે જણને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પ્રભાતે તેમનું અનાગમન જાણી, શીતલાચાર્ય પોતે તે ચારે સાધુઓને મળવા સામા આવ્યા. અહીં રાત્રે સાધુઓને કેવળજ્ઞાન ઉપજ્યું છે તે વાત પોતે જાણતા ન હતા. તે કેવળી સાધુઓ આચાર્યને વંદન પ્રમુખ કરતા નહિ હોવાથી, આચાર્ય મનમાં રોષે ભરાઈ (ઉલટા) તે કેવળી સાધુઓને વંદન કરવા લાગ્યા. ત્યારે કેવળી સાધુઓએ જણાવ્યું કે તમે કષાયયુક્ત દ્રવ્યવંદન કરો છો તે ઉચિત કરતા નથી. એ વાત સાંભળી આચાર્યે પૂછ્યું કે તમે આ વાત શાથી જાણી કહો છો ? ત્યારે કેવળી સાધુઓએ કહ્યું કે કેવળજ્ઞાનથી. એમ સાંભળી આચાર્ય એકાએક સંભ્રમિત થઈ બોલ્યા કે હા ઈતિ ખેદે ! મેં કેવળજ્ઞાની સાધુઓની આશાતના કરી ! એ મારૂં પાપ મિથ્યા થાઓ ! એમ કહી કેવળજ્ઞાની સાધુઓને પોતે ભાવવંદન કર્યું. તેમાં ચોથા કેવળીને વાંદતાં પોતાને પણ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

'બીજા ચિતિકર્મ ઉપર ક્ષુલ્લક આચાર્યનું દૃષ્ટાંત.'

એક આચાર્ય મહારાજાએ પોતાના એક લઘુ શિષ્યને શુભ લક્ષણવાળો જાણી પોતાના અંત સમયે તેને આચાર્ય પદવી આપી. તે ક્ષુલ્લક (લઘુ) આચાર્ય, ગીતાર્થ મુનિની પાસે શાસ્ત્રાધ્યયન કર્યા કરે છે. તે મુનિ પણ લઘુ આચાર્યનું બહુમાન સાચવે છે. છતાં એકદા મોહનીય કર્મના પ્રબળ ઉદયથી તે લઘુ આચાર્ય ભગ્ન પરિણામી થઈ ગયો. તેથી જ્યારે બીજા સાધુઓ ભિક્ષાદિક કારણે ઉપાશ્રય બાહેર ગયા હતા, ત્યારે પોતે ત્યાંથી ચાલી નીકળ્યો. માર્ગમાં જતાં વન મધ્યે અનેક ઉત્તમ વૃક્ષો છતાં કોઈક ગૃહસ્થને શમી વૃક્ષ (ખીજડા) ને પૂજતા દેખી, તે આચાર્યે તેને તેમ કરવાનું ખરૂં કારણ પૂછ્યું. ત્યારે તે ગૃહસ્થે જણાવ્યું કે અમારા વડીલો પરંપરાથી

(સાહમો આણેલો) પિંડ. રાજ્ય પિંડ (રાજાનો આહાર) નિત્ય પિંડ (તમને હંમેશાં એટલું આપીશું તમે હંમેશાં આવજો એવી નિમંત્રણા કરી હોય તેનો આહાર.) અગ્રપિંડ (કારણ વિના સરસ આહાર લે) એમ દોષિત આહાર ગ્રહણ કરે. શુદ્ધ સાધુપણાનો ખોટો ગર્વ રાખે. તેને દેશ પાસત્થો જાણવો. જ્ઞાન દર્શન અને ચારિત્રનાં ઉપકરણો પાસે રાખ્યા છતાં તેનો કશો લાભ લે નહિ, કેવળ વેષ વિડંબના કરે, ગૃહસ્થ પેઠે વર્તે, તેને સર્વ પાસત્થો જાણવો. બીજો ઓસન્નો=ક્રિયા માર્ગમાં શિથીલ. તેના બે ભેદ. દેશ ઓસન્નો અને સર્વ ઓસન્નો. 'ઇચ્છા મિચ્છાદિ' દશ પ્રકારની સાધુ સમાચારીમાં પ્રાયઃ ઉપેક્ષા કરે તે દેશ અવસન્ન. ચોમાસા વિના પાટ પાટલા પ્રમુખ વાપરે. પડી પથારીએ સુઇ રહે. પ્રમાદને વશ બની સંયમને નિર્માલ્ય જેવું કરે તે સર્વ અવસન્ન. ત્રીજો કુશીલ ત્રણ પ્રકારે છે. ૧. જ્ઞાન કુશીલ ૨. દર્શન કુશીલ અને ૩. ચારિત્ર કુશીલ. કાલ વિનય બહુમાન આદિ જ્ઞાનાચાર રહિતપણે જ્ઞાન ભણે. ભણેલા જ્ઞાનનો આપ મતે અવળો અર્થ કરે તે જ્ઞાન કુશીલ. શંકા કંખાદિક કુવાસનાવાળા સાથે પરિચય રાખે, કારણ વિના તેમની સાથે આલાપ સંલાપ કરે તે દર્શન કુશીલ. મંત્ર જંત્ર આદિ ચરિત્ર માર્ગમાં મલીનતા ઉપજાવનારાં પાપ કર્મ કરે, કરાવે. તે ચારિત્ર કુશીલ. ચોથો સંસક્ત. તેના બે ભેદ. ૧. સંક્લિષ્ટ ચિત્ત અને અસંક્લિષ્ટ ચિત્ત સંસક્ત. તેમાં જીવ હિંસાદિ આશ્રવનાં દ્વાર સેવે, પારકા ગુણ સહન ન કરી શકે અને ત્રણ ગારવનું સેવન કરે તે સંક્લિષ્ટ ચિત્ત સંસક્ત અને જેવો પ્રસંગ મળે તેવો (લીંબુના પાણીની જેમ તદ્રુપ) થઇ જાય એટલે ભલા ગુણી જનની સાથે ભલાઈ બતાવે અને અનાચારીની સાથે અનાચારી જેવો દુર્ગુણી થાય તે અસંક્લિષ્ટ ચિત્ત સંસક્ત. ૫. યથાછંદી=મનમાં જેમ આવે તેમ ઉત્સૂત્ર ભાષણ કરે. ધર્માચાર્ય પ્રમુખની હીલના કરે. પોતાનો સ્વાર્થ સધાય તેવું બોલે. પોતે સંસારમાં બૂડે અને આશ્રય લેનારને પણ બૂડાડે.

તે વાત સાંભળીને તુરંગમના લોભથી પાલક જે અભવ્ય હતો, તેણે સહુથી પહેલાં રાત્રીમાં જ આવી પ્રભુને સહુથી પહેલાં વાંદ્યા તે દ્રવ્યપૂજાકર્મ સમજવું. અને સાંબ કુમારે તો સ્વસ્થાનકે રહ્યા છતાં ભાવથી વંદન કર્યું તે ભાવપૂજાકર્મ જાણવું. એ પાંચ દૃષ્ટાંતનું બીજું દ્વાર થયું.

પાસત્થો–પાર્શ્વસ્થ. (જ્ઞાનાદિકનો લાભ ન લે).
ઓસન્નો–અવસન્ન. (ક્રિયામાં શિથીલ).
કુસીલ–કુશીલિઓ. (જ્ઞાન દર્શન અને ચારિત્રના વિરાધક).
સંસત્તઓ–સંસક્ત. (જેવા સાથે તેના જેવો થાય.)
અહાછંદો–યથા છંદી. (મરજી મુજબ વર્તનાર).
દુગ દુગ–બે બે.
તિ દુગ–ત્રણ બે.
અણેગવિહા–અનેક પ્રકારે.
અવંદણિજ્જા–નહિ વાંદવા યોગ્ય.
જિણમયંમિ–જિનમત (શાસન)માં.

પાસત્થાદિક પાંચ અવંદનીયનું ત્રીજું દ્વાર.

પાસત્થો ઓસન્નો—૧ પાર્શ્વસ્થ (જ્ઞાનાદિક પાસે રાખે પણ લાભ ન લે.) ૨. અવસન્ન (સાધુની ક્રિયામાં શિથીલ.)

કુસીલ સંસત્તઓ અહાછંદો—કુશીલિઓ (જ્ઞાન દર્શન અને ચારિત્રની વિરાધના કરનાર.) ૪. સંસક્ત (જે માણસની સોબતે તેના જેવો થાય) યથાછંદી (પોતાની મરજી મુજબ વર્તનાર.)

દુગ દુગ તિ દુગ:ણેગવિહા—(અનુક્રમે) બે, બે, ત્રણ, બે અને અનેક પ્રકારે.

અવંદણિજ્જા જિણ–મયંમિ ॥૧૨॥—(એ પાંચે) જિન મતમાં નહિ વાંદવા યોગ્ય છે.

વિવેચન—પહેલો પાસત્થો=જ્ઞાનાદિ પાસે રાખે પણ તેનો લાભ ન લે. તેના બે ભેદ. ૧. દેશ પાસત્થો. અને ૨. સર્વ પાસત્થો. તેમાં જે કારણ વિના શય્યાતર (વસતિના સ્વામીનો) પિંડ. અભ્યાહૃત

(સાહમો આણેલો) પિંડ. રાજ્ય પિંડ (રાજાનો આહાર) નિત્ય પિંડ (તમને હંમેશાં એટલું આપીશું તમે હંમેશાં આવજો એવી નિમંત્રણા કરી હોય તેનો આહાર.) અગ્રપિંડ (કારણ વિના સરસ આહાર લે) એમ દોષિત આહાર ગ્રહણ કરે. શુદ્ધ સાધુપણાનો ખોટો ગર્વ રાખે. તેને દેશ પાસત્થો જાણવો. જ્ઞાન દર્શન અને ચારિત્રનાં ઉપકરણો પાસે રાખ્યા છતાં તેનો કશો લાભ લે નહિ, કેવળ વેષ વિડંબના કરે, ગૃહસ્થ પેઠે વર્તે, તેને સર્વ પાસત્થો જાણવો. બીજો ઓસન્નો=ક્રિયા માર્ગમાં શિથીલ. તેના બે ભેદ. દેશ ઓસન્નો અને સર્વ ઓસન્નો. 'ઇચ્છા મિચ્છાદિ' દશ પ્રકારની સાધુ સમાચારીમાં પ્રાયઃ ઉપેક્ષા કરે તે દેશ અવસન્ન. ચોમાસા વિના પાટ પાટલા પ્રમુખ વાપરે. પડી પથારીએ સુઇ રહે. પ્રમાદને વશ બની સંયમને નિર્માલ્ય જેવું કરે તે સર્વ અવસન્ન. ત્રીજો કુશીલ ત્રણ પ્રકારે છે. ૧. જ્ઞાન કુશીલ ૨. દર્શન કુશીલ અને ૩. ચારિત્ર કુશીલ. કાલ વિનય બહુમાન આદિ જ્ઞાનાચાર રહિતપણે જ્ઞાન ભણે. ભણેલા જ્ઞાનનો આપ મતે અવળો અર્થ કરે તે જ્ઞાન કુશીલ. શંકા કંખાદિક કુવાસનાવાળા સાથે પરિચય રાખે, કારણ વિના તેમની સાથે આલાપ સંલાપ કરે તે દર્શન કુશીલ. મંત્ર જંત્ર આદિ ચરિત્ર માર્ગમાં મલીનતા ઉપજાવનારાં પાપ કર્મ કરે, કરાવે. તે ચારિત્ર કુશીલ. ચોથો સંસક્ત. તેના બે ભેદ. ૧. સંક્લિષ્ટ ચિત્ત અને અસંક્લિષ્ટ ચિત્ત સંસક્ત. તેમાં જીવ હિંસાદિ આશ્રવનાં દ્વાર સેવે, પારકા ગુણ સહન ન કરી શકે અને ત્રણ ગારવનું સેવન કરે તે સંક્લિષ્ટ ચિત્ત સંસક્ત અને જેવો પ્રસંગ મળે તેવો (લીંબુના પાણીની જેમ તદ્રુપ) થઇ જાય એટલે ભલા ગુણી જનની સાથે ભલાઈ બતાવે અને અનાચારીની સાથે અનાચારી જેવો દુર્ગુણી થાય તે અસંક્લિષ્ટ ચિત્ત સંસક્ત. ૫. યથાછંદી=મનમાં જેમ આવે તેમ ઉત્સૂત્ર ભાષણ કરે. ધર્માચાર્ય પ્રમુખની હીલના કરે. પોતાનો સ્વાર્થ સધાય તેવું બોલે. પોતે સંસારમાં બૂડે અને આશ્રય લેનારને પણ બૂડાડે.

આયરિય-આચાર્ય.
ઉવજ્ઝાએ-ઉપાધ્યાય.
પવત્તિ-પ્રવર્તક.
થેરે-સ્થવિર.
તહેવ-તેમજ.
રાયણિએ-રત્નાધિક.
કિઇકમ્મ-કૃતિકર્મ, વંદનકર્મ.
નિજ્જરટ્ઠા-નિર્જરાને માટે.
કાયવ્વં-કરવું.
ઇમેસિ-આ.
પંચણ્હં-પાંચેને.

## પાંચ વાંદવા યોગ્યનું ચોથું દ્વાર.

આયરિય ઉવજ્ઝાએ—૧. આચાર્ય. ૨. ઉપાધ્યાય.

પવત્તિ થેરે તહેવ રાયણિએ—૩ પ્રવર્તક. ૪ સ્થવિર. તેમજ ૫ રત્નાધિક. (જ્ઞાનાદિ ગુણો વડે અધિક)

કિઇકમ્મ નિજ્જરટ્ઠા, કાયવ્વ-મિમેસિ પંચણ્હં ॥૧૩॥—આ પાંચને વંદનકર્મ નિર્જરાને માટે કરવું.

વિવેચન—૧. આચાર્ય=છત્રીશ ગુણે કરી સહિત, સૂત્ર અર્થના જાણ. જ્ઞાનાદિ પાંચ આચારં પાળે અને પળાવે તે. ૨. ઉપાધ્યાય=૧૧ અંગ, ૧૨ ઉપાંગ ચરણસિત્તરી અને કરણસિત્તરી એ ૨૫ ગુણ વડે યુક્ત. પોતાની કળા કુશળતાથી અવિનીત શિષ્યને પણ સૂત્ર ભણાવનાર. ૩ પ્રવર્તક=તપ સંયમાદિ રૂડાયોગમાં સાધુ સમુદાયને પ્રવર્તાવે, તેમની યથોચિત સારસંભાળ રાખે. ૪ સ્થવિર=સંયમ માર્ગમાં સીદાતા (અસ્થિર-ડગમગતા) સાધુને આ લોક પરલોકનાં દ્રષ્ટાંત આપી સંયમમાં સ્થિર કરે. તેના ૩ ભેદ ૧ વય સ્થવિર. ૨. પર્યાય સ્થવિર. ૩ જ્ઞાન સ્થવિર. વયસ્થવિર=૬૦ વર્ષ જેટલા વયોવૃદ્ધ થયેલા. પર્યાય-સ્થવિર=૨૦ વર્ષની દીક્ષાપર્યાયવાળા. જ્ઞાન સ્થવિર=ઉત્કૃષ્ટથી મહાનિ-શીથાદિ છેદ સૂત્રના જાણનાર અને જઘન્યથી સમવાયાંગાદિ સૂત્રના જાણનાર. ૫ રત્નાધિક=વયમાં જ્યેષ્ઠ કે લઘુ હોય તોપણ જ્ઞાનાદિ ગુણો વડે અધિક હોય અથવા ગચ્છના હિતની ખાતર પોતાનાથી બનતો પુરૂષાર્થ ફોરવે તે ગણાવચ્છેદક.

| | | |
|---|---|---|
| માય-માતા. | તહેવ-તેમજ. | ન કારિજ્જા-ન કરાવે. |
| પિઅ-પિતા. | સવ્વ રાયણિએ-સર્વ રત્નાધિકને. | ચઉ સમણાઈ-સાધુ આદિક (ચારે.) |
| જિટ્ઠભાયા-મોટાભાઈ. | કિઈકમ્મ-કૃતિ(વંદન) કર્મ. | કુણંતિ-કરે. |
| ઓમાવિ-નાનાછતાં પણ. | | પુણો-વળી. |

પમું વાંદણાના અદાતા અને વાંદણાના દાતાનું ૬ઠ્ઠું દ્વાર.

માય પિય જિટ્ઠ ભાયા—૧. માતા. ૨. પિતા. ૩. મોટા ભાઈ.

ઓમાવિ તહેવ સવ્વરાયણિએ—તેમજ ૪. (વયાદિકે) નાના છતાં પણ સર્વ રત્નાધિક પાસે.

કિઈકમ્મ ન કારિજ્જા—વંદન કર્મ ન કરાવે. (વાંદણાં ન દેવરાવે.)

ચઉ સમણાઈ કુણંતિ પુણો ॥ ૧૪ ॥—વળી સાધુ આદિ ચારે વંદનકર્મ કરે (વાંદણાં દે.)

વિવેચન—ગૃહસ્થ માબાપ પાસે તો વંદના કરાવે.

| | | |
|---|---|---|
| વિક્ખિત્ત-વ્યગ્ર ચિત્તવાળા. | કયાઈ-કદી પણ. | નીહારં-લઘુનીતિ, વડીનીતિ (ઠલ્લા) ને. |
| પરાહુત્તે-પરાઙ્મુખવાળા. | મા વંદિજ્જા-ન વાંદવા. | કુણમાણે-કરતા હોય. |
| પમત્તે-પ્રમાદવાળાને. | આહારં-આહાર | કાઉ કામે-કરવાની ઇચ્છાવાળાને. |

પાંચ સ્થાનકે વાંદણાં ન દેવાં તેનું ૭ મું દ્વાર.

વિક્ખિત્ત પરાહુત્તે—(ધર્મમાં) વ્યગ્ર ચિત્તવાળા. ૨. પરાઙ્મુખ (સન્મુખ ન બેઠેલા.)

અ પમત્તે મા કયાઈ વંદિજ્જા—૩. પ્રમાદવાળાને કદી પણ ન વાંદવા.

આહારં નીહારં, કુણમાણે કાઉ-કામે અ ॥ ૧૫ ॥—૪. આહાર અને ૫, નિહાર (લઘુનીતિ કે વડીનીતિ) કરતા હોય અથવા કરવાની ઇચ્છાવાળાને. (કદી પણ ન વાંદવા.)

| | | |
|---|---|---|
| પસંતે-(પ્રશાંત) અ-વ્યગ્ર ચિત્તવાળા. | ઉવસંતે-ક્રોધાદિકે રહિત. | અણુન્નવિત્તુ-આજ્ઞા માગીને વળી. |
| આસણત્થે-આસન ઉપર બેઠેલા. | ઉવટ્ઠિએ-ઉપસ્થિત, તત્પરને. | મેહાવી-બુદ્ધિમાન્. |
| | | કિઇકિમ્મં-વાંદણાં પ્રત્યે. |
| | | પઉંજઇ-ઉદ્યમ કરે. |

### ૪ સ્થાનકે વાંદણાં દેવાં તેનું ૮મું દ્વાર.

પસંતે આસણત્થે અ—૧. અવ્યગ્ર (શાંત) ચિત્તવાળા. ૨ આસન ઉપર બેઠેલા.

ઉવસંતે ઉવટ્ઠિએ—૩. ક્રોધાદિકે રહિત. ૪. છંદેણ ઇત્યાદિ (આદેશ) કહેવાને તત્પર (ગુરૂ)ને.

અણુન્નવિ તુ મેહાવી—બુદ્ધિમાન શિષ્ય આજ્ઞા માગીને વળી.

કિઇકિમ્મં પઉંજઇ ॥ ૧૬ ॥—વાંદણાં પ્રત્યે (દેવાનો) ઉદ્યમ કરે.

| | | |
|---|---|---|
| પડિક્કમણે-પ્રતિક્રમણમાં | અવરાહ-અપરાધ ખમાવવા માટે. | સંવરણે-પચ્ચક્ખાણ માટે. |
| સજ્ઝાએ-સ્વાધ્યાય માટે. | પાહુણએ-મોટા પધારેલા સાધુને. | ઉત્તમટ્ઠે-અનશન માટે. |
| કાઉસ્સગ્ગ-કાયોત્સર્ગ માટે. | આલોયણ-આલોયણ માટે. | વંદણયં-વાંદણાં વંદન. |

### ૮ કારણે ગુરૂને વાંદણાં દેવાં તેનું ૯ મું દ્વાર.

પડિક્કમણે સજ્ઝાએ—૧ પ્રતિક્રમણમાં. (૪ વાર વાંદણાં દેવાં.) ૨. સ્વાધ્યાય માટે.

કાઉસ્સગ્ગા-વરાહ પાહુણએ—૩. કાયોત્સર્ગ માટે. ૪ અપરાધ ખમાવવા માટે. ૫ (ગુરૂને પૂછીને) બહારથી મોટા પધારેલા સાધુને.

આલોયણ સંવરણે—૬, આલોયણ (લાગેલા અપરાધની શુદ્ધિ) માટે. ૭. ઉપવાસાદિ પચ્ચક્ખાણ માટે.

ઉત્તમટ્ઠે ય વંદણયં ॥ ૧૭ ॥—૮. અનશન માટે વંદન કરવું. (વાંદણાં દેવાં.)

| | | |
|---|---|---|
| દોવણુયં-બે અવનત. | ચઉ સિર-ચાર વાર શીર્ષ નમન. | ઇગ નિક્ખમણું-એક વાર નીકળવું. |
| અહાજાયં-એક યથાજાત. | તિગુત્તં-ત્રણ ગુપ્તિ. | પણવીસ-પચ્ચીશ. |
| આવત્તા બાર-બાર આવર્ત. | દુ પવેસ-બે વાર પ્રવેશ. | આવસય-આવશ્યક. |
| | | કિઇકમ્મે-વંદનમાં, વાંદણામાં. |

વંદન કરતાં સાચવવા યોગ્ય ૨૫ આવશ્યકનું ૧૦મું દ્વાર.

દોવણય-મહાજાયં—બે અવનત (કેડ ઉપરનો ભાગ નમાવવો.) એક યથાજાત (જન્મની આકૃતિ કે દીક્ષા લેતી વખતની મુદ્રા.)

આવત્તા બાર ચઉસિર તિગુત્તં—બાર આવર્ત (ગુરૂને પગે અને પોતાના મસ્તકે હાથ લગાડવા.) ચાર વાર મસ્તક વડે નમન, ત્રણ ગુપ્તિ. (મન વચન કાયાની એકાગ્રતા.)

દુ પવેસિગ નિક્ખમણું—બે વાર પ્રવેશ કરવો. એક વાર નીકળવું.

પણવીસાવસય કિઇકમ્મે ॥ ૧૮ ॥—પચ્ચીશ આવશ્યક દ્વાદશાવર્ત્ત વંદનમાં થાય છે,

વિવેચન—દ્વાદશાવર્ત વંદન કરતા 'ઇચ્છામિ ખમાસમણો૦થી' 'નિસીહિઆએ' પર્યંતમાં વંદિઉં બોલતાં પોતાનું અર્ધું શરીર નમાડવામાં આવે તે પ્રથમ અર્ધાવિનત અને ફરી બીજીવાર પણ તેમજ કરતાં બીજું અવનત કરવું જોઈએ. જન્મ થતી વખતે અથવા દીક્ષા યોગ આદરતી વખતે જેવી મુદ્રા હોય તેવી નમ્રમુદ્રા (બે હાથ જોડી લલાટે લગાડવા રૂપ) વંદન કરતી વખતે ધારણ કરવી તે યથાજાત જાણવું. 'અહો, કાયં, કાય' રૂપ ત્રણ અને 'જત્તા ભે, જવણિ, જ્જં ચ ભે' રૂપ બીજા ત્રણ એક વખતના વંદનમાં અને તે છ બીજી વખતના વંદનમાં મળી ૧૨ આવર્ત (ગુરૂ ચરણે હાથનાં તળાં લગાડી પછી તે પોતાના લલાટે લગાડવા રૂપ) થાય છે. 'કાય સંફાસં' કહેતાં સ્વ મસ્તક ગુરૂચરણે નમાડવું તથા 'ખામેમિ ખમાસમણો' કહેતાં ફરી સ્વ મસ્તક નમાડવું. એવી રીતે બીજીવાર વંદન કરતાં બે વખત મસ્તક નમાડવું. એમ સર્વ મળી ચાર વખત શિર નમન

થાય છે. વંદન કરતી વખતે મન વચન અને કાયાને અન્ય વ્યાપારથી નિવર્તાવી સારી રીતે ગોપવી રાખવા રૂપ ત્રણ ગુપ્તિ જાણવી. 'અણુજાણુહ મે મિઉગ્ગહં' કહી બંને વખત વંદન કરતાં ગુરૂ આજ્ઞા પામીને અવગ્રહમાં પ્રવેશ કરવો, તે બે પ્રવેશ જાણવા. અને પ્રથમ વંદન કરતી વખતે 'આવસ્સિઆએ' કહીને અવગ્રહમાંથી બાહેર નીકળવું તે એક નિષ્ક્રમણ સમજવું. એવી રીતે દ્વાદશાવર્ત વંદન કરતી વખતે પચ્ચીશ આવશ્યક સાચવવાં જ જોઇએ.

| | | |
|---|---|---|
| કિઇકમ્મંપિ–વંદનને પણ. | થતી. | અન્નયરં–એક. |
| કુણંતો–કરતો. | નિજ્જરાભાગી–નિર્જરાનો ભાગી. | સાહૂ–સાધુ. |
| ન હોઇ–ન હોય. | પણવીસા–પચ્ચીશમાંથી. | ઠાણં–સ્થાનકને. |
| કિઇકમ્મ–વંદન વડે | | વિરાહંતો–વિરાધતો. |

કિઇકમ્મંપિ કુણંતો—વંદનને કરતો છતો પણ.
ન હોઇ કિઇકમ્મ નિજ્જરા ભાગી—વંદન વડે થતી નિર્જરાનો ભાગી ન થાય.
પણવીસા–અન્નયરં—પચ્ચીશમાંથી એક.
સાહૂ ઠાણં વિરાહંતો ॥૧૯॥—સ્થાનકને વિરાધતો સાધુ.

અર્થ—વંદનને કરતો છતો પણ, પચ્ચીશમાંથી કોઇ પણ એક સ્થાનકને વિરાધતો સાધુ વંદન વડે થતી સંપૂર્ણ નિર્જરાનો ભાગી ન થાય.

| | | |
|---|---|---|
| દિટ્ઠિપડિલેહ એગા–એક દૃષ્ટિ પ્રતિલેખના. | તિગ તિગ–ત્રણ ત્રણ વાર. | પમજ્જણુયા–પ્રમાર્જના (ધસી કાઢવું). |
| છ ઉડ્ઢ પપ્ફોડ–છ ઉર્ધ્વ પપ્ફોડા (ખંખેરવા.) | અંતરિયા–આંતરે. | નવ નવ–નવ નવ. |
| | અક્ખોડ–અક્ખોડા (આદરવું.) | મુહપત્તિ–મુહપત્તિની. |
| | | પણવીસા–૨૫ પડિલેહણા. |

મુહપત્તિની ૨૫ પડિલેહણાનું ૧૧ મું દ્વાર.

દિટ્ઠિ પડિલેહ એગા—એક દૃષ્ટિ પ્રતિલેખના

૭ ઉડ્ઢ પપ્ફોડ તિગ–તિગં–તરિઆ—૭ ઉર્ધ્વ પપ્ફોડા (ઉંચેથી મુહપત્તિના છેડા ખંખેરવા) ત્રણ ત્રણ વાર આંતરે.

અક્ખોડ પમજ્જણયા, નવ નવ—નવ અક્ખોડા (આદરવું) અને નવ પ્રમાર્જના (ત્રણ ત્રણ અક્ખોડાને આંતરે ત્રણ ત્રણ પ્રમાર્જના=પૂંજવું.)

મુહપત્તિ પણવીસા ॥૨૦॥—એ પ્રમાણે મુહપત્તિની પચ્ચીશ પડિલેહણા.

વિવેચન—પ્રથમ પોતાના હાથથી એક વેંત અને ચાર અંગુળ પ્રમાણવાળી મુહપત્તિનાં પડ ખુલ્લાં કરી તેના એક પાસે સૂત્ર અને બીજા પાસે અર્થ તત્ત્વ કરી સદ્દહું એમ ચિંતવતાં તેનાં બંને પાસાં દૃષ્ટિ વડે સંભાળી જોવાં, તે પહેલી દૃષ્ટિ પડિલેહણા. પછી મુહપત્તિ ઉપરના બે છેડા બંને હાથથી પકડી રાખી તેને નચાવવારૂપ ત્રણ ત્રણ મળી ૭ ઉર્ધ્વ પપ્ફોડા કરવા. તેમાં મુહપત્તિની ડાબી બાજુને ડાબા હાથથી ત્રણ વાર નચાવીને ખંખેરતાં 'સમકિતમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય પરિહરૂં' એમ ચિંતવવું અને ત્યાર પછી જમણી બાજુને પણ ત્રણ વાર નચાવીને પ્રથમની પેરે જમણા હાથથી ખંખેરતાં 'કામ રાગ, સ્નેહ રાગ અને દૃષ્ટિ રાગ પરિહરૂં' એમ મનમાં ચિંતવવું. પછી મુહપત્તિનું એક પડ વાળીને તેનાં ત્રણ વધુટક કરી, જમણા હાથની અંગુળીઓના આંતરા વચ્ચે ભરાવી, ડાબા હાથના તળાને અણ લાગતાં મુહપત્તિને ઊંચી અધ્ધર રાખી ડાબા હાથના કાંડા તરફ લઈ જતાં, આદરવા રૂપ ત્રણ અક્ખોડા કરવા અને ડાબા હાથના તળા ઉપર ત્રણવાર મુહપત્તિ ઘસી કાઢવા રૂપ ત્રણ પ્રમાર્જના કરવી, એમ આંતરે ત્રણ ત્રણ વાર અક્ખોડા–પ્રમાર્જના ડાબા હાથના તળીયા ઉપર જમણા હાથ વડે કરવા. ત્રણ ત્રણ અક્ખોડા અને પ્રમાર્જના ડાબા હાથના તળીયા ઉપર કરતાં અનુક્રમે આવી રીતે ચિંતવવું 'સુદેવ, સુગુરૂ, સુધર્મ આદરૂં; કુદેવ, કુગુરૂ, કુધર્મ પરિહરૂં. જ્ઞાન દર્શન ચારિત્ર આદરૂં; જ્ઞાન–દર્શન–ચારિત્ર વિરાધના પરિહરૂં. મનગુપ્તિ,

વચનગુપ્તિ, કાયગુપ્તિ આદરૂં; મનદંડ, વચનદંડ, કાયદંડ પરિહરૂં" ઉપર મુજબ નવ અક્ખોડા કરતાં આદરવા યોગ્ય નવ ચિંતવવાં અને નવ પ્રમાર્જના કરતાં પરિહરવા યોગ્ય નવ ચિંતવવાં, એવી રીતે થયેલા ૧૮ (અક્ખોડા-પ્રમાર્જના)માં પ્રથમના ૭ મેળવતાં મુહપત્તિની કુલ ૨૫ પડિલેહણા થાય છે.

પાયાહિણેણ-પ્રદક્ષિણા વડે.
તિઅ તિઅ-ત્રણ ત્રણ.
વામ-ડાબી (અને)
ઇઅર બાહુ-જમણી ભુજાએ.

સીસ-મસ્તકે.
મુહ-મુખે.
હિયએ-હૃદયે.
અંસ-ખભાની.
ઉડ્ઢ-ઉપર.
અહો-નીચે.

પિટ્ઠે ચઉ-પીઠ ઉપર ચાર.
છપ્પય-૭(પડિલેહણા) પગની.
દેહ-શરીરની.
પણવીસા-પચ્ચીશ (પડિલેહણા).

શરીરની ૨૫ પડિલેહણાનું ૧૨ મું દ્વાર.

પાયાહિણેણ તિઅ તિઅ—પ્રદક્ષિણા વડે ત્રણ ત્રણ.
વામેઅર બાહુ સીસ મુહ હિયએ—ડાબી અને જમણી ભુજાએ, મસ્તકે, મુખે, હૃદયે.
અંસુડ્ઢાહો પિટ્ઠે, ચઉ—ખભાની ઉપર નીચે પીઠ ઉપર ચાર.
છપ્પય દેહ પણવીસા ॥૨૧॥—છ પડિલેહણા પગની. એમ શરીરની પચ્ચીશ પડિલેહણા જાણવી.

વિવેચન—પ્રથમની પેરે મુહપત્તિને વધુટકની માફક ગ્રહી ડાબા હાથની ભુજા ઉપર પ્રદક્ષિણાકારે ફેરવતાં 'હાસ્ય, રતિ, અરતિ પરિહરૂં' અને જમણા હાથની ભુજા ઉપર ફેરવતાં 'ભય, શોક, દુગંછા પરિહરૂં' એમ ચિંતવવું, મસ્તક ઉપર ત્રણ વાર ફેરવતાં 'કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા પરિહરૂં' મુખ ઉપર ત્રણ વાર પડિલેહણ કરતાં 'રસગારવ, રિદ્ધિગારવ, શાતાગારવ પરિહરૂં' અને હૃદય ઉપર પડિલેહણ કરતાં 'માયા શલ્ય, નિયાણ શલ્ય, મિથ્યાત્વ શલ્ય પરિહરૂં' એમ ચિંતવવું. તેવીજ રીતે બંને

ખભાની ઉપર નીચે અને પીઠ ઉપર પ્રતિલેહણ કરતાં અનુક્રમે 'ક્રોધ માન પરિહરૂં. અને માયા લોભ પરિહરૂં' એમ ચિંતવવું. તથા બંને પગ ઉપર રજોહરણ કે ચરવળા વડે પડિલેહણ કરતાં અનુક્રમે 'પૃથ્વીકાય, અપકાય, તેઉકાયની જયણા કરૂં અને વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાયની રક્ષા કરૂં' એમ મનમાં ચિંતવવું. આ રીતે પુરૂષ વર્ગને કાયાની પચ્ચીશ પડિલેહણા કહી છે. પણ સ્ત્રીનું શરીર વસ્ત્રથી ઢાંકેલું હોય તેથી ત્રણ મસ્તકની, ત્રણ હૃદયની અને ચાર બંને ખભાની એમ ૧૦ પડિલેહણા ઓછી કરતાં ૧૫ પડિલેહણા સંભવે તથા સાધ્વીજીને તો ઉઘાડે મસ્તકે પ્રતિક્રમણ કરવાનો વ્યવહાર છે, તેથી તેમને મસ્તકની ત્રણ પડિલેહણા હોવાથી કુલ શરીરની ૧૮ પડિલેહણા થાય છે. વસ્ત્રની પડિલેહણાના ૨૫ અને દાંડા દાંડી કણદોરા ચરવળા થાળી અને વાટકા વિગેરેની પડિલેહણામાં પ્રથમના ૧૦ બોલ કહેવા.

| | | |
|---|---|---|
| આવસ્સએસુ-આવશ્યકોને-વિષે. | અહિણં-હીન રહિત. | ઉવઉત્તો-ઉપયોગ વાળો. |
| જહ જહ-જેમ જેમ. | અઈરિત્તં-અધિક રહિત. | તહ તહ-તેમ તેમ. |
| | | સે-તેને. |
| કુણઈ-કરે. | તિવિહ-ત્રણ પ્રકારના | નિજ્જરા-નિર્જરા. |
| પયત્તં-પ્રયત્ન. | કરણ-કરણને વિષે. | હોઈ-થાય છે. |

૨૫ આવશ્યક, મુહપત્તિ અને શરીરની ૨૫ પડિલેહણા કરવાથી થતું ફલ.

આવસ્સએસુ જહ જહ—જેમ જેમ આવશ્યકોને વિષે.

કુણઇ પયત્તં અહીણ-મઈરિત્તં—હીન અને અધિક રહિત પ્રયત્ન કરે.

તિવિહ કરણોવઉત્તો—ત્રણ પ્રકારના કરણ (મન, વચન, અને કાય) વડે ઉપયોગવાળો.

તહ તહ સે નિજ્જરા હોઈ ॥૨૨॥—તેમ તેમ તે (જીવ)ને નિર્જરા થાય છે.

દોસ-દોષ.
અણાઢિઅ-અનાદૃત. આદરરહિત.
થદ્ધિઅં-સ્તબ્ધ. અક્કડ.
અપવિદ્ધ-અપવિદ્ધ. ભાકુત.
પરિપિંડિઅં-પરિપિંડિત, સામટો.
ટોલગઈ-તીડગતિ. ઢોલની જેમ.
અંકુસ-અંકુશ.
કુચ્છભરિંગિઅ-કુચ્છભરિંગિત. કાચબાની પેઠે રીંગતો.
મચ્છુવ્વત્તં-મત્સ્યોદ્વર્ત. માછલાની પેઠે ચપળ.
મણપઉટ્ઠં-મનઃપ્રદુષ્ટ. ખરાબ મનથી.

---

વેઇયબદ્ધ-વેદિકાબદ્ધ.
ભયંતં-ભજંત. લાલચથી સેવે.
ભય-ભય.
ગારવ-ગૌરવ, અહંકાર.
મિત્ત-મિત્ર.
કારણા-વસ્ત્રાદિકના કારણ.
તિન્નં-સ્તૈન્ય. ચોરની પેઠે.
પડણીય-પ્રત્યનીક. અનવસરે.
રુઠ્ઠ-રુષ્ટ. ક્રોધિત થકો.
તજ્જિઅ-તર્જિત. તર્જના કરતો.
સઢ-શઠ. કપટ.
હીલિઅ-હીલિત. હેલના.
વિપલિઉંચિયયં-વિપલિત ચિત્તક. ડામાડોલ ચિત્તે.

---

દિઠ્ઠમદિઠ્ઠં-દૃષ્ટાદૃષ્ટ. દેખે ન દેખે.
સિંગં-શૃંગ. શિંગડાની જેમ.
કર-રાજાનો કર. વેઠ.
તમ્મોઅણ-તન્મોચન. તેનાથી મૂકાવું.
અણિદ્ધણાલિદ્ધં-આશ્લિષ્ટાનાશ્લિષ્ટ. હાથ અડાડે ન અડાડે.
ઊણં-ઉન. ઓછા.
ઉત્તર ચૂલિઅ-ઉત્તર ચૂલિકા. છેલ્લું પદ મોટેથી બોલવું.
મૂઅં-મૂક. મુંગાની જેમ.
ઢડ્ઢર-ઢડ્ઢર. બધું વંદન મોટેથી બોલે.
ચુડલિઅં-ચુડલિક. ઉંબાડીયાની જેમ ભમાડીને.

---

બત્તીસ દોસ-૩૨ દોષ વડે.
પરિસુદ્ધં-શુદ્ધ. રહિત.
કિઇકમ્મં-વંદન કર્મ.
જો-જે.
પઉંજઇ-કરે છે.
ગુરૂણં-ગુરૂને.
સો-તે.
પાવઇ-પામે.
નિવ્વાણં-મોક્ષને.
અચિરેણ-થોડા કાળમાં.
વિમાણવાસં-સ્વર્ગને.
વા-અથવા.

દોષ અણાઢિઅ થદ્ધિઅ—અનાદૃત દોષ (આદર રહિત વાંદે.) સ્તબ્ધ દોષ (અક્કડતા રાખીને વાંદે.)

પવિદ્ધ પરિપિંડિઅં ચ ટોલગઇં—અપવિદ્ધ ( ભાડુતની જેમ વાંદણાં દઈને તરત નાસી જાય.) પરિપિંડિત (એક વંદનથી ભેગા સાધુઓને વાંદે.) ટોલગતિ ( તીડની જેમ કુદકા મારતો વાંદે અથવા ઢોલની જેમ ઉપડીને વાંદે. )

અંકુસ કચ્છભ-રિંગિઅ—અંકુશ (રજોહરણને અંકુશની જેમ ગ્રહણ કરીને વાંદે. ) કચ્છભ રિંગિત ( કાચબાની પેઠે રીંખતો શરીરને ચલાયમાન કરતો વાંદે. )

મચ્છુવ્વત્તં મણપઉટ્ઠં ॥૨૩॥—મત્સ્યોદ્વર્ત ( માછલાની જેમ ઉછળતો વાંદે.) મનઃ પ્રદુષ્ટ (મનમાં આચાર્યાદિકના દોષ ચિંતવીને વાંદે. )

વેઇયબદ્ધ ભયંતં—વેદિકા બદ્ધ=હાથની રચના વડે યુક્ત. (હાથને બહાર રાખીને વાંદે. ) ભજંત (વિદ્યા મંત્ર વિગેરેની લાલચથી વાંદે )

ભય ગારવ મિત્ત કારણા તિન્નં—(સંઘ બહાર મૂકવાના) ભયથી. ગૌરવ ( સામાચારીમાં કુશળ છે, એવા અહંકારથી. ) મિત્ર (મિત્રપણાના કારણથી.) કારણ (વસ્ત્રાદિકના કારણે વાંદે.) સ્તૈન્ય (ચોરની પેઠે છુપાતો વાંદે )

પડણીય રૂટ્ઠ તજ્જિઅ—પ્રત્યનીક (અનવસરે વાંદે.) રૂષ્ટ (પોતે અથવા ગુરૂ ક્રોધવાળા હોય ત્યારે વાંદે.) તર્જિત (આંગળીથી તર્જના કરતો વાંદે.)

સઢ હીલિઅ વિપલિઉંચિયયં ॥ ૨૪ ॥—શઠ (વિશ્વાસ ઉપજાવવા માટે કપટથી વાંદે.) હીલિત (હેલના-અવજ્ઞા કરતો વાંદે) વિપરિકુંચિત (વંદનાની વચ્ચે વિકથાઓ કરતો વાંદે )

દિટ્ઠમદિટ્ઠં સિંગં—દૃષ્ટાદૃષ્ટ (કોઇ દેખે તો વાંદે અને ન દેખે તો ન વાંદે.) શૃંગ (પશુના શીંગડાની જેમ લલાટના બે પડખે વાંદે).

કર તમ્મોઅણ અણિદ્ધણાલિદ્ધં—કર (રાજાના કરની પેઠે વેઠથી વાંદે.) તન્મોચન (તેમનાથી ક્યારે મૂકાશું ?) આશ્લિષ્ટાનાશ્લિષ્ટ (રજોહરણ અને મસ્તકે હાથ અડાડે ન અડાડે.)

ઊણં ઉત્તરચૂલિઅ—ઓછા અક્ષરે બોલી વાંદે. ઉત્તરચૂલિકા (મોટા સાદે મત્થએણ વંદામિ કહે.)

મૂઅં ઢઢ્ઢર ચુડલિઅં ચ ॥ ૨૫ ॥—મુંગાની પેઠે મનમાં બોલીને વાંદે. બધું વંદન મોટા સાદે બોલે. રજોહરણને ઉંબાડીયાની જેમ ભમાડીને વાંદે.

બત્તીસ દોસ પરિસુદ્ધં—બત્રીશ દોષ વડે રહિત

કિઇકમ્મં જો પઉંજઇ ગુરૂણં—વંદનકર્મ જે ગુરૂને કરે છે.

સો પાવઈ નિવ્વાણં,-અચિરેણ વિમાણવાસં વા ॥ ૨૬ ॥—તે થોડાકાળમા મોક્ષને અથવા સ્વર્ગને પામે છે.

વિવેચન—વેદિકા બદ્ધ=૧ બે ઢીંચણની ઉપર બે હાથ રાખી, ૨. બે હાથની વચ્ચે બે ઢીંચણ રાખી, ૩. બે હાથની વચમાં એક ઢીંચણ રાખી વંદન કરે. તે ૩ અશુદ્ધ ભાંગા. પરંતુ બે ઢીંચણની વચ્ચે બે હાથ રાખી વાંદે તે શુદ્ધ ચોથો ભાંગો. આશ્લિષ્ટાનાશ્લિષ્ટ દોષના ચાર ભાંગા. ૧. હાથે કરી રજોહરણ અને મુહપત્તિને સ્પર્શે. એ પહેલો ભાંગો શુદ્ધ અને બાકીના ત્રણ અશુદ્ધ છે. ૨. રજોહરણને હાથ લગાડે પણ મસ્તકે હાથ ન લગાડે. ૩. મસ્તકે હાથ લગાડે પણ રજોહરણને હાથ ન લગાડે. અને ૪. રજોહરણ તથા મસ્તક એ બંનેને હાથથી ન સ્પર્શે.

| | | |
|---|---|---|
| ઇહ-અહીંયાં.વાંદણાથી | માણાઇભંગ—માનાદિકનો નાશ. | આણા—આજ્ઞા. |
| છચ્ચગુણા—૭ ગુણો. | ગુરૂ પૂઆ—ગુરૂની ભક્તિ. | સુઅધમ્મ—શ્રુતધર્મનું. |
| વિણય+ઉવયાર—વિનયોપચાર. વિનયનું આરાધન. | તિત્થયરાણ-તીર્થંકરની. | આરાહણા-આરાધન. |
| | | અકિરિઆ—મોક્ષ. |

વંદનથી ઉપજતા છ ગુણનું ૧૪ સું દ્વાર.

ઇહ છચ્ચ ગુણા—અહીંયા વાંદણાં દેવાથી છ ગુણો ઉપજે છે.

વણુયો,-વયાર માણાઇભિંગ ગુરૂપૂઆ—૧. વિનયનું આરાધન. ૨. માનાદિકનો નાશ. ૩. ગુરૂની ભક્તિ.

તિત્થયરાણ ય આણા—૪. તીર્થંકર ભગવાનની આજ્ઞાનું પાલન.

સુઅધમ્મા રાહણાઽકિરિયા ॥ ૨૭ ॥—૫. શ્રુતધર્મનું આરાધન અને ૬. મોક્ષ.

| | | |
|---|---|---|
| ગુરૂ ગુણ જુત્તં-મોટા ગુણો વડે યુક્ત. | અક્ખે-અક્ષ. સ્થાપનાચાર્યજી. | ગુરૂ વિરહંમિ-ગુરૂના અભાવે. |
| તુ-વળી. | વરાડએ-વરાટક. કોડા. | ઠવણા-સ્થાપના. |
| ગુરૂં-ગુરૂને. | વા-અથવા. | ગુરૂવએસ-ગુરૂનો ઉપદેશ. |
| ઠાવિજ્જા-સ્થાપવા. | કટ્ઠે-કાષ્ટના દાંડા. | |
| અહવ-અથવા. | પુત્થે-પુસ્તક. | |
| તત્થ-તેના સ્થાનકે. | ચિત્તકમ્મે-ચિત્રકર્મ. ૭મી. | ઉવદંસણત્થં-દેખાડવાને માટે. |
| અક્ખાઈ-સ્થાપનાચાર્ય આદિ. | સબ્ભાવં-સદ્‌ભાવ. આકારવાળી. | જિણ વિરહંમિ-જિનના વિરહે.(અભાવે) |
| અહવા-અથવા. | | |
| નાણાઈ તિયં-જ્ઞાનાદિક ત્રણની. | અસબ્ભાવં-અસદ્‌ભાવ. આકાર વિનાની. | જિણબિંબ-જિનની પ્રતિમાની. |
| ઠવિજ્જ-સ્થાપના કરવી. | ગુરૂઠવણા-ગુરૂસ્થાપના. | સેવણા-સેવા (સ્તુતિ) કરીને. |
| | ઈત્તર-ઈત્વરિક. થોડા કાલની. | |
| સક્ખં-સાક્ષાત | | |
| ગુરૂ અભાવે-ગુરૂના અભાવે. | આવકહા-યાવત્ કથિત. લાંબા કાળની. | આમંતણં-આમંત્રણ. |
| | | સહલં-સફળ. |

ગુરૂ સ્થાપનાનું ૧૫ મું દ્વાર.

ગુરૂગુણજુત્તં તુ ગુરૂં, ઠાવિજ્જા—મોટા ગુણવડે યુક્ત ગુરૂને સ્થાપવા.

અહવ તત્થ અક્ખાઈ—અથવા તેના સ્થાને સ્થાપનાચાર્ય આદિ (સ્થાપવા.)

અહવા નાણાઈ તિયં, ઠવિજ્જ સક્ખં ગુરૂ અભાવે ॥ ૨૮ ॥-

અથવા સાક્ષાત્ ગુરૂના અભાવે જ્ઞાનાદિક ત્રણ (જ્ઞાન દર્શન અને ચારિત્રના સાધન)ની સ્થાપના કરવી.

અક્ખે વરાડએ વા—સ્થાપનાચાર્યજી અથવા કોડાની.

કટ્ઠે પુત્થે અ ચિત્તકમ્મે અ—કાષ્ટના દાંડા વિગેરેની, પુસ્તકની અને (ગુરૂની) છબીના સ્થાપના કરવી.

સબ્ભાવ-મસબ્ભાવં—(ગુરૂની સ્થાપનાં બે પ્રકારની છે.) ગુરૂના આકારવાળી (પ્રતિમા કે છબી) અને ગુરૂના આકાર વિનાની (સ્થાપનાચાર્યજી અને પુસ્તક. તે બંને).

ગુરૂ ઠવણા ઈત્તરાવકહા ॥ ૨૯ ॥—ગુરૂ સ્થાપના (છબી અને પુસ્તક) થોડા કાળની તથા (પ્રતિમા અને સ્થાપનાચાર્યજી) લાંબા કાળ માટેની (એમ બે ભેદ) છે.

ગુરૂ વિરહંમિ ઠવણા—ગુરૂના વિરહે સ્થાપના કરવી.

ગુરૂવએસોવ દંસણત્થં ચ—ગુરૂનો ઉપદેશ દેખાડવાને માટે.

જિણ વિરહંમિ જિણબિંબ, સેવણામંતણં સહલં ॥ ૩૦ ॥—(જેમ) જિનના વિરહે જિનની પ્રતિમાની સેવા (સ્તવનાદિ) કરીને આમંત્રણ કરવું હે પ્રભુ! અમોને મોક્ષ આપો.) એ જેમ સફળ થાય છે તેમ.

વિવેચન—સુધર્મા સ્વામીજીને અક્ષના આકારે પગે ચિન્હ હોવાથી અક્ષની સ્થાપના કરાય છે. સ્થાપના અને જ્ઞાનની આશાતના પણ ગુર્વાદિકની પેઠે વર્જવી. પુસ્તકાદિને પગ લગાડવો તે જઘન્ય આશાતના. ફેંકવું પટકવું તે મધ્યમ આશાતના અને અગ્નિ આદિથી નાશ કરવો તે ઉત્કૃષ્ટ આશાતના.

ચઉદિસિ—ચાર દિશામાં.
ગુરૂ—ગુરૂથી.
ઉગ્ગહો—અવગ્રહ
ઇહ—અહીં. આ જિન શાસનમાં.
અહુટ્ઠ—સાડાત્રણ હાથ
તેરસ કરે—તેર હાથ.
સ પર પક્ખે-સ્વપક્ષમાં અને પરપક્ષમાં.
અણણુન્નાયસ્સ—અનુજ્ઞા નહિ લીધેલા.
સયા—સદા. હમેશાં.
ન કપ્પએ—ન કલ્પે.
તત્થ-તે (અવગ્રહ)માં.
પવિસેઉં—પ્રવેશ કરવાને.

## એ પ્રકારના અવગ્રહનું ૧૬ મું દ્વાર.

ચઉદિસિ ગુરૂગ્ગહો ઈહ—અહીં ચારે દિશામાં ગુરૂથી અવગ્રહ.

અહુટ્ઠ તેરસ કરે સપરપક્ખે—સ્વપક્ષમાં સાડા ત્રણ હાથ અને પરપક્ષમાં તેર હાથ છે.

અણણુન્નાયસ્સ સયા, ન કપ્પએ તત્થ પવિસેઉં ॥૩૧॥—અનુજ્ઞા નહિ લીધેલા (સાધુ આદિ)ને હંમેશાં તે અવગ્રહમાં પ્રવેશ કરવાને માટે ન કલ્પે.

વિવેચન—સાધુથી સાધુ કે શ્રાવકને ૩॥ હાથ અવગ્રહ, સાધ્વીથી સાધ્વી કે શ્રાવિકાને ૩॥ હાથ, સાધુથી સાધ્વી કે શ્રાવિકાને શીલાદિ સાચવવા માટે ૧૩ હાથ દૂર રહી આજ્ઞા માગીને પ્રવેશ કરવો કલ્પે.

| | | |
|---|---|---|
| પણ તિગ—પાંચ, ત્રણ. | પય—પદો. | સેસ—બાકીનાં (પદ) |
| બારસ—બાર. | ઇગુણતીસં—ઓગણત્રીશ. | આવસ્સયાઈ—આવસ્સિઆએથી. |
| દુગ તિગ—બે, ત્રણ. | ગુણતીસ—ઓગણત્રીશ. | સવ્વપય—સર્વ પદો. |
| ચઉરો—ચાર. | | અડવન્ના—અઠ્ઠાવન. |
| છ ઠાણ—૭ સ્થાનકમાં. | | |

## વાંદણાના અક્ષરની સંખ્યાનું ૧૭ મું દ્વાર અને પદની સંખ્યાનું ૧૮ મું દ્વાર.

પણ તિગ બારસ દુગ તિગ—પાંચ ત્રણ બાર બે ત્રણ અને

ચઉરો છટ્ઠાણ પય ઇગુણતીસં—ચાર પદ મળી ૨૯ પદો (વંદન-સૂત્રના) ૭ સ્થાનકનાં છે.

ગુણતીસ સેસ આવસ્સયાઈ—બાકીનાં ઓગણત્રીશ પદો આવસ્સિઆએથી માંડીને છે.

સવ્વપય અડવન્ના ॥૩૨॥—સર્વ (મળીને) પદો અઠ્ઠાવન છે.

વિવેચન—પહેલા સ્થાનકમાં ૫ પદ-ઇચ્છામિ, ખમાસમણો, વંદિઉં, જાવણિજ્જાએ, નિસીહિઆએ. બીજા સ્થાનકમાં ૩ પદ. અણુજાણહ, મે, મિઉગ્ગહં. ત્રીજા સ્થાનકમાં ૧૨ પદ. નિસીહિ, અહો, કાયં, કાયસંફાસં, ખમણિજ્જો, ભે, કિલામો, અપ્પકિલંતાણં, બહુ-

-સુભેણ, ભે, દિવસો, વઈક્કંતો. ચોથા સ્થાનકમાં ૨ પદ. જત્તા, ભે. પાંચમા સ્થાનકમાં ૩ પદ. જવણિજ્જં, ચ, ભે. છટ્ઠા સ્થાનકમાં ૪ પદ. ખામેમિ, ખમાસમણો, દેવસિઅં, વઈક્કમ્મં, બાકીનાં ૨૯ પદ છે. તે આ પ્રમાણે. આવસ્સિઆએ, પડિક્કમામિ, ખમાસમણાણં, દેવસિઆએ, આસાયણાએ, તિત્તીસન્નયરાએ, જંકિંચિ મિચ્છાએ, મણ દુક્કડાએ, વય દુક્કડાએ, કાય દુક્કડાએ, કોહાએ, માણાએ, માયાએ, લોભાએ, સવ્વકાલિઆએ, સવ્વમિચ્છોવયારાએ, સવ્વધમ્માઈક્કમણાએ, આસાયણાએ, જો, મે, અઈઆરો, કઓ, તસ્સ, ખમાસમણો, પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં, વોસિરામિ. કેટલાક આચાર્યો આવસ્સિઆએ પદ ગણતા નથી અને જંકિંચિ, મિચ્છાએ એ બે પદ ગણે છે.

| | | |
|---|---|---|
| ઇચ્છાય-ઇચ્છા. | જત્ત-સંયમરૂપ યાત્રા. | છે પણ. |
| અણુન્નવણા-આજ્ઞા. | જવણા-શરીરની સમાધિ. | વંદણ દાયસ્સ-વાંદણાં આપનારનાં. |
| અવ્વાબાહં-સુખશાતા. | અવરાહ-અપરાધને | |
| | ખામણા વિ-ખમાવે | છ ઠાણા-૭ સ્થાનક. |

વાંદણાં દેનાર શિષ્યનાં છ સ્થાનકનું ૧૯ મું દ્વાર.

-ઇચ્છાય અણુન્નવણા—૧. વંદનની ઇચ્છા જણાવે છે અને ૨. અવગ્રહમાં પેસવાની આજ્ઞા માગે છે.

અવ્વાબાહં ચ જત્ત જવણા ય—૩. (શસ્ત્રાદિના ઘા અને મિથ્યાત્વાદિક શલ્યથી) ગુરૂને સુખ શાતા પૂછે છે. ૪. તપ સંયમરૂપ યાત્રા સુખે થાય છે? ૫. ઔષધ વડે ઇંદ્રિય અને મનથી અપીડિત શરીર છે?

-અવરાહ ખામણા વિ ય—૬. અને અપરાધને પણ ખમાવે છે.

વંદણ દાયસ્સ છટ્ઠાણા ॥૩૩॥—(એ પ્રમાણે) વાંદણાં આપનાર (શિષ્ય)નાં ૭ સ્થાનકો છે.

| | | |
|---|---|---|
| -છંદેણ-જેવી તારી ઇચ્છા. | અણુજાણામિ-હું આજ્ઞા આપું છું. | તહત્તિ-તેમજ. |
| | | તુબ્ભંપિ વટ્ટએ- |

| | | |
|---|---|---|
| તમને પણ વર્તે છે. | ખામેમિ-ખમાવું છું. | વંદણ-વાંદણાને. |
| એવં-એ પ્રમાણે. | તુમં-તમને. | અરિહસ્સ-યોગ્યનાં. |
| અહમવિ-હું પણ. | વયણાઈં-વચનો. | |

**વાંદણાના ૬ સ્થાનકમાં ગુરૂનાં ૬ વચનનું ૨૦મું દ્વાર.**

છંદેણ-અણુજાણામિ—૧. જેવી તારી ઈચ્છા. ૨. હું આજ્ઞા આપું છું.

તહત્તિ તુબ્ભંપિ વટ્ટએ એવં—૩. તેમજ છે. ૪. તમને પણ વર્તે છે. ૫. એ પ્રમાણે જ છે.

અહમવિ ખામેમિ તુમં—૬. હું પણ તમને ખમાવું છું.

વયણાઇં વંદણરિહસ્સ ॥૩૪॥—વાંદણાને યોગ્ય ( આચાર્યાદિક ) નાં વચનો છે.

વિવેચન—વાંદણાં ન દેવરાવવાં હોય તો પડિક્ખહ (રાહ જો) અથવા તિવિહેણ (મન વચન કાયાથી નિષેધું છું.) એમ કહે.

| | | |
|---|---|---|
| પુરઓ-આગળ. | ઉવદંસ-દેખાડે. | નો સરસિ-સાંભળતો નથી? |
| પક્ખ-પડખે. | નિમંતણ-નિમંત્રણ. | કહં છિત્તા-કથાનો છેદ |
| આસન્ને-સમીપે. | ખદ્ધ-ખવરાવે. | પરિસં ભિત્તા-પર્ષદાનો ભંગ. |
| ગંતા-જતાં. | આયયણે-ખાય. | અણુટ્ઠિયાઇ-ન ઉઠે છતે. |
| ચિટ્ઠણ-ઉભા રહેતાં. | તહા-તેમજ. | કહે-કહે. |
| નિસીઅણ-બેસતાં. | અપાડસુણણે-ઉત્તર ન આપે. | સંથાર-સંથારાને. |
| આયમણે-ચળુ કરતાં. | ખદ્ધત્તિ-ખાધો એમ. | પાયઘટ્ટણ-પગ અડાડે. |
| આલોયણ-આલોવે. | તત્થ ગઓ-ત્યાં બેઠા બોલે. | ચિટ્ઠ-બેસે. |
| અપડિસુણણે-ઉત્તર ન આપે. | કિં-શું? | ઉચ્ચ-ઉંચા આસને. |
| પુવ્વાલવણે-પહેલાં બોલાવે. | તુમ-તું. | સમ-સરખા. |
| આલોએ-(ગોચરી) આલોવે. | તજ્જાય-તર્જના કરે. | આસણે-આસને. |
| તહ-તેમજ. | નો સુમણે-સારા મનવાળો ન થાય. | આવિ-પણ. |

## ગુરૂને ૩૩ આશાતના ન લગાડવાનું ૨૧ મું દ્વાર.

પુરઓ પક્ખાસન્ને, ગંતા ચિઠ્ઠણ નિસીઅણાયમણે—આગળ પડખે અને સમીપે જતાં, ઉભા રહેતાં અને બેસતાં. (ગુરૂ પહેલાં) ચળુ કરતાં કે હાથ પગ ધોતાં.

આલોયણ ડપડિસુણણે—ઇરિયાવહિ આલોવે. રાત્રે ગુરૂએ બોલાવ્યા છતાં ઉત્તર ન આપે.

પુવ્વાલવણે અ આલોએ ॥ ૩૫ ॥—ગૃહસ્થને ગુરૂના પહેલાં બોલાવે અને ગોચરી બીજા સાધુ પાસે આલોવીને પછી ગુર પાસે આલોવે.

તહ ઉવદંસ નિમંતણ—તેમજ ગોચરી બીજા સાધુને દેખાડે. નિમંત્રણ કરે ( બીજા સાધુને ખાવાનું કહે. )

ખદ્ધાયયણે તહા અપડિસુણણે—ગુરૂ પહેલાં બીજા-સાધુને ખવરાવે. સારો આહાર પોતે ખાય. તેમજ દિવસે ગુરૂએ બોલાવ્યા છતાં ઉત્તર ન આપે.

ખદ્ધ ત્તિ અ તત્થગએ—કઠોર વચન ( ખાધો એમ ) કહે. ત્યાં પોતાના આસને બેઠાં બોલે.

કિં તુમ તજ્જાય નો સુમણે ॥ ૩૬ ॥—શું કહો છો ? તું કર એમ તોછડાઈથી કહે. ગુરૂની તર્જના કરે ( સામો જવાબ આપે. ) વ્યાખ્યાનમાં સારા મનવાળો ન ( દુમણો ) થાય.

નો સરસિ કહં છિત્તા—એ અર્થ તમને સાંભળતો નથી. એ કથા હું તમને સારી રીતે સમજાવીશ એમ કહી કથાનો છેદ કરે.

પરિસં ભિત્તા અણુટ્ઠિયાઇ કહે—ગોચરી વેળા થઈ છે એમ કહી પર્ષદા ( સભા ) નો ભંગ કરે. પર્ષદા ન ઉઠે છતે પોતાની ચતુરાઇ દેખાડવાને કહે.

સંથાર પાય ઘટ્ટણ—ગુરૂના સંથારાને પગ અડાડે.

ચિટ્ઠુચ્ચ સમાસણે આવિ ॥ ૩૭ ॥—ગુરૂથી ઉંચા આસને બેસે અને ગુરૂના સરખા આસને પણ બેસે. ( ગુરૂ જેવાં કે અધિક મૂલ્યવાળાં વસ્ત્ર રાખે.

વિવેચન—ડાભાદિકનો સંથારો અઢી હાથનો અને ઉનકે રૂની શય્યા સર્વાંગ પ્રમાણ જાણવી.

ઇરિયા-ઇરિયાવહિ.
કુસુમિણ-ખરાબ સ્વપ્નનો.
ઉસગ્ગો-કાઉસ્સગ્ગ.
ચિઇવિંદણ-ચૈત્યવંદન.
પુત્તિ-મુહપત્તિ.
વંદણા-બે વાંદણાં.
આલોય-રાઇઅં આલોવે.
વંદણ-બે વાંદણાં.
ખામણ-અબ્ભુટ્ઠિઓ ખામે.

વંદણ-બે વાંદણાં.
સંવર-પચ્ચક્ખાણ.
ચઉછોભ-ચાર થોભ-વંદન.
દુ સજ્ઝાઓ-સજ્ઝાયના બે આદેશ

ઇરિયા-ઇરિયાવહિ.
ચિઇવિંદણ-ચૈત્યવંદન.
પુત્તિ-મુહપત્તિ
વંદણં-વાંદણાં.
ચરિમ-પચ્ચક્ખાણ.
વંદણ-વાંદણાં

આલોયં-દેવસિઅં આલોઉં.
વંદણ-વાંદણાં.
ખામણ-અબ્ભુટ્ઠિઓ.
ચઉછોભ-ચાર થોભ-વંદન.
દિવસ-દેવસિઅ પ્રાયશ્ચિત્તનો.
ઉસ્સગ્ગો-કાઉસ્સગ્ગ.
દુ સજ્ઝાઓ-સજ્ઝાયના બે આદેશ.

## સવાર અને સાંજના લઘુ પ્રતિક્રમણ વિધિનું ૨૨ સું દ્વાર.

ઇરિયા કુસુમિણુસગ્ગો—ઇરિયાવહિ ( ખમા૦થી લોગસ્સ૦) સુધી, કુસુમિણ દુસુમિણનો કાઉસ્સગ્ગ.

ચિઇવિંદણ પુત્તિ વંદણા લોયં—ચૈત્યવંદન (નમુત્થુણં કે જયવીયરાય સુધી) મુહપત્તિ, બે વાંદણાં, ઇચ્છા૦ રાઇઅં આલોઉં ?

વંદણ ખામણ વંદણ—બે વાંદણાં, અબ્ભુટ્ઠિઓ ખામે, બે વાંદણાં.

સંવર ચઉછોભ દુ સજ્ઝાઓ ॥ ૩૮ ॥—પચ્ચક્ખાણ, ચાર થોભવંદન. ( ભગવાનાદિને. ) સજ્ઝાયના બે આદેશ માગી સજ્ઝાય કરે.

## સાંજનું લઘુ પ્રતિક્રમણ.

ઇરિયા ચિઇવિંદણ પુત્તિ—ઇરિયાવહિ ( ખમા૦થી લોગસ્સ૦ સુધી.) ચૈત્યવંદન (નમુત્થુણં કે જયવીયરાય સુધી.) મુહપત્તિ પડિલેહવી.

વંદણં ચરિમ વંદણા લોયં—બે વાંદણાં, દિવસ ચરિમનું પચ્ચક્ખાણ, બે વાંદણાં, ઇચ્છા૦ દેવસિઅં આલોઉં ?

વંદણ ખામણ ચઉછોભ—બે વાંદણાં, અબ્ભુટ્ઠિઓ ખામે, ચાર થોભ વંદન ( ખમાસમણ પૂર્વક ભગવાનહં વિગેરે.)

દિવસુસગ્ગો દુસજ્ઝાઓ ॥૩૯॥—દેવસિઅ પાયચ્છિત્તનો કાઉસ્સગ્ગ, સજ્ઝાયના બે આદેશ માગી સજ્ઝાય કહેવી.

| | | |
|---|---|---|
| એયં—એ પ્રમાણે. | કરણં—કરણસિત્તરીમાં. | અણેગભવ—અનેક ભવોમાં. |
| કિઇકમ્મ—વાંદણાંની. | આઉત્તા—સાવધાન. | સંચિયં—(સંચિત) એકઠાં કરેલા. |
| વિહિં—વિધિને. | સાહૂ—સાધુઓ. | અણંતં—અનંતાં. |
| જુજંતા—કરતા. | ખવંતિ—ખપાવે છે. | |
| ચરણ—ચરણ સિત્તરી. | કમ્મં—કર્મને. | |

વંદનથી થતું ફલ.

એયં કિઇકમ્મ વિહિં, જુજંતા—એ પ્રમાણે વાંદણાની વિધિને કરતા.
ચરણ કરણ—માઉત્તા—ચરણ સિત્તરી અને કરણસિત્તરીમાં સાવધાન.
સાહૂ ખવંતિ કમ્મં, અણેગભવ સંચિયમણંતં ॥૪૦॥—સાધુઓ અનેક ભવોમાં એકઠાં કરેલાં અનંતાં કર્મને ખપાવે છે.

| | | |
|---|---|---|
| અપ્પમઇ—અલ્પ-મતિવાળા. | વિવરિયં—વિપરીત. | ગીયત્થા—ગીતાર્થ પુરૂષો. |
| ભવ્વ—ભવ્ય પ્રાણીના. | જં ઇહ મએ—જે અહીંયાં મેં. | અણભિનિવેસી—કદાગ્રહ રહિત. |
| બોહત્થ—બોધના માટે. | તં સોહંતુ—તેને સુધારશો. | અમચ્છરિણો—મત્સર વિનાના. ઈર્ષ્યા વિનાના. |
| ભાસિયં—ભાખ્યું. કહ્યું હોય. | | |

અપ્પમઈ ભવ્વ બોહત્થ—અલ્પમતિવાળા ભવ્ય પ્રાણીના બોધના માટે.
ભાસિયં વિવરિયં ચ જમિહ મએ—જે મેં અહીંયાં (આ ભાષ્યમાં) વિપરીત કહ્યું હોય.

તં સોહંતુ ગીયત્થા, અણભિનિવેસી અમચ્છરિણો ॥ ૪૧ ॥—તેને કદાગ્રહ રહિત અને ઈર્ષ્યા વિનાના, ગીતાર્થ ( સૂત્ર અને અર્થના જાણનારા) પુરૂષો સુધારશો.

## શ્રી ગુરૂવંદન ભાષ્યના પ્રશ્નો.

નીચેના શબ્દોનું વિવેચન કે અર્થ કહો.

૧. ગુરૂવંદન ભાષ્યના ૨૨ દ્વારના ઉત્તર ભેદ ગણાવો. ચિતિકર્મ પ્રવર્તક પડિણિય દ્વાદશાવર્ત થદ્ધિય અપવિદ્ધ ખપ્ફોડા આવર્ત ઉત્દંશ ઢઢ્ઢર વંદણરિહસ્સ વેદિકાબદ્ધ અક્ખોડા રાયણિએ અહાછંદો ઓસન્નો ઉત્તરચૂલિકા ઉત્તમાર્થ ચૂડલિયં આહરણ ખદ્ધ આઉત્તા છંદણ ઉત્તરાવકહા ખામણ ચઉછોભ સંવર. સ્થવિર.

૨. વાંદણાના અક્ષરો, જોડાક્ષરો, સંપદા, પદો, આદિના પદ, વંદન-દાયક શિષ્યનાં સ્થાનો અને તે સ્થળે ગુરૂના વચનો કહો. ૨૫ આવશ્યકનું વિવેચન કરો.

૩. દ્વાદશાવર્ત વંદનના પ્રસંગો (કારણો.) કોને કરવું ? કોણે કરવું ? કેટલી વાર અને ક્યારે કરવું ? ક્યારે ન કરવું ? શા માટે વંદન કરવું. તેનાથી કયા ગુણો ઉપજે ? આવર્ત એટલે શું ? તે કેટલા અને કયા કયા ? અને તેમાં અક્ષરો બોલતી વખતે હાથ કેમ રાખવા.

૪. ગુરૂ સ્થાપના ક્યારે કરાય ? શા માટે કરાય ? સ્થાપનાના પ્રકારો ? સ્થાપના શાની થાય ? સવાર અને સાંજના લઘુ પ્રતિક્રમણની વિધિ કહો.

૫. ગુરૂના સંથારાને શું શું કરવાથી કઈ કઈ આશાતના લાગે. તે કહો. વંદનને અયોગ્ય કોણ ? શા માટે અને તેના ભેદોનું વિવેચન કરો.

# શ્રી પચ્ચક્ખાણ ભાષ્ય સાર્થ.

---x---

દસ પચ્ચખાણ—દશ પચ્ચક્ખાણ.
ચઉવિહિ—ચાર પ્રકારનો વિધિ.
ચઉ આહાર—ચાર પ્રકારનો આહાર.

દુવીસગાર—બાવીશ આગાર.
અદુરૂત્તા—બીજી વાર ન કહેલા.
દસ વિગઈ—દશ વિગઈઓ.

તીસ વિગઈગય—ત્રીશ નીવિયાતાં.
દુહ ભંગા—બે પ્રકારના ભાંગા.
છ સુદ્ધિ—છ શુદ્ધિ.
ફલં—(આ લોક અને પરલોકનું) ફળ.

## પચ્ચક્ખાણ ભાષ્યનાં ૯ દ્વારના ૯૦ ભેદ.

દસ પચ્ચખાણ ચઉવિહિ—(૧) દશ પચ્ચક્ખાણ. (૨) ચાર પ્રકારનો વિધ.

આહાર દુવીસગાર અદુરૂત્તા—(૩) ચાર પ્રકારનો આહાર. (૪) બીજી વાર ન કહેલા બાવીસ આગાર.

દસ વિગઈ તીસ વિગઇગય—(૫) દશ વિગઈઓ. (૬) ત્રીશ નીવિયાતાં.

દુહભંગા છ સુદ્ધિ ફલં ॥ ૧ ॥—(૭) (મૂલ ગુણ અને ઉત્તર ગુણ પચ્ચક્ખાણ રૂપ) બે ભાગા. (૮) (પચ્ચક્ખાણની) છ શુદ્ધિ (૯) (પચ્ચક્ખાણથી આ લોક અને પરલોક સંબંધી એમ) બે ફળ. એ રીતે મૂળ ૯ દ્વારના ઉત્તર ભેદ ૯૦ થયા

વિવેચન—પચ્ચક્ખાણ=વિરતિપણું. આત્મામાં ગુણ પ્રકટે એ રીતે ગુર્વાદિ (સંઘ) સમક્ષ પોતાનાથી પાળી શકાય તેવું વ્રત ઉચ્ચરવું. પચ્ચક્ખાણના બે ભેદ. ૧. મૂલ ગુણ પચ્ચક્ખાણ અને ૨. ઉત્તરગુણ પચ્ચક્ખાણ. મુનિને પાંચ મહાવ્રત તે મૂલગુણ પચ્ચક્ખાણ અને પિંડ (આહાર) વિશુદ્ધિ વિગેરે ઉત્તરગુણ પચ્ચક્ખાણ રૂપ છે. શ્રાવકને પાંચ અણુવ્રત તે મૂલગુણ પચ્ચક્ખાણ અને બાકીનાં દિગ્ વિરમણાદિ ઉત્તરગુણ પચ્ચક્ખાણ રૂપ છે.

| | | |
|---|---|---|
| અણાગયં—અનાગત આવ્યા પહેલાં. | નિયંટિ—નિયંત્રિત. નિશ્ચય. | નિરવસેસં—નિરવશેષ અનશન. |
| અઇક્કંતં—અતિક્રાંત. ઓળંગીને. | અણગારં—અનાગાર. —આગાર વિના. | પરિમાણકડં—પરિમાણકૃત. |
| કોડી સહિયં—કોટી સહિત. સંધિ સહિત. | સાગાર-આગારસહિત | સકે—સાંકેતિક. અદ્ધા—અદ્ધા. કાળ. |

### ઉત્તર ગુણ પચ્ચક્ખાણના ૧૦ ભેદનું ૧લું દ્વાર.

અણાગય-મઇક્કંતં—૧. અનાગત (ગુરૂ આદિની સેવા માટે પર્યૂષણ આવ્યા પહેલાં અટ્ઠમ કરવો) ૨. અતિક્રાંત (ગુરૂ આદિની સેવાને લીધે અટ્ઠમ ન થયો હોય તો પર્યૂષણ પછીથી કરે.)

કોડીસહિયં નિયંટિ અણગારં—૩ કોટી સહિત (સરખાં અથવા

જુદા એવાં બે પચ્ચક્ખાણની સંધિ મેળવવી). ૪. નિયંત્રિત (અગાઉથી પ્રતિજ્ઞા પ્રમાણે પચ્ચક્ખાણ નિશ્ચે કરે.) ૫. અનાગાર.) મહત્તરાગારેણં આદિ આગાર વિના કરવું)

સાગર નિરવસેસં—૬. સાગાર (૨૨ આગાર સહિત.) ૭. નિરવશેષ. (અનશન=ચારે આહારનો ત્યાગ કરવો.)

પરિમાણકડં સકે અદ્ધા ॥ ૨ ॥—૮ પરિણામ કૃત. (દત્તિ કોળીયા, ઘર અને દ્રવ્યાદિકનું પરિમાણ કરવું.) સાંકેતિક (અંગુઠ મુઠ્ઠિ ગંઠી પ્રસ્વેદ જ્યોતિ જળબિંદુ ઘર અને ઉશ્વાસના સંકેતવાળું.) કાળ નવકારસી વિગેરે.)

વિવેચન-૧. અનાગત પચ્ચક્ખાણ=પર્યૂષણાદિ પર્વ આવ્યા પહેલા વેયાવચ્ચાદિ કારણે અઠ્ઠમાદિ તપ ગુરૂ આજ્ઞાથી પ્રથમથી જ કરે. ૨. અતિક્રાંત=પર્યૂષણાદિ પર્વમાં ખાસ જરૂરી કારણે અઠ્ઠમાદિ તપ ન થયો હોય તો પછીથી તે તપ કરે. ૩ કોટિ સહિત=સરખા સરખા પચ્ચક્ખાણોની સંધી મેળવવી તે સમકોટિ. (જેમકે:—એકાસણુ ઉપર બીજે દિવસે એકાસણું કરવું.) અને જુદા પચ્ચક્ખાણોની સંધી મેળવવી તે વિષમકોટિ. (જેમકે;—આયંબીલ ઉપર બીજે દીવસે એકાસણું કરવું.) ૪. નિયંત્રિત=પ્રથમ સંઘયણવાળા કોઈ એવું ચિંતવે કે હું અમુક દિવસે અમુક તપાદિ કરીશ. પછી ગમે તેવું ગાઢ કારણ આવે તો પણ તે નિર્ધારેલા દીવસે તે તપ અવશ્ય કરે જ ૫. અનાગાર—અન્નત્થણાભોગેણં અને સહસાગારેણં એ બે આગાર તો સર્વ પચ્ચક્ખાણમાં હોય જ છે, પરંતુ મહત્તરાગારેણં વિગેરે આગાર જેમાં ન હોય તે. હાલે વજ્રરૂષભનારાચ સંઘયણ નહિ હોવાથી નિયંત્રિત અને અનાગાર પચ્ચક્ખાણ વિચ્છેદ થયેલ જાણવું. ૬. સાગાર—મહત્તરાગારેણં વિગેરે આગાર સહિત પચ્ચક્ખાણ. ૭. નિરવશેષ—ચારે આહાર અને અણાહારી વસ્તુનું પચ્ચક્ખાણ (અનશન) કરવું. ૮. પરિમાણકૃત—ઘર કવળ દ્રવ્ય અને દત્તિનું પરિમાણ (અખંડ ધારાએ જે જળ પ્રમુખ જેટલું દ્રવ્ય એક સાથે દાતા આપે તે દત્તિ) ૯. સાંકેતિક—સંકેતવાળું પચ્ચ-

ક્ખાણ. તેના ૮. ભેદ ૨. અંગુઠ સહિયં-મુઠીમાં અંગુઠો રાખીને પચ્ચક્ખાણ પારૂં. ૨. મુટ્ઠિ સહિયં-મુઠી વાળીને નવકાર ગણીને પચ્ચક્ખાણ પારૂં. ૩. ગંઠી સહિયં-નવકાર ગણીને ગાંઠ છોડી પચ્ચ-ક્ખાણ પારૂં અને પછી નવકાર ગણી ગાંઠ બાંધુ. જો ભૂલી જાઉં તો અણુવિહાર કરૂં. ૫. પ્રસ્વેદ સહિયં-પરસેવો સુકાય ત્યાં સુધી. ૪ ઘર સહિયં-ઘરે જાઉં ત્યાં સુધી. ૬. ઉસાસ સહિયં-અમુક શ્વાસોશ્વાસ લઉં ત્યાં સુધી. ૭. સ્તિબુક સહિયં—હાથ પગ કે ભાજન ઉપરનાં જલબિંદુઓ સુકાય ત્યાં સુધી. ૮. જ્યોતિષ્ક સહિયં-દીવા પ્રમુખની જ્યોતિ રહે ત્યાં સુધીનું. તે પારવાં હોય ત્યારે એક અથવા ત્રણ નવકાર ગણીને પારી શકાય. ૧૦. અદ્ધા પચ્ચક્ખાણ-કાલના પ્રમા-ણવાળું (નવકારસી વિગેરે ૧૦ પચ્ચક્ખાણ.)

| | | |
|---|---|---|
| નવકારસહિઅ—નવકાર સહિત. | એગાસણ—એકાસણું. | અ તટ્ઠે—ઉપવાસ. |
| | એગઠાણે—એકલઠાણું. | ચ[illegible]—દિવસ ચરિમ. |
| પોરિસિ—પોરિસી. | આયંબિલ—આયંબિલ. | અભિગ્ગહે—અભિગ્રહ. |
| પુરિમડ્ઢ—પુરિમાર્દ્ધ. | | વિગઈ—વિગઈ. |

અદ્ધા પચ્ચક્ખાણના ૧૦ ભેદ.

નવકારસહિઅ પોરિસિ—૧. નમુક્કારસી (સૂર્યોદયથી બે ઘડી સુધીનું.) ૨. પોરિસી (સૂર્યોદયથી ૧ પહોર સુધીનું.)

પુરિમડ્ઢે-ગાસણે-ગઠાણે અ—૩ પુરિમડ્ઢ (સૂર્યોદયથી બે પહોર સુધીનું.) ૪. એકાસણું. ૫. એકલઠાણું (ઠામ ચોવિહાર એકાસણું. તેમાં હાથ અને મુખ સિવાય બીજાં અંગ ન હલાવવાં.)

આયંબિલ અભતટ્ઠે—૬. આયંબિલ. ૭. ઉપવાસ.

ચરિમે અ અભિગ્ગહે વિગઈ ॥૩॥—૮. દિવસ ચરિમ. ૯. અભિગ્રહ અને ૧૦. વિગઈ.

વિવેચન—નવકારસહિયં (નવકારસી) 'નવકાર ગણીને પારિયે' એ સૂર્યોદયથી બે ઘડી પ્રમાણ કાળમાનવાળું પચ્ચક્ખાણ કહેવાય. પોરિસી ૧ પહોર પ્રમાણ, સાઢ (સાર્ધ) પોરિસી દોઢ

પહોર પ્રમાણ પચ્ચક્ખાણ જાણવું, દિવસના ચોથા ભાગે પોરિસી થાય છે. ૩ પુરિમડ્ઢ–બે પહોર પ્રમાણ. તે પચ્ચક્ખાણ દિવસના મધ્ય ભાગે પૂરું થાય છે. ૪ એકાસણ–તે પૂર્વોક્ત પોરસી પ્રમુખ સાથે એકજ સ્થાને બેસી નિર્દોષ–નિર્જીવ આહાર પાણી ૧ વખત વાપરવાથી બને છે. ૫ એકલઠાણું–તે પૂર્વોક્ત રીતે એક જ ઠામે ભોજન કરતાં હાથ અને મુખ શિવાય બીજાં અંગ નહિ હલાવતાં 'ઠામ ચોવિહાર' કરી લેવાથી બને છે. એકાસણામાં તો પછી પણ પ્રાસુક જળ પીઈ શકાય છે, ત્યારે એકલઠાણામાં તેમ થઈ શકતું જ નથી. ૬ આયંબિલ —તે રસ કસ વગરનું (નીરસ) ભોજન એક વખત કરી લેવાથી બને છે. એકાસણામાં તો રસ કસવાળો આહાર પણ લઈ શકાય છે, આયંબિલ અને નીવીમાં તેમ કરી શકાતું નથી. ૭ અભત્તટ્ઠ (અભક્તાર્થ)–આખો દિવસ આહારપાણી તજી અથવા કેવળ નિર્જીવ–પ્રાસુક પાણી પીઈને ઉપવાસ કરવાથી બને છે. એવા ઉપવાસ યથાશક્તિ એક કે અનેક કરી શકાય ૮ ચરિમ—તે દિવસ ચરિમ ચોવિહાર પ્રમુખ કરવાથી અથવા ભવચરિમ-યાવત્ જીવિત અનશન આદરવાથી બને છે. ૯ અભિગ્રહ–તે અમુક કાર્ય કર્યા પછી જ અમુક વસ્તુ લેવી એમ નિશ્ચય કરી વર્તવાથી બને છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ચારે પ્રકારે અભિગ્રહ ધારી શકાય છે. ૧૦ વિગઈ—દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ પ્રમુખ તેમજ તેનાં નિવિયાતાંનો યથાશક્તિ ત્યાગ કરવાથી વિગઈ-નિવિગઈનું પચ્ચક્ખાણ થાય છે. આમાં માંસ, મદિરા મધ અને માંખણ એ ચાર મહા વિગઈનો ત્યાગ તો સાથે જ આવી જાય છે. એ રીતે દશ ભેદ કહ્યા. તેમાં 'નવકારસહિયં'નું કાળ માન એક મુહૂર્ત (બે ઘડી) પ્રમાણ છે. તે પચ્ચક્ખાણ પણ 'નવકાર સહિયં' સહિત જ કરાય છે. જયારે પોરિસી પ્રમુખ પચ્ચક્ખાણનું કાળ માન પૂરું થાય ત્યારે નવકાર ગણીને જ તે પચ્ચક્ખાણ પાળવામાં આવે છે. વળી 'નવકારસહિયં' પ્રમુખ પચ્ચક્ખાણ રાત્રીએ કરેલ ચઉવિહાર પ્રમુખને પુષ્ટિકારી છે.

ઉગ્ગએ સૂરે-સૂર્ય ઉગ્યા પહેલાં. ઉગ્ગએ સૂરે.
નમો-નવકારસીમાં. નમુક્કાર સહિઅં.
પોરિસિ-પોરિસીના.
પચ્ચક્ખ-પચ્ચક્ખાણમાં.
ઉગ્ગએ સૂરે-ઉગ્ગએ સૂરે.
સૂરે ઉગ્ગએ-સૂર્ય ઉગ્યે છતે. સૂરે ઉગ્ગએ.
પુરિમં-પુરિમઢ્ઢમાં.
અબ્ભતટ્ઠં-ઉપવાસમાં. અભત્તટ્ઠં.
પચ્ચક્ખાઈ-પચ્ચક્ખાઈ.
ત્તિ-એમ.

પચ્ચક્ખાણ કરવાના પાઠરૂપ ૪ પ્રકારના વિધિનું બીજું દ્વાર.

ઉગ્ગએ સૂરે અ નમો—૧ નવકારસીમાં ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિઅં.

પોરિસિ પચ્ચક્ખ ઉગ્ગએ સૂરે—૨. પોરિસિ (સાઢ પોરિસિ)ના પચ્ચક્ખાણમાં ઉગ્ગએ સૂરે પોરિસિયં પચ્ચક્ખામિ૦

સૂરે ઉગ્ગએ પુરિમં—૩. પુરિમઢ્ઢ (અવઢ્ઢ)માં સૂરે ઉગ્ગએ 'પુરિમઢ્ઢં પચ્ચક્ખામિ.

અબ્ભતટ્ઠં પચ્ચક્ખાઇ ત્તિ ॥ ૪ ॥—૪. ઉપવાસમાં સૂરે ઉગ્ગએ અબ્ભત્તટ્ઠં પચ્ચક્ખાઇ એમ ચાર વિધિ કહ્યા.

વિવેચન—જો સૂર્યોદય પહેલાં "નવકારસહિયં" પ્રમુખ પચ્ચક્ખાણ કદાચ પ્રમાદ વશ ન થઈ શક્યું હોય, તોપણ પુરિમુઢ્ઢ, એકાસણું આયંબિલ અને ઉપવાસ પ્રમુખ મ્હોટું પચ્ચક્ખાણ કરી શકાય છે. તેમાં આજ સૂર્યોદયથી આવતી કાલનો સૂર્યોદય થાય, ત્યાં સુધીનું પચ્ચક્ખાણ અભક્તાર્થ અથવા ઉપવાસ કહેવાય છે. રાત્રીએ ચઉવિહાર કર્યો જ હોય તો પ્રભાતે 'ચોથ ભત્ત'નું પચ્ચક્ખાણ કરી શકાય છે અને ચઉવિહાર કર્યો ન હોય તો 'અભત્તટ્ઠં'નું જ પચ્ચક્ખાણ કરાય છે. બાકી જે આગળ પાછળ બે એકાસણા અને વચમાં ઉપવાસ કરે તે તો 'ચોથ ભત્ત'નું સુખે પચ્ચક્ખાણ કરી શકે.

ભણઈ—કહે.
ગુરૂ—ગુરૂ.
સીસો પુણ—શિષ્ય વળી.
પચ્ચક્ખામિ—પચ્ચક્ખામિ.
ત્તિ—એમ કહે.
એવ—એ પ્રમાણે.
વોસિરઈ—વોસિરઈ.
ઉવઓગ—ઉપયોગ.
ઇત્થ—અહીંયાં.
પમાણં—પ્રમાણ.
ન પમાણં—પ્રમાણ નથી.
વંજણ—અક્ષરની.
ચ્છલણા—સ્ખલના. ભૂલ.

## બીજી રીતે પણ ૪ પ્રકારનો વિધિ.

ભણઇ ગુરૂ સીસો પુણ; પચ્ચક્ખામિત્તિ એવ વોસિરઈ—ગુરૂ પચ્ચક્ખાઇ કહે ત્યારે શિષ્ય વળી પચ્ચક્ખામિ એમ કહે. એ પ્રમાણે ગુરૂ વોસિરઈ કહે ત્યારે શિષ્ય વોસિરામિ કહે.

ઉવઓગિત્થ પમાણં—અહીં (લેનારનો) ઉપયોગ એજ પ્રમાણ છે:

ન પમાણં વંજણચ્છલણા ॥ ૫ ॥—પણ અક્ષરની સ્ખલના (પચ્ચક્ખાણનો પાઠ આપવામાં ફેરફાર રૂપ ભૂલ) થાય તે પ્રમાણ રૂપ નથી.

| | | |
|---|---|---|
| પઢમે ઠાણે—પહેલા સ્થાનકમાં. | દેસવગાસાઈ—દેશાવગાસિકાદિ. | અંગુટ્ઠમાઈ—અંગુટ્ઠ સહિયં આદિ. |
| તેરસ—તેર. | પંચમએ—પાંચમા સ્થાનકમાં. | અડ—આઠ. |
| બીએ—બીજાં સ્થાનકમાં. | નમુ—નવકારસી. | તેર—તેર. |
| તિન્નિ ઉ—ત્રણ વળી. | પોરિસિ—પોરિસી. ૧ પ્રહર પ્રમાણ. | નિવિ—નિવિ. |
| તિગાઇ—ત્રણ. | સડ્ઢા—સાઢ પોરિસી. ૧॥ પ્રહર પ્રમાણ | વિગઈ—વિગઈ. |
| તઇઅંમિ—ત્રીજા સ્થાનકમાં. | પુરિમ—પુરિમડ્ઢ. બે પ્રહર પ્રમાણ. | અંબિલ—આયંબિલ. |
| પાણસ્સ—પાણીના ૭ આગાર | અવડ્ઢ=અવડ્ઢ. ત્રણ પ્રહર પ્રમાણ. | તિય—ત્રણ. |
| ચઉત્થંમિ—ચોથા સ્થાનકમાં. | | તિય—ત્રણ. |
| | | દુ—બીયાસણું. |
| | | ઇગાસણ—એકાસણું. |
| | | એગઠાણાઇ—એકલઠાણું આદિ. |

### એકાસણાદિ પચ્ચક્ખાણનાં પાંચ ઉચ્ચાર સ્થાન.

પઢમે ઠાણે તેરસ—પહેલા સ્થાનકમાં તેર પચ્ચક્ખાણ,

બીએ તિન્નિઉ તિગાઈ તઇઅંમિ—બીજા સ્થાનકમાં વળી ત્રણ, ત્રીજા સ્થાનકમાં ત્રણ

પાણસ્સ ચઉત્થંમિ—ચોથા સ્થાનકમાં પાણીના ૭ આગાર.

દેસવગાસાઈ પંચમએ ॥૬॥—પાંચમા સ્થાનકમાં દેશાવગાસિકાદિ. (પાણહાર, ચઉવિહાર, તિવિહાર દુવિહાર.).

નમુ પોરિસિ સડ્ઢા—નવકારસી (સૂર્ય ઉગ્યા પછી ૪૮ મીનીટે) પોરિસી (૧ પ્રહરે થાય) સાઢ પોરસી (દોઢ પ્રહોરે થાય.)

પુરિમવડ્ઢ અંગુટ્ઠમાઈ અડ તેર—પુરિમડ્ઢ (બે પ્રહરે થાય.) અવડ્ઢ (ત્રણ પ્રહરે થાય). અંગુટ્ઠ સહિયં આદિ આઠ મળીને તેર.

નિવિ વિગઈઅબિલ તિય—નિવિ વિગઈ અને આયંબિલ એ ત્રણ.

તિય, દુ ઈગાસણ એગઠાણાઈ ॥૭॥—બીયાસણું એકાસણું અને એકલઠાણું આદિ ત્રણ (ચોથા સ્થાનકમાં પાણસ્સ અને પાંચમા સ્થાનકમાં દેશાવગાસિક.)

| | | |
|---|---|---|
| પઢમંમિ–પહેલા સ્થાનકમાં. | બીયંમિ–બીજા સ્થાનકમાં. | તુરિએ–ચોથા સ્થાનમાં. |
| ચઉત્થાઈ-ચઉત્થ ભક્તાદિ. | તઇયિ–ત્રીજા સ્થાનકમાં. | ચરિમે–દિવસના છેડે. |
| | પાણસ્સ–પાણીના. | જહ સંભવં–યથા સંભવ. |
| તેરસ–તેર. | દેસવગાસં–દેશાવગાશિક. | નેયં–જાણવું. |

ઉપવાસાદિ પચ્ચક્ખાણનાં પાંચ ઉચ્ચાર સ્થાન.

પઢમંમિ ચઉત્થાઇ—પહેલા સ્થાનકમાં ચઉત્થભક્ત (૧ ઉપવાસ)થી ચોત્રીશ ભક્ત (૧૬ ઉપવાસ) સુધી.

તેરસ બીયંમિ તઇય પાણસ્સ—બીજા સ્થાનકમાં (નમુક્કારસી આદિ) તેર, ત્રીજા સ્થાનકમાં પાણીના છ આગાર.

દેસવગાસં તુરિએ—ચોથા સ્થાનકમાં દેશાવગાશિક.

ચરિમે જહ સંભવં નેયં ॥૮॥—દિવસના છેડે યથા સંભવ (ચઉવિહાર, પાણહાર દેશાવગાશિક) જાણવું.

| | | |
|---|---|---|
| તહ–તથા. તેમજ. | સૂરૂગ્ગયાઈ–સૂરે ઉગ્ગએ આદિ. | જહા–જેમ. |
| મજ્ઝ–મધ્યનાં. | વોસિરઈ–વોસિરઈ. | આવસીયાઈ–આવસ્સિઆએ. |
| પચ્ચક્ખાણેસુ–પચ્ચક્ખાણોમાં. | કરણવિહિ–કરવાનો વિધિ. | બિઅ છંદે–બીજા વાંદણામાં. |
| ન પિહુ–જુદાં જુદાં ન કહેવાં. | ન ભન્નઇ–કહ્યો નથી. | |

કયો પાઠ પચ્ચક્ખાણમાં ન બોલવો.

તહ મજ્ઝ પચ્ચક્ખાણેસુ—તેમજ મધ્યનાં (નીવિ વિગઈ આયંબીલ એકાસણું બીયાસણું એકલઠાણું અને ઉપવાસના) પચ્ચક્ખાણોમાં.

ન પિહુ સુરૂગ્ગયાઈ વોસિરઈ—સૂરે ઉગ્ગએ આદિ (ઉગ્ગએ સૂરે) અને વોસિરઈ એ પદ જુદાં જુદાં (વારંવાર) ન કહેવાં.

કરણવિહિ ઉ ન ભન્નઈ—કરવાનો વિધિ કહ્યો નથી.

જહાવસીયાઇ બિઅ છંદે ॥૯॥—જેમ આવસ્સિઆએ એ પદ બીજા વાંદણામાં કહેવાતું નથી તેમ.

તહ–તથા. તેમજ.
તિવિહ–તિવિહારના.
પચ્ચખાણે–પચ્ચક્ખાણમાં.
ભન્નંતિ–કહે છે.
પાણગસ્સ–પાણીના.
આગારા–૭ આગાર.
દુવિહાહારે–દુવિહારવાળાને.
અચ્ચિત્ત ભોઇણો–અચિત્ત ખાનારને.
તહ–તેમજ.
ફાસુ જલે–ઉકાળેલ પાણીવાળાને.

પ્રાસુક પાણીના ૭ આગાર કોને કહેવા.

તહ તિવિહ પચ્ચખાણે—તેમજ (એકાસણાદિ) તિવિહારના પચ્ચક્ખાણમાં.

ભન્નંતિ અ પાણગસ્સ આગારા—પાણીના ૭ આગાર કહે છે.

દુવિહાહારે અચ્ચિત્ત,–ભોઈણો તહ ય ફાસુ જલે ॥૧૦॥—અચિત્ત ખાનાર એકાસણાદિ દુવિહારવાળાને, અને પ્રાસુક પાણી પીનારને તેમજ (પાણીના ૭ આગાર) કહેવા.

વિવેચન—૧. અચિત્ત ખાનાર અને અચિત્ત પાણી પીનારને પાણસ્સનો આગાર કહેવો. ૨. સચિત્ત ખાનાર અને અચિત્ત પાણી પીનારને પાણસ્સનો આગાર કહેવો. ૩. અચિત્ત ખાનાર અને સચિત્ત પાણી પીનારને પાણસ્સનો આગાર ન કહેવો. ૪. સચિત્ત ખાનાર અને સચિત્ત પાણી પીનારને પાણસ્સના આગાર ન કહેવા.

ઈત્તુચ્ચિય–એટલાજ માટે.
ખવણ–ઉપવ સ.
અંબિલ–આયંબિલ.
નિવિયાઈસુ–નિવિ આદિકમાં.
ફાસુયં–અચિત્ત.
ચિય–નિશ્ચે.
જલં તુ–પાણી વળી.
સડ્ઢાવિ–શ્રાવકો પણ.
પિયંતિ–પીએ છે.
તહા–તેમજ.
પચ્ચક્ખંતિ–પચ્ચક્ખાણ કરે છે.
તિહાહારં–તિવિહારનું

પ્રાસુક પાણી કયા પચ્ચક્ખાણોમાં વાપરવું.

ઈત્તુચ્ચિય ખવણંબિલ, નિવિયાઈસુ ફાસુયં ચિય જલં તુ—

એટલા જ માટે ઉપવાસ આયંબિલ અને નીવિ આદિ (એકાસણા )માં નિશ્ચે અચિત્ત પાણી વળી.

**સડ્ઢાવિ પિયંતિ તહા**—શ્રાવકો પણ પીએ છે. તેમજ

**પચ્ચક્ખંતિ ય તિહાહારં ॥૧૧॥**—તિવિહારનું પચ્ચક્ખાણ કરે છે.

| | | |
|---|---|---|
| ચઉહાહારં-ચઉવિહાર. | તિહ ચઉહા—તિવિહાર. ચઉવિહાર. | એગાસણાઈ—એકાશનાદિ. |
| તુ-વળી. જ. | નિસિ—રાત્રિનું. | સડ્ઢાણ—શ્રાવકોને. |
| નમો—નવકારસી. | પોરિસિ—પોરિસી. | દુ તિ ચઉહા—દુવિહાર તિવિહાર અને ચઉવિહાર. |
| રત્તિંપિ—રાત્રિનું પણ. | પુરિમ—પુરિમડ્ઢ. | |
| મુણીણ—મુનિને. | | |
| સેસ—બાકીના. | | |

**મુનિ અને શ્રાવકને ક્યાં પચ્ચક્ખાણ કેવી રીતે કરવાં તે બાબત.**

**ચઉહાહારં તુ નમો, રત્તિંપિ મુણીણ સેસ તિહ ચઉહા**—
મુનિઓને નવકારસી અને રાત્રિનું પચ્ચક્ખાણ પણ ચઉવિહાર જ હોય અને બાકી (પોરિસિ આદિ)નાં તિવિહાર અને ચઉવિહાર હોય.

**નિસિ પોરિસિ પુરિમેગા-સણાઈ સડ્ઢાણ દુતિ ચઉહા ॥૧૨॥**—
શ્રાવકોને રાત્રિનું પચ્ચક્ખાણ પોરિસી પુરિમડ્ઢ અને એકાસણાદિ દુવિહાર તિવિહાર અને ચઉવિહાર (એમ ૩ પ્રકારે) હોય. (અને નવકારસી ચોવિહાર જ હોય.)

| | | |
|---|---|---|
| ખુહ—ક્ષુધાને. ભૂખને. | એઇ—આવે. | ખિવઈ—નાખે. |
| પસમ—શમાવવામાં. | દેઇ—આપે. | કુટ્ઠે—ઉદરમાં. |
| ખમ—સમર્થ. | વા—અથવા. | જં—જે. |
| એગાગી—એકાકી, એક. | સાયં—સ્વાદને. | પંકુવમં—કાદવ સરખા. |
| આહરિવ—અથવા આહારમાં. | ખુહિઓ—ક્ષુધાવામાં. | તં—તે દ્રવ્ય. તે પદાર્થ. |
| | | આહારો—આહાર. |

**ચાર પ્રકારના આહારનું ૩ જું દ્વાર, આહારનું લક્ષણ.**

**ખુહ-પસમ ખમેગાગી,-આહારિવ એઇ દેઇ વા સાયં**—૧. ક્ષુધાને શમાવવામાં સમર્થ એવું એક દ્રવ્ય (ભાત વિગેરે) અથવા ૨. આહારમાં આવે, અથવા ૩ આહારમાં સ્વાદ આપતું હોય. (લૂણ વિગેરે.)

ખુહિઓ વ ખિવઈ કુટ્ટે, જં પં કુવમં તમાહારો ॥ ૧૩ ॥—
અથવા ૪ ભૂખ્યો (ભૂખ શમાવવા માટે) જે કાદવ સરખા પદાર્થને ઉદરમાં નાંખે તે આહાર કહેવાય (જેમકે માટી.)

| | | |
|---|---|---|
| અસણે—અશનમાં. | ખજજ—ખાજાં. | જવ—જવનું પાણી. |
| મુગ્ગ—મગ | રબ્બ—રાબ. | કયર—કેરાંનુ પાણી. |
| ઓયણ—ઓદન.ભાત. | કુંદાઈ—કંદ વિગેરે. | કક્કડોદગ—કાકડીનું પાણી. |
| સત્તુ—સાથવો. | પાણે—પાણીમાં. | સુરાઈ જલં—મદિરા આદિનું પાણી. |
| મંડ—માંડા. | કુંજિય—છાસની આછ. | |
| પય—દૂધ. | | |

કઈ કઈ ચીજો અશન અને પાણીમાં ગણાય.

અસણે મુગ્ગોયણ—સત્તુ,—મંડ—પય—ખજજ—રબ્બ—કુંદાઈ—અશનમાં
૧. મગ. ૨. ભાત. ૩. સાથવો (શેકેલો લોટ) ૪. માંડા. (પૂડા, રોટલો, રોટલી) ૫. દૂધ. ૬. ખાજાં (પકવાન્ન) ૭. રાબ અને ૮. કંદ વિગેરે. (એ આઠે અશનમાં ગણાય છે.)

પાણે કુંજિય જવ કયર, કક્કડો દગ સુરાઈ જલં ॥ ૧૪ ॥—
પાણીમાં છાસની આછ, જવનું પાણી, કેરાંનું પાણી, કાકડીનું પાણી અને મદિરા (દારૂ) વિગેરેનું પાણી.

| | | |
|---|---|---|
| ખાઇમે—ખાદિમમાં. | સુંઠિ—સુંઠ. | તંબોલાઈ—તંબોલ વિગેરે. |
| ભત્તોસ—ભક્તૌષધિ શેકેલાં ધાન્ય. | જીર—જીરૂં. | અણહારે—અણહારીમાં. |
| ફલાઇ—ફલ વિગેરે. | અજમાઈ—અજમો વિગેરે. | મોય—મૂત્ર. |
| સાઇમે—સ્વાદિમમાં. | મહુ—મધ. | નિંબાઈ—લીંબડા વિગેરે. |
| | ગુડ—ગોળ. | |

ખાદિમ સ્વાદિમ અને અણાહારી વસ્તુઓ.

ખાઇમે ભત્તોસ ફલાઇ—ખાદિમમાં શેકેલાં ધાન્ય અને ફલ વિગેરે.

સાઈમે સુંઠિ જીર અજમાઇ, મહુ ગુડ તંબોલાઈ—સ્વાદિમમાં
સુંઠ, જીરૂં, અજમો વિગેરે. મધ ગોળ અને તંબોલ વિગેરે

અણહારે મોય નિંબાઈ ॥ ૧૫ ॥—અણહારી (જે વસ્તુઓ ખાવામાં અનિષ્ટ [તુરી કે કડવી] સ્વાદવાળી હોય તે.) માં સર્વ જાતિનાં મૂત્ર અને લીંબડા (-નાં પત્ર ફળ છાલ લાકડું) વિગેરે.

વિવેચન—રાત્રે ચોવિહારવાળાને કારણે વપરાય તેવી અણુહારી ચીજોના નામ. લીંબડાના અંગ (પત્ર—છાલ—કાષ્ટ—ફળ—ફુલ વિગેરે)ગોમૂત્ર વિગેરે મૂત્ર, ગળો, કડુ, કરિયાતુ ચીમેડ રાખ ઉપલેટ વજ હરડાં બહેડાં આમળાં, બાવળની છાલ, ધમાસો આસંધી. સુખડ એળીઓ ગુગળ બોરડી કંથેરી કેરમૂલ પુંઆડ બોળ .ચિત્રક કુંદરૂં. ફટકડી થુવર આકડા તથા જે વસ્તુઓ ખાવામાં અનિષ્ટ સ્વાદવાળી હોય તે અફીણ વિગેરે બુજમર, ઝેરી ટોપરૂં, અંબર, કસ્તુરી. મજીઠ, રૂમીમસ્તકી, ખેરસાર દાડમની છાલ, ભીમસેની બરાસ, અતિવિષની કળી, વખમો, ચણિકબાબા, કેશર, ઝેરી ગોટલી, મોટી હીમજ, કોયદન વિગેરે. વિશેષ ગુરૂગમથી જાણવું.

| | | |
|---|---|---|
| દો—બે આગાર. | ઇગાસણે-એકાસણાના. | અંબિલ—આયંબીલના. |
| નવકારિ—નવકારસીના. | અટ્ઠ—આઠ. | અટ્ઠ—આઠ. |
| છ-છ | સત્ત—સાત. | પણ—પાંચ. |
| પોરસિ—પોરિસીના | ઇગઠાણિ—એકલઠાણાના. | ચઉત્થિ—ઉપવાસના. |
| સગ—સાત. | | છ પ્પાણે—પાણીના છ |
| પુરિમડ્ઢે—પુરિમડ્ઢના. | | |

નવકારસી વિગેરેના આગારની સંખ્યાનું ચોથું દ્વાર.

દો નવકારિ છ પોરિસિ—નવકારસીના બે આગાર. પોરિસીના છ આગાર.

સગ પુરિમડ્ઢે ઇગાસણે અટ્ઠ—પુરિમડ્ઢના સાત, એકાસણાના આઠ આગાર.

સત્તેગઠાણિ અંબિલિ, અટ્ઠ—એકલઠાણાના સાત અને આયંબીલના આઠ.

પણ ચઉત્થિ છપ્પાણે ॥ ૧૬ ॥—ઉપવાસના પાંચ અને પાણીના છ આગાર છે.

| | | |
|---|---|---|
| ચઉ—ચાર. | પણ—પાંચ. | ઉક્ખિત્ત વિવેગેણં. |
| ચરિમે—દિવસ ચરિમના | પાવરણે—ચોળપટ્ટાના. | મુત્તું—મૂકીને. |
| ચઉ—ચાર. | નવટ્ઠ—નવ અને આઠ. | દવવિગઇ—ઢીલી નિવીમાં. |
| અભિગ્ગહિ—અભિગ્રહના. | નિવ્વીએ—નિવીના. | નિયમિ—નિશ્ચે. |
| | આગાર—આગાર. | અટ્ઠ—આઠ. |
| | ઉક્ખિત્ત વિવેગ— | |

**ચઉ ચરિમે ચઉ ભિગ્ગહિ**—દિવસ ચરિમ (ચઉવિહાર તિવિહાર અને દુવિહાર)ના ચાર, અભિગ્રહના ચાર આગાર.

**પણ પાવરણે નવટ્ઠ નિવ્વીએ**—ચોળપટો મૂકવાના પાંચ તથા નિવીના નવ (કઠણમાં) અને આઠ ઢીલીમાં.

**આગારૂક્ખિત્ત વિવેગ, મુત્તું દ્દવવિગઈ નિયમિટ્ઠ ॥ ૧૭ ॥**— ઉક્ખિત્ત વિવેગેણં આગાર મૂકીને ઢીલી નિવીમાં નિશ્ચે આઠ આગાર.

**અન્ન**—અન્નત્થણાભોગેણં.
**સહ**—સહસાગારેણં.
**દુ**—બે આગાર.
**નમુક્કારે**—નવકારસીમાં.
**અન્ન**—અન્નત્થણાભોગેણં.
**સહ**—સહસાગારેણં.
**પચ્છ**—પચ્છન્નકાલેણં.
**દિસ**—દિસામોહેણં.
**સાહુ**—સાહુ વયણેણં.
**સવ્વ**—સવ્વ સમાહિ વત્તિયાગારેણં.
**પોરિસી**—પોરિસી.
**છ**—છ.
**સડ્ઢપોરિસી**—સાર્દ્ધ પોરિસીના.
**પુરિમડ્ઢે**—પુરિમાર્દ્ધમાં.
**સત્ત**—સાત.
**સમહત્તરા**—મહત્તરાગારેણં સહિત.

**નવકારસી પોરિસી સાઢપોરિસી પુરિમડ્ઢ અનેઅવડ્ઢના આગાર.**

**અન્ન સહ દુ નમુક્કારે**—અન્નત્થણાભોગેણં અને સહસાગારેણં. એ બે આગાર નવકારસીમાં.

**અન્ન સહ પચ્છ દિસ ય સાહુ સવ્વ, પોરિસિ છ સડ્ઢ પોરિસિ**—અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં સવ્વ સમાહિવત્તિયાગારેણં એ છ આગાર પોરિસી અને સાર્દ્ધ પોરિસીના છે.

**પુરિમડ્ઢે સત્ત સમહત્તરા ॥૧૮॥**—(ઉપરના છ આગારને) મહત્તરાગારેણં સહિત કરીએ તો પુરિમાર્દ્ધમાં સાત આગાર.

**અન્ન**—અન્નત્થણાભોગેણં.
**સહ**—સહસાગારેણં.
**સાગારિ**—સાગારિયાગારેણં.
**આઉંટણ**—આઉંટણ પસારેણં.
**ગુરૂઅ**—ગુરૂ અબ્ભુટ્ઠાણેણં
**પારિ**—પારિટ્ઠાવણિયાગારેણં.
**મહ**—મહત્તરાગારેણં.
**સવ્વ**—સવ્વ સમાહિવત્તિયાગારેણં.
**એગ**—એકાસણા.
**બિઆસણિ**—બિયાસણામાં.
**અટ્ઠ**—આઠ.
**સગ**—સાત.
**ઈગઠાણે**—એકલઠાણામાં.
**અઉંટ**—આઉંટણ પસારેણં.
**વિણા**—વિના.

### એકાસણા બિયાસણા અને એકલઠાણાના આગાર.

અન્ન સહસ્સાગારિ અ—અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, સાગારિયાગારેણં.

આઉંટણ ગુરૂઅ પારિ મહ સવ્વ—આઉંટણપસારેણં, ગુરૂ અબ્ભુટ્ઠાણેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં.

એગ બિઆસણિ અટ્ઠઉ—એકાસણા અને બિયાસણામાં આઠ આગાર.

સગ ઇગઠાણે અઉંટ વિણા ॥૧૯॥—તેમાંથી આઉંટણ પસારેણં વિના એકલઠાણામાં સાત આગાર

| | | |
|---|---|---|
| અન્ન-અન્નત્થણાભોગેણં. | પડુચ્ચ-પડુચ્ચમક્ખિએણં. | નિવ્વિગઈએ-નીવિમાં. |
| સહ-સહસાગારેણં. | પારિ-પારિટ્ઠાવણિયાગારેણં. | નવ-નવ. |
| લેવા-લેવાલેવેણં. | મહ-મહત્તરાગારેણં. | પડુચ્ચ-પડુચ્ચમક્ખિએણં. |
| ગિહ-ગિહત્થસંસટ્ઠેણં. | સવ્વ-સવ્વ સમાહિવત્તિયાગારેણં. | વિણુ-વિના. |
| ઉક્ખિત્ત-ઉક્ખિત્તવિવેગેણં. | વિગઈ-વિગઈ | અંબિલે-આયંબિલમાં. |
| | | અટ્ઠ-આઠ. |

### વિગઈ નિવિ અને આયંબિલના આગાર.

અન્ન સહ લેવા ગિહ—અન્નત્થણાભોગેણં સ[illegible] લેવાલેવેણં ગિહત્થસંસટ્ઠેણં.

ઉક્ખિત્ત પડુચ્ચ પારિ મહ સવ્વ—ઉક્ખિત્તવિવેગેણં, પડુચ્ચમક્ખિએણં પારિટ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં.

વિગઈ નિવ્વિગઈએ નવ—વિગઇ અને નીવિમાં નવ ( આગાર. )

પડુચ્ચ વિણુ અંબિલે અટ્ઠ ॥ ૨૦ ॥—પડુચ્ચમક્ખિએણં વિના આયંબિલમાં આઠ ( આગાર )

| | | |
|---|---|---|
| અન્ન-અન્નત્થણા-ભોગેણં. | પંચ-પાંચ | અભિગ્ગહિ-અભિગ્રહને વિષે. |
| સહ-સહસાગારેણં | ખવણે-ઉપવાસમાં. | અન્ન-અન્નત્થણાભોગેણં. |
| પારિ-પારિટ્ઠાવણિ-યાગારેણં. | છપાણિ-પાણસ્સના ૭ લેવાઈ-લેવેણવા વિગેરે. | સહ-સહસાગારેણં. |
| મહ-મહત્તરાગારેણં. | ચઉ-ચાર. | મહ-મહત્તરાગારેણં. |
| સવ્વ-સવ્વસમાહિ-વત્તિયાગારેણં | ચરિમં-દિવસ ચરિમ. | સવ્વ-સવ્વસમાહિ-વત્તિયાગારેણં. |
| | અંગુટ્ઠાઈ-અંગુઠસહિ વિગેરે | |

ઉપવાસ, પાણી અને અભિગ્રહાદિના આગાર.

અન્ન સહ પારિ મહ સવ્વ, પંચ ખવણે છપાણિ લેવાઈ—અન્નત્થણાભોગેણં સહસાગારેણં પારિટ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં અને સવ્વસમાહિવત્તિયાગારેણં એ પાંચ આગાર ઉપવાસમાં અને લેવેણવા વિગેરે ૭ આગાર પાણસ્સ (પાણીના)

ચઉ ચરિમંગુટ્ઠાઈ, ભિગ્ગહિ અન્ન સહ મહ સવ્વ ॥૨૧॥—દિવસચરિમ અંગુઠસહિ વિગેરે પચ્ચક્ખાણ અને અભિગ્રહને વિષે ૪ આગાર. અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં.

| | | |
|---|---|---|
| દુદ્ધ-દૂધ. | ચઉર-ચાર. | પિસિયં-માંસ. |
| મહુ-મધ. | પિંડદવા-કઠણ અને નરમ. | મક્ખણ-માખણ. |
| મજ્જ-મદિરા. | | પક્કન્ન-પકવાન. |
| તિલ્લં-તેલ. | ઘય-ઘી. | દો-બે |
| ચઉરો-ચાર. | ગુલ-ગોળ. | |
| દવવિગઈ-નરમ વિગઈ | દહિયં-દહિં. | પિંડા-કઠણ. |

દશ વિગઈમાંથી દ્રવ અને પિંડ વિગઈઓનાં નામ.

દુદ્ધ મહુ મજ્જ તિલ્લં, ચઉરો દવ વિગઈ—દૂધ મધ મદિરા અને તેલ એ ચાર નરમ (જેનો રેલો ચાલે તે) વિગઈ છે.

ચઉરો પિંડ દવા; ઘય ગુલ દહિયં પિસિયં—ઘી ગોળ દહીં અને માંસ એ ચાર કઠણ અને નરમ વિગઈ છે.

## પચ્ચક્ખાણના આગારોની સંખ્યાના યંત્રની સ્થાપના.

| અંક | પચ્ચક્ખાણનામ | સંખ્યા. | આગારોનાં નામ. |
|---|---|---|---|
| ૧ | નોકારસી. | ૨ | અન્ન૦, સહ૦ |
| ૨ | પોરિસી. | ૬ | અન્ન૦, સહ૦, પચ્છન્ન૦, દિસામો૦, સાહુ૦, સવ્વ૦, |
| ૩ | સાઢપોરિસિ. | ૬ | અન્ન૦, સહ૦, પચ્છન્ન૦, દિસામો૦, સાહુ૦, સવ્વ૦, |
| ૪ | પુરિમડ્ઢ. | ૭ | અન્ન૦, સહ૦, પચ્છ૦, દિસા૦, સાહુ૦, મહત્ત૦, સવ્વ૦, |
| ૫ | અવડ્ઢ. | ૭ | અન્ન૦, સહ૦, પચ્છ૦, દિસા૦, સાહુ૦, મહત્ત૦. સવ્વ, |
| ૬ | એકાસણું. | ૮ | અન્ન૦, સહ૦, સાગા૦, આઉં૦, ગુરૂ૦, પારિ૦, મહ૦, સવ્વ૦, |
| ૭ | બિયાસણું | ૮ | અન્ન૦, સહ૦, સાગા૦, આઉં૦ ગુરૂ૦, પારિ૦, મહ૦, સવ્વ૦, |
| ૮ | એકલઠાણું | ૭ | અન્ન૦ સહ૦, સાગારી૦ગુરૂ૦, પારિ૦, મહ૦ સવ્વ૦. |
| ૯ | નીવી. } | ૯ | અન્ન૦, સહસ્સા૦ લેવા૦, ગિહત્થ૦, ઉક્ખિત્ત૦, પડુચ્ચ૦. પારિ૦, |
| ૧૦ | વિગઇ. } | ૯ | મહત્ત૦, સવ્વ૦. |
| ૧૧ | આયંબિલ | ૮ | અન્ન૦, સહ૦, લેવા૦, ગિહ૦, ઉક્ખિત્ત૦ પારિ૦, મહ૦, સવ્વ૦. |
| ૧૨ | ઉપવાસ. | ૫ | અન્ન૦, સહ૦, પારિ૦, મહ૦, સવ્વ૦, |
| ૧૩ | પાણહાર. | ૬ | લેવે૦, અલે૦, અચ્છે૦, બહુ૦, સસિત્થે૦, અસિત્થે૦. |
| ૧૪ | અભિગ્રહસંકેત | ૪ | અન્ન૦, સહ૦, મહ૦, સવ્વ૦. |
| ૧૫ | દિવસચરિમં. | ૪ | ,, ,, ,, ,, |
| ૧૬ | ભવચરિમં. | ૪ | ,, ,, ,, ,, |
| ૧૭ | દેશાવગાશિક. યતિને | ૪ | ,, ,, ,, ,, ચોલપટ્ટાગારેણં. |
| ૧૮ | સમકિતના. | ૬ | રાયા૦, ગણા૦, બલા૦, દેવા૦, ગુરૂની૦, વિત્તિ૦. |

મક્ખણ પક્કન્ન દો પિંડા ॥ ૨૨ ॥—માખણ અને પકવાન એ બે કઠણ વિગઈ છે.

| | | |
|---|---|---|
| પોરિસિ-પોરિસી. | પોરિસાઇ-પોરિસી આદિના. | ગંઠી-ગંઠિસહિયં. |
| સડ્ઢ-સાર્ધ પોરિસી. | સમા-સરખા. | સચ્ચિત્તદવ્વાઇ-સચિત્ત દ્રવ્યાદિક. (દેશાવગાસિક) |
| અવડ્ઢં-અવડ્ઢ | અંગુટ્ઠ-અંગુઠસહિયં. | અભિગ્ગહિયં-અભિગ્રહ. |
| દુભત્ત-બીયાસણું. | મુટ્ઠિ-મુટ્ઠિસહિયં. | |
| નિવ્વિગઈ-નીવિ. | | |

કેટલાક પચ્ચક્ખાણના માંહોમાંહે સરખા પાઠ અને આગાર.

પોરિસિ સડ્ઢ-અવડ્ઢં—પોરિસી અને સાર્ધ પોરિસીના સરખા (૬) આગાર છે. પુરિમાર્ધ અને અવડ્ઢના સરખા ( ૭ ) આગાર છે.

દુભત્ત નિવ્વિગઈ પોરિસાઈ સમા—એકાસણું અને બીયાસણાના સરખા ( ૮ ) આગાર નીવિ અને વિગઈના સરખા ( ૯ ) આગાર છે. પોરિસી વિગેરેના સરખા આગાર છે.

અંગુટ્ઠ મુટ્ઠિ ગંઠી,—સચિત્ત દવ્વાઈ-ભિગ્ગહિયં ॥૨૩॥—અંગુઠ સહિયં, મુટ્ઠિસહિયં, ગંઠીસહિયં, સચિત્ત દ્રવ્યાદિક ( દેશાવગાસિક અને દ્રવ્યક્ષેત્રાદિક ) અને અભિગ્રહના સરખા (૪) આગાર છે.

| | | |
|---|---|---|
| વિસ્સરણં-વિસ્મરણ થવાથી ભૂલી જવાથી. | સહસાગારો-ઓચિંતુ. સહસાગારેણં. | કાલ પચ્છન્નકાલેણં. |
| અણાભોગો-ઉપયોગ વિના અન્નત્થણા-ભોગેણં. | સયં-પોતાની મેળે. | મેહાઇ-મેઘાદિ વડે. |
| | મુહપવેસો-મુખમાં પ્રવેશ | દિસિવિવજ્જાસુ-દિશિનો ફેરફાર થયે છતે |
| | પચ્છન્નકાલ-ઢંકાયેલો. | દિસિ મોહો-દિશિમાં મોહ, દિશામોહેણં. |

બાવીશ આગારોના અર્થ ચાર ગાથા વડે કહે છે.

વિસ્સરણ-મણાભોગો—ઉપયોગ વિના ભૂલી જવાથી કાંઈ ચીજ મુખમાં નખાય તે અન્નત્થણાભોગેણં.

સહસાગારો સયં મુહપવેસો—પોતાની મેળે ઓચિંતુ મુખમાં કાંઇ ચીજ પ્રવેશ કરે તે સહસાગારેણં.

પચ્છન્નકાલ મેહાઈ—મેઘાદિ વડે ઢંકાયેલો કાલ હોવાથી અધુરે પચ્ચક્ખાણે જમે તે પચ્છન્નકાલેણં.

દિસિ વિવજ્જાસુ દિસિમોહો ॥ ૨૪॥—( આંધી વિગેરેથી ) દિશિનો ફેરફાર થયે છતે દિશિમાં મોહ થવાથી ખબર ન પડે તે.દિશામોહેણં.

| | | |
|---|---|---|
| સાહુવયણ-સાધુનું વચન. સાહુવયણેણં | સમાહિત્તિ-સમાધિ. | મહતર-મહત્તરાગારેણં |
| ઉગ્ઘાડા પોરિસિ-બહુ પડિપુન્ના પોરિસિ. | સવ્વસમાહિ વત્તિયા-ગારેણં. | ગિહત્થ-ગૃહસ્થ. |
| તણુસુત્થયા-શરીરની સ્વસ્થતા. | સંઘાઈકિજ્જ-સંઘાદિકનું કાર્ય. | બંદાઇ-ચારણ ભાટ વિગેરે. |
| | | સાગારી-સાગારિયાગારેણં. |

સાહુવયણ ઉગ્ઘાડા,-પોરિસિ—(૭ ઘડીયે) બહુપડિપુન્ના પોરિસી એવું સાધુનું વચન સાંભળીને પોરિસી પારે તે સાહુવયણેણં આગાર.

તણુ સુત્થયા સમાહિત્તિ—શરીરની સ્વસ્થતા ( રોગની શાંતિ ) તથા સમાધિ કરવા માટે સવ્વસમાહિવત્તિયાગારેણં.

સંઘાઈ કજ્જ મહતર—મોટાની આજ્ઞાથી સંઘાદિકનું કાર્ય કરતાં પચ્ચક્ખાણ પારવું પડે તે મહત્તરાગારેણં.

ગિહત્થ બંદાઇ સાગારી ॥ ૨૫ ॥—ગૃહસ્થ અને ચારણાદિની નજર લાગવાથી એકાસણાદિમાં ઉઠવું પડે તે સાગારિયાગારેણં.

| | | |
|---|---|---|
| આઉંટણં-સંકોચવું. આઉંટણપસારેણં. | ગુરૂઅભુટ્ઠાણં-ગુરૂઅબ્ભુટ્ઠાણેણં. | વિહિગહિઅ-વિધિએ ગ્રહણ કરેલો. |
| અંગાણં-અંગોનું. | પરિઠાવણ-પરઠવવા યોગ્ય. | જઈણ-યતિને |
| ગુરૂ-મોટા ગુરૂ. | પારિઠાવણિયાગારેણં. | પાવરણિ-વસ્ત્ર મૂકવામાં. |
| પાહુણસાહુ-વડીલ સાધુ. | | કડિપટ્ટો-ચોલપટ્ટાગારેણં. |

આઉંટણ-મંગાણં—(હાથ પગ વિગેરે) અંગોને સંકોચવું તે આઉંટણપસારેણં.

ગુરૂ પાહુણસાહુ ગુરૂ અભુટ્ઠાણં—ગુરૂ અથવા વડીલ સાધુ પધારે (તો તેમનો વિનય સાચવવા એકાસણાદિમાં) ઉભા થવું તે ગુરૂ અબ્ભુટ્ઠાણેણં.

પરિઠાવણ વિહિ ગહિઅ—વિધિએ કરીને ગ્રહણ કરેલો આહાર પરઠવવા યોગ્ય હોય ( તો ગુરૂ આજ્ઞાએ ) વાપરવો તે પારિઠાવણિયાગારેણં.

જઈણ પાવરણિ કડિપટ્ટો ॥ ૨૬ ॥—યતિને વસ્ત્ર મૂકવાના પચ્ચ-

ફ્ખાણમાં ચોલપટ્ટાગારેણં. (જિતેંદ્રિયમુનિ અભિગ્રહને લીધે વસ્ત્રરહિત બેઠા હોય, તેવા પ્રસંગે ગૃહસ્થ આવે તો તરત ચોલપટ્ટો પહેરી લે )

| | | |
|---|---|---|
| ખરડિયં-ખરડાએલી | ગિહત્થસંસટ્ઠેણં. | પિંડ વિગઇણં-કઠણ વિગઈ ને. |
| લૂહિઅં-લુછેલી. | દુચ્ચ-શાક. | મક્ખિયં-મસળેલ. |
| ડોવાઈ-કડછી આદિ વડે. | મંડાઇ-માંડાદિકને. | પડુચ્ચમક્ખિએણં. |
| લેવ-લેવાલેવેણં. | ઉક્ખિત્ત-ઉપાડી લી. | અંગુલીહિં-આંગળીઓ વડે. |
| સંસટ્ઠ-સંસ્કારિત. | ધેલ.ઉક્ખિત્તવિવેગેણં | મણા-કાંઇક. |

ખરડિય લૂહિય ડોવાઈ, લેવ—(અકલ્પનીય વસ્તુથી). ખરડાયેલી કડછી વિગેરેને લુંછીને વહોરાવેલો આહાર ગ્રહણ કરતાં મુનિને (આયંબીલ કે નીવિનો) ભંગ ન થાય તે લેવાલેવેણં.

સંસટ્ઠ દુચ્ચ મંડાઇ—શાક માંડાદિકને ઘી તેલથી સંસ્કારિત કર્યાં હોય તો તે મુનિને (નીવિ આદિ)માં ભંગ ન થાય તે ગિહત્થસંસટ્ઠેણં.

ઉક્ખિત્ત પિંડ વિગઇણ—રોટલી ઉપરથી પિંડ વિગઈને ગૃહસ્થે ઉપાડીને અલગ મૂકી હોય તો તે વહોરતાં મુનિને ( નીવિ વિગેરેનો) ભંગ ન થાય તે ઉક્ખિત્ત વિવેગેણં.

મક્ખિયં અંગુલીહિં મણા ।। ૨૭ ।।—કાંઈક ઘી, આદિથી આંગળીઓ વડે કણીક મસળી હોય તે વસ્તુ વાપરતાં મુનિને ( નીવિ આદિનો ) ભંગ ન થાય તે પડુચ્ચમક્ખિએણં.

| | | |
|---|---|---|
| લેવાડં-લેપકૃત. લેવેણ વા. | અચ્છં-નિર્મળ. અચ્છેણ વા. | સસિત્થં-દાણા સહિત. સસિત્થેણ વા. |
| આયામાઈ-ઓસામણ વિગેરે. | ઉસિણ જલં-ઉષ્ણ જલ. | ઉસ્સેઇમ-આટાવાળું. |
| ઇયર-અલેપકૃત. અલેવેણ વા | ધોઅણ-ચોખાનું ધોઅણ. | ઇઅર-અસિત્થ. અસિત્થેણ વા. |
| સોવીરં-છાશની આછ, કાંજી. | બહુલ-બહુલેપકૃત. બહુલેવેણ વા. | સિત્થવિણા-દાણા વિના. |

## અચિત્ત પાણી.

લેવાડં આયામાઈ—ઓસામણ આદિ (દ્રાક્ષ આંબલી) લેપકૃત
(વાસણમાં લેપ રહે તે) પાણી તે લેવેણવા આગાર.

ઇયર સોવીરમચ્છ-સુસિણ જલં—કાંજી (છાશની આછ)નું પાણી તે
અલેપકૃત પાણી તે અલવેણ વા આગાર. ત્રણ ઉકાળાવાળું
નિર્મળ ઉષ્ણ પાણી તે અચ્છેણ વા આગાર.

ધોઅણ બહુલ સસિત્થં, ઉસ્સેઇમ ઇઅર સિત્થ વિણા ॥૨૮॥-
ચોખા ફળ વિગેરેનું ધોઅણ તે બહુ લેપકૃત પાણી તે બહુલે-
વેણ વા આગાર. દાણા સહિત કે આટાના રજકણ સહિત
પાણી તે સસિત્થેણ વા આગાર લુગડાથી ગળેલ દાણા કે
આટાના રજકણવાળું પાણી તે અસિત્થેણ વા આગાર.

પણ ચઉ-પાંચ. ચાર.
ચઉ ચઉ-ચાર. ચાર.
દુ દુવિહ-બે.બે પ્રકારે.
છ ભક્ખ-૭ ભક્ષ્ય.
દુદ્ધાઈ-દૂધ વિગેરે.
વિગઈ-વિગઈના.
ઇગવીસં-એકવીશ.
તિદુતિ-ત્રણ.બે.ત્રણ.
ચઉ વિહ-ચારપ્રકારે
અભક્ખા-અભક્ષ્ય.
ચઉ-ચાર.
મહુમાઇ-મધ વિગેરે.
વિગઈ-વિગઈના.
બાર-બાર.
ખીર ઘય-દૂધ, ઘી.
દહિ તિલ્લં-દહીં.તેલ.
ગુડ-ગોળ.
પક્કન્નં-પકવાન્ન.
છ ભક્ખ-૭ ભક્ષ્ય.
વિગઈઓ-વિગઈ.
ગો-ગાયનું.
મહિસી-ભેંસનું.
ઉટ્ટિ-ઉંટડીનું.
અય-બકરીનું.
એલગાણ-ઘેટીનું.
પણ દુદ્ધ-પાંચ પ્રકારનું દૂધ
અહ-હવે.
ચઉરો-ચાર પ્રકારે.
ઘય-ઘી.
દહિઆ-દહીં.
ઉટ્ટિ વિણા-ઉંટડી વિના.
તિલ-તલનું.
સરિસવ-સરસવનું.
અયસિ-અલસીનું.
લટ્ટ-ખસખસ જેવું કુસુંબીનું.
તિલ્લ-તેલ.
ચઊ-ચાર.
દવગુડ-ઢીલો ગોળ.
પિંડ ગુડા-કઠણ ગોળ.
દો-બે.
પક્કન્નં-પકવાન્ન.
તિલ્લ-તેલમાં તળેલું.
ઘય-ઘીમાં.
તલિયં-તળેલું.

### ૬. ભક્ષ્ય વિગઈના ૨૧ ઉત્તરભેદ.

પણ ચઉ ચઉ ચઉ દુ દુવિહ—(દૂધ) ૫ પ્રકારે. (ઘી) ૪ પ્રકારે.
(દહીં) ૪ પ્રકારે. (તેલ) ૪ પ્રકારે. (ગોળ) ૨ પ્રકારે અને
પકવાન્ન બે પ્રકારે છે.

७ भक्ख दुद्धाइ विगई इगवीसं—એમ ७ ભક્ષ્ય દૂધ વિગેરે વિગઈના ૨૧ ભેદો છે.

ति दुति चउविह अभक्खा, चउ महुमाई विगई बार ॥२९॥—મધ ૩ પ્રકારે, મદીરા બે પ્રકારે, માંસ ૩ પ્રકારે અને માખણ ૪ પ્રકારે છે. એમ મધ વિગેરે (ચાર અભક્ષ્ય) વિગઈના ૧૨ ભેદ છે.

खीर घय दहि अ तिल्लं, गुड पक्कन्नं ७ भक्ख विगइओ—દૂધ, ઘી, દહીં, તેલ, ગોળ અને પકવાન્ન એ ७ ભક્ષ્ય વિગઈ છે.

गो महिसी उट्टि अय, एलगाण पण दुद्ध अह चउरो ॥३०॥—ગાયનું, ભેંસનું, ઉંટડીનું, બકરીનું અને ઘેટીનું એમ પાંચ પ્રકારે દૂધ છે. હવે ૪ પ્રકારે ઘી અને દહીં કહીશું.

घय दहिआ उट्टि विणा—ઘી અને દહીં ઉંટડી વિના ચાર પ્રકારે છે, (ગાયનું, ભેંસનું, બકરીનું અને ઘેટીનું.)

तिल सरिसव अयसि लट्ट तिल्ल चउ—૧. તલનું. ૨. સરસવનું. ૩. અલસીનું અને ૪. કાબરી કુસુમ્ભીનું. એ ચાર પ્રકારે તેલ વિગઈ છે. (બાકીનાં મગફળીનું, ખોપરેલ અને કપાસીયાનું તેલ, વિગઈમાં ગણાતાં નથી.)

दवगुड पिंडगुडा दो—નરમ ગોળ અને કઠણ ગોળ એમ ગોળ બે પ્રકારે છે.

पक्कन्नं तिल्ल घयतलियं ॥३१॥—તેલમાં તળેલું અને ઘીમાં તળેલું એમ પકવાન્ન બે પ્રકારે છે.

| | | |
|---|---|---|
| पयसाडि—બાસુદી. | दुद्ध—દૂધનાં. | तंदुल—ચોખા. |
| खीर—ખીર. | विगइगया—નિવીયાતાં. | तच्चुन्न—ચોખાનો લોટ. |
| पेया—દૂધપાક. | दक्ख—દ્રાક્ષ. | अंबिल सहिअ—ખટાશ સહિત. |
| अवलेहि—કુકરણું. | बहु अप्प—ઘણા અને થોડા. | |
| दुद्धट्टि—બળી. | | दुद्धे—દૂધમાં. |

દૂધનાં પાંચ નીવિયાતાં.

पयसाडि खीर पेया, वलेहि दुद्धट्टि दुद्ध विगइ गया—૧. બાસુદી. ૨. ખીર. ૩. દૂધપાક. ૪. કુકરણું. અને ૫. બળી. એ પાંચ દૂધનાં નીવિયાતાં છે.

દક્ખ બહુ અપ્પ. તંદુલ, તચ્ચુન્નંબિલ સહિઅ દુદ્ધે ॥૩૨॥—
(અનુક્રમે) દૂધમાં દ્રાક્ષ, ઘણા ચોખા, થોડા ચોખા, આટો અને ખટાશ નાખવાથી થાય છે.

વિવેચન—દૂધમાં દ્રાક્ષ નાખીને રાંધેલું દૂધ તે બાસુદી. ઘણા ભાત નાખીને રાંધેલું દૂધ તે ખીર. ઘીથી કરમોવીને થોડા ચોખા નાખીને રાંધેલું દૂધ તે દૂધપાક, ઘીમાં સેકેલા આટાને નાખીને રાંધેલું દૂધ તે કુકરણું. અને ખટાશ નાખીને જમાવેલું દૂધ તે બળી, પરંતુ તરતની વિયાએલી ગાયના દૂધની બળી અભક્ષ્ય છે.

| | | |
|---|---|---|
| નિબ્ભંજણ-તળેલું ઘી. | પક્કઘયં-પાકું ઘી. પકાવેલું ઘી. | સલવણદહિ-લૂણ સહિત દહીં. |
| વીસંદણ-કુલેર. | દહિએ-દહીંમાં. (નાં) | ઘોલ-ઘોળેલું (મથેલું) દહીં. |
| પક્કોસહિ તરિય-પકવૌષધિ તરિત. | કરંબ-કરંબો. | |
| ઉપરનો મેલ. કીટું | સિહરિણિ-શિખંડ. | ઘોલવડા-ઘોલવડા. |

ઘીનાં પાંચ નીવિયાતાં અને દહીંનાં પાંચ નીવિયાતાં.

નિબ્ભંજણ વીસંદણ—૧. પક્વાન્ન તળ્યા પછી રહેલું તળેલું ઘી. ૨. ઘી કે દહીંની તર સાથે બાજરીનો લોટ અને ગોળ નાખીને બનાવવામાં આવે તે કુલેર.

પક્કોસહિ તરિય કિટ્ટિ પક્કઘયં—૩. ઔષધિ નાખીને પકાવેલા ઘી ઉપર વળેલી તર તે પકવૌષધિ તરિત. ૪. ઘીને ગરમ કરવાથી ઉપર જે મેલ આવે તે ઘીનું કીટું. ૫. ઔષધિ નાખી પકાવેલું પાકું ઘી.

દહિએ કરંબ સિહરિણિ—૧. દહીંને ભાત એકઠા કરીને વઘારવામાં આવે તે કરંબો. ૨. પાણી વિનાના દહીં સાથે ખાંડ મેળવી વસ્ત્રથી છણી કાઢવામાં આવે તે શિખંડ.

સલવણદહિ ઘોલ ઘોલવડા ॥૩૩॥—૩. લૂણ નાખીને હાથથી મથેલું દહીં તે સલવણ દહીં. ૪. વસ્ત્રથી છણેલું દહીં તે ઘોલ. ૫ દહીંને છણી સારી રીતે ગરમ કરી તેમાં વડા નાખે તે ઘોલવડા.

| | | |
|---|---|---|
| તિલકુટ્ટિ-તલસાંકળી. | તિલ્લમલી-તેલની મળી. કીટું. | ખંડ-ખાંડ. |
| નિબ્ભંજણ-તળેલું તેલ. | સક્કર-સાકર. | અધ્ધ કઢિય-અડધો કઢેલો. અર્ધ ઉકાળેલ. |
| પક્કતિલ-પાકું તેલ. | ગુલવાણય-ગલમાણું. | ઇક્ખુરસો-શેરડીનો રસ. |
| પક્કુસહિતરિય-પકવૌષધિ ઉપરની તર. | પાય-ગોળનો પાય. ચાસણી. | |

## તેલનાં ૫ નીવિયાતાં અને ગોળનાં ૫ નીવિયાતાં.

તિલકુટ્ટી નિબ્ભંજણ—૧. તલને સેકી ગોળ ઘીનો પાય કરી તેમાં તલ નાખી બનાવવામાં આવે તે તલસાંકળી. (તલની માતર.) ૨. પકવાન્ન તળ્યા પછી રહેલું તળેલું તેલ.

પક્કતિલ પક્કુસહિતરિય તિલ્લમલી—૩. ઔષધિ નાખી પકાવેલું પાકું તેલ. ૪ ઔષધિ નાખી પકાવેલ તેલ ઉપર વળેલી તર તે પકવૌષધિતરિત. ૫. તેલને ગરમ કરવાથી ઉપર જે મેલ આવે તે તેલનું કીટું.

સક્કર ગુલવાણય પાય—૧. સાકર. ૨. થોડા લોટને ઘીમાં સેકી ગોળનું પાણી નાખી બનાવવામાં આવે તે ગલમાણું. ૩ ચાસણી કરી ખાજાં વિગેરેને લેપવામાં આવે તે ગોળનો પાય.

ખંડ અધકઢિય ઇક્ખુરસો—૪. ખાંડ. અને ૫. અર્ધ ઉકાળેલ શેરડીનો રસ.

| | | |
|---|---|---|
| પૂરિઅતવ-તાવડી. પૂરાય. | તન્નેહ-તે સ્નેહ (ઘી કે તેલ)માં. | જલ લપ્પસિ-જળ લાપસી. |
| પૂઆ-પુડલા પછીનો. | તુરિઅ ઘાણાઈ-ચોથા આદિ ઘાણના. | પંચમો-પાંચમો. |
| બીઅ પૂઅ-બીજો પુડલો. | ગુલહાણી-ગોળધાણી. | પૂત્તિકયપૂઓ-પોતું દઇ કરેલો પુડલો. |

## કડા વિગઈનાં પાંચ નીવિયાતાં.

પૂરિઅ તવ પૂઆ બીઅ, પૂઅ—૧. ઘી કે તેલથી ભરેલી તાવડી (કડાઇ) પૂરાય તેવા એક મોટા પુડલા પછીના બીજા આદિ પુડલાઓ નીવિયાતાં

તન્નેહ તુરિઅ ઘાણાઈ—૨. તે ગરમ કરેલા ઘી કે તેલમાં (નવું ઘી કે તેલ ઉમેરવામાં ન આવ્યું હોય તો ત્રણ ઘાણ તળ્યા પછીના) ચોથા વિગેરે ઘાણના પુડલાઓ.

ગુલહાણી જલલપ્પસિ—૩. ગોળ ઘીનો પાય કરી તેમાં ધાણી નાખવામાં આવે તે ગોળધાણી. ૪. પકવાન્ન તળ્યા પછી ચીકટ કાઢવા માટે લોટને સેકી ગોળનું પાણી નાખવામાં આવે તે જળ લાપસી.

ય પંચમો પૂત્તિકયપૂઓ ॥ ૩૫ ॥—અને પાંચમું (તેલ ઘી વિગેરેનું) પોતું દઈને કરેલ પુડલો.

| | | |
|---|---|---|
| દુદ્ધ-દૂધ. | અગ-એક આંગળ. | મક્ખણાણં-મસળેલા ચુરમામાં. |
| દહી-દહીં. | ભત્તુવરિં-ભોજન (ભાત) ઉપર. | અદ્દામલયં-નાના કણીયા. |
| ચઉરંગુલ-૪ આંગળ. | પિંડગુલ-કઠણ ગોળથી. | ચ-અને. |
| દવગુડ-ઢીલો ગોળ. | | સંસઠ્ઠં-સંસૃષ્ટ. |
| ઘય તિલ્લ-ઘી અને તેલ | | |

ગિહત્થસંસટ્ઠેણં એ આગારથી નીવિમાં કલ્પે તેવાં સંસૃષ્ટ દ્રવ્યો.

દુદ્ધ દહી ચઉરંગુલ, દવગુડ ઘય તિલ્લ એક ભત્તુવરિં—ભાત ઉપર દૂધ અને દહીં ચાર આંગળ હોય તથા :ઢીલો ગોળ, ઘી અને તેલ એક આંગળ હોય, (તો તે સંસૃષ્ટ દ્રવ્ય કહેવાય.)

પિંડગુલ મક્ખણાણં, અદ્દામલયં ચ સંસઠ્ઠં ॥ ૩૬ ॥—કઠણ ગોળથી મસળેલા (ચુરમાદિક)માં ગોળના નાના કણીયા હોય તો તે સંસૃષ્ટ દ્રવ્ય કહેવાય છે.

| | | |
|---|---|---|
| દવ્વહયા-દ્રવ્યથી હણાએલી. | તં-તે. | ઉક્કિટ્ઠદવ્વં-ઉત્કૃષ્ટ દ્રવ્ય. |
| વિગઇ-વિગઈ. | હયદવ્વં-હતદ્રવ્ય. હણાએલું દ્રવ્ય. | ઇમં-એ. આ. |
| વિગઇગયં-નવીયાતું. | ઉદ્ધરિઅ-ઉધરેલા. બચેલા. | ચ-અને. |
| પુણો-વળી. | તત્તંમિ-તપાવેલા. | અન્ને-બીજા (આચાર્યો.) |
| તેણ-તે વિગઇથી. | | |

નીવિયાતાં, હતદ્રવ્ય અને ઉત્કૃષ્ટ દ્રવ્યનું લક્ષણ.

દવ્વહયા વિગઈ, વિગઇગયં—(ચોખા વિગેરે) દ્રવ્યથી હણાએલી વિગઈ તે નીવિયાતું કહેવાય.

ગુણો તેણ તં હયંદવ્વં—વળી તે (દૂધ વિગેરે) વિગઈથી હણાએલું દ્રવ્ય તે હતદ્રવ્ય કહેવાય.

ઉદ્ધરિએ તત્તંમિય, ઉક્કિટ્ઠ દવ્વં ઈમં અન્ને ॥ ૩૭ ॥—તળ્યા પછી બચેલા કે તપાવેલા તે ઘી કે તેલથી કોઈ દ્રવ્ય બનાવાય એ ઉત્કૃષ્ટ દ્રવ્ય કહેવાય એમ અન્ય આચાર્યો કહે છે.

| | | |
|---|---|---|
| તિલસક્કુલિ-તલ સાંકલી. | અંબાઈ-કેરી વિગેરે. | આઈ-વિગેરે. |
| વરસોલાઈ-શીંગોડા વિગેરે. | દક્ખવાણાઈ-દ્રાક્ષના પાણી વિગેરે. | ઈઅ-એ. |
| રાયણ-રાયણ. | ડોલીતિલ્લ-ડોળીયું તેલ. | સરસુત્તમ દવ્વ-સરસ ઉત્તમ દ્રવ્ય. |
| | | લેવકડા-લેપકૃત. |

ઉત્તમ દ્રવ્યો અથવા લેપકૃત દ્રવ્યોનાં નામો.

તિલસક્કુલિ વરસોલાઈ—તલસાંકળી (તલની માતર.) શીંગોડાં, (મેવા. ખાંડની બનેલી ચીજો સાકરીયા) વિગેરે.

રાયણંબાઈ દક્ખવાણાઈ—રાયણ, કેરી વિગેરે ફળ અને દ્રાક્ષનાં પાણી વિગેરે (નાળીયેરનું પાણી.)

ડોલી તિલ્લાઈ ઇઅ—ડોળીયું તેલ વિગેરે, એ સર્વે.

સરસુત્તમ દવ્વ લેવકડા ॥ ૩૮ ॥—સરસ ઉત્તમ દ્રવ્યો છે, એનું બીજું નામ લેપકૃત કહેવાય.

| | | |
|---|---|---|
| વિગઈગયા-નિવીયાતા | નિવ્વિગઈયંમિ-નીવિમાં. | મુત્તું-મુકીને. |
| સંસટ્ઠા-સંસૃષ્ટ દ્રવ્યો. | કારણજાયં-પુષ્ટ કારણને. | કપ્પંતિ ન-ન કલ્પે. |
| ઉત્તમ દવ્વા-ઉત્તમ દ્રવ્યો. | | ભુત્તું-ખાવાને. |
| | | જં વુત્તં-જે માટે કહ્યું છે. |

કારણ વિના નીવિયાતાં વિગેરે નહિ વાપરવાની ભલામણ.

વિગઈગયા સંસટ્ઠા, ઉત્તમદવ્વા ઇ નિવ્વિગઈયંમિ—૩૦ નીવિયાતાં, સંસૃષ્ટ દ્રવ્યો અને ઉત્તમ દ્રવ્યો નીવિમાં.

કારણજાયં મુત્તું, કપ્પંતિ ન ભુત્તું જં વુત્તં ॥ ૩૯ ॥—(જ્ઞાનાભ્યાસ તપસ્યાદિ) પુષ્ટકારણને મૂકીને ખાવાને ન કલ્પે. જે માટે કહ્યું છે.

વિવેચન—પ્રથમ જણાવેલા ૬ વિગઈના ૩૦ નીવિયાતાં મુનિને યેગોદ્વહનાદિ અને શ્રાવકને ઉપધાનની નીવિમાં લાંબી તપસ્યા હોવાથી કલ્પે. પરંતુ કોઇક દિવસ નીવિ કરે તેને તો ૭ વિગઈમાંથી કોઈ પણ વિગઈ ઉપર લઈને તથા વધારીને ખાવી ન કલ્પે. માત્ર વિગઈનો જરા સ્પર્શ થયો હોય, પણ પછીથી ચીકાશ ન દેખાતી હોય તો વાપરવી કલ્પે. જેમકે (સેકેલો પાપડ). નીવિમાં કોકમ, મરચું જીરૂં ધાણા હળદર વલોણાની છાશ, હીંગ સુંઠ મરી બળવણ વિગેરે ખપે. આયંબીલમાં રાંધેલા લુખા (વિગઈ વિનાના) ધાન્ય, હીંગ સુંઠ મરી બળવણ કડું કરીયાતું વાપરવું કલ્પે.

| | | |
|---|---|---|
| વિગઇ—વિગઈને. | ભુંજએ—ખાય. | વિગઈ—વિગઈ. |
| વિગઈ—ખરાબ ગતિથી. | સાહૂ—સાધુ | વિગઇ—માઠી ગતિ પ્રત્યે. |
| ભીઓ—બીહતો. | વિગઈ—વિગઈ. | |
| વિગઇગયં—નીવિયાતાને | વિગઇસહાવા—વિકારના સ્વભાવવાળી. | બલા—બલાત્કારે. |
| જો—જે. | | નેઈ—લઈ જાય. |

વિના કારણે વિગઈ અને નીવિયાતાં ખાનારને ફલ.

વિગઇં વિગઇભીઓ, વિગઇગયં જો અ ભુંજએ સાહૂ—(નરકાદિ) ખરાબ ગતિથી બીહતો એવો જે સાધુ ૬ વિગઈને અથવા ૩૦ નીવિયાતાને ખાય તો.

વિગઈ વિગઈસહાવા—તે વિગઈ વિકારના સ્વભાવવાળી છે.

વિગઈ વિગઈં બલા નેઈ—વિગઈ ( માઠી ગતિ પ્રત્યે જવાને ન ઇચ્છતા સાધુ વિગેરેને ) બળાત્કારે નરકાદિ માઠી ગતિ પ્રત્યે લઈ જાય.

| | | |
|---|---|---|
| કુત્તિય—બગતરાનું. | પિટ્ઠ—જુવારનો લોટ. | મંસ—માંસ. |
| મચ્છિય—માખીનું. | મજ્જ—દારૂ. મદિરા. | તિહા—ત્રણ પ્રકારે. |
| ભામર—ભમરાનું. | દુહા—બે પ્રકારે. | ઘય વ્વ—ઘીની પેઠે. |
| મહું—મધ. | જલ—જલચરનું. | મક્ખણ—માખણ. |
| તિહા—ત્રણ પ્રકારે. | થલ—સ્થલચરનું. | ચઉ—ચાર પ્રકારનું. |
| કટ્ઠ—મહુડાનું લાકડું. | ખગ—ખેચરનું. | અભક્ખા—અભક્ષ્ય. |

૪ અભક્ષ્ય વિગઈના ૧૨ ઉત્તરભેદ.

કુત્તિય મચ્છિઅ ભામર, મહું તિહા—બગતરાનું, માખીનું અને ભમરાનું એમ ત્રણ પ્રકારે મધ છે.

કટ્ઠ પિટ્ઠ મજ્જ દુહા—મહુડા (લાકડું પુષ્પ ફલ વિગેરે)નો અને જુવાર-ના લોટને કોહવરાવી બનાવવામાં આવે તે દારૂ બે પ્રકારે છે.

જલ થલ ખલ મંસ તિહા—જલચર, સ્થલચર અને ખેચરનું એમ માંસ ત્રણ પ્રકારે છે.

ઘયવ્વ મક્ખણ ચઉ અભક્ખા ॥ ૪૧ ॥—ઘીની માફક માખણ ચાર પ્રકારનું અભક્ષ્ય છે.

વિવેચન—મધ મદિરા અને માખણમાં તેના વર્ણ સરખા અસંખ્ય ત્રસ (બેઇંદ્રિયાદિ) જીવો ઉપજે છે અને જીવથી જુદું પડેલ કાચું માંસ, રંધાતું માંસ અને રાંધેલા માંસમાં દરેક સમયે અસંખ્ય ત્રસ જીવો અને બાદર નિગોદ (સાધારણ વનસ્પતિકાય) ના જીવો ઉપજે છે. માટે તે ચારે મહાવિગઇ એ રોગાદિ કારણે પણ વાપરવી યુક્ત નથી. જીવવાની ઇચ્છાએ કે થોડા સ્વાદની ખાતર નરકાદિ ગતિનું મોટું દુઃખ ઘણા વખત માટેનું વહોરી લેવું તે સુજ્ઞ પુરૂષોને યોગ્ય નથી.

| | | |
|---|---|---|
| મણ–મન. | તિજોગિ–ત્રણ યોગ. | દુતિ જુઇ–તેના દ્વિક અને ત્રિક સહિત. |
| વયણ–વચન. | સગિ–સાત વડે. | |
| કાય–કાય. | સત્ત–સાતને | તિકાલિ–ત્રણ કાળે. |
| મણવય–મન વચન. | કર–કરવુ. | |
| મણ તણુ–મન કાય. | કારણ–કરાવવું. | સીયાલ ભંગ સયં–૧૪૭ ભાંગા. |
| વય તણુ–વચન કાય. | અણુમઇ–અનુમોદવું. | |

પચ્ચક્ખાણના ૧૪૭ ભાંગા.

મણ વયણ કાય મણવય, મણતણુ વયતણુ તિજોગિ સગિ સત્ત—૧ મન, ૨. વચન, ૩. કાય, ૪. મનવચન, ૫. મનકાય, ૬. વચન કાય અને ૭. મનવચનકાય એ સાત વડે (નીચેના) સાતને ગુણો.

કર કારણ-મઇ દુતિજુઇ—૧. કરવું, ૨. કરાવવું, ૩. અનુમોદવું, તેના દ્વિક સહિત (૪. કરવુ કરાવવું, ૫. કરવું અનુમોદવું અને ૬. કરાવવું અનુમોદવું) તેના ત્રિક સહિત (૭. કરવું કરાવવું અને અનુમોદવું.) કરતાં ૭×૭=૪૯ ભાંગા થાય. જેમકેઃ–મનથી કરવું.

તિકાલિ સીયાલ ભંગસયં ॥૪૨॥—એ ૪૯ ભાંગાને ત્રણ કાળે ગુણતાં એકસો સુડતાલીસ ભાગા થાય.

વિવેચન—ભૂતકાળમાં જે અનુચિત આચરણ થઈ ગયું તેની નિંદા અને ગર્હા કરૂં છું, વર્તમાન કાળમાં જે અનુચિત આચાર કે સેવી રહ્યો છું તેને સંવરૂં છું (રોકું છું), અને ભવિષ્ય કાળમાં હવેથી તેવું આચરણ નહિ કરૂં, એ પ્રમાણે પ્રત્યાખ્યાનમાં ભૂતકાળની નિંદા, વર્તમાનકાળમાં સંવર, અને ભવિષ્યનું પ્રત્યાખ્યાન કરૂં છું.

એયં-એવી રીતે.
ઉત્તકાલે-કહેલા કાળને વિષે.
સયં-પોતાની મેળે.
મણવયણતણુહિ-મનવચન અને કાયાવડે
પાલણિયં-પાળવા યોગ્ય છે.
જાણગ જાણગ પાસ-જાણ અને અજાણની પાસે.
ઇત્તિ-એમ.
ભંગચઉગે-ચાર ભાંગામાંથી.
તિસુ-ત્રણ ભાંગામાં.
અણુન્ના-અનુજ્ઞા.

એયં ચ ઉત્તકાલે—એવી રીતે કહેલા કાળને વિષે.

સયં ચ મણ વયણ તણુહિ પાલણિયં—પોતાની મેળે મન વચન અને કાયા વડે (પચ્ચક્ખાણ) પાળવા યોગ્ય છે.

જાણગ જાણગ પાસિત્તિ—જાણ અને અજાણની પાસે એમ ભંગ ચઉગે તિસુ અણુન્ના ॥૪૩॥—ચાર ભાગામાંથી ત્રણ ભાંગામાં અનુજ્ઞા છે.

૧. પચ્ચક્ખાણ લેનાર જાણ અને આપનાર જાણ. શુદ્ધ ભાંગો.
૨. પચ્ચક્ખાણ લેનાર જાણ અને આપનાર અજાણ. ,, ,,
૩ પચ્ચક્ખાણ લેનાર અજાણ અને આપનાર જાણ. ,, ,,
૪. પચ્ચક્ખાણ લેનાર અજાણ અને આપનાર અજાણ. અશુદ્ધ ,,

ફાસિય-સ્પર્શ્યું.
પાલિય-પાળ્યું.
સોહિય-શોભાવ્યું.
તીરિય-તીર્યું.
કિટ્ટિય-કીર્ત્યું.
અરાહિય-આરાધ્યું.
છસુદ્ધં-૭ પ્રકારે શુદ્ધિ
પચ્ચક્ખાણં-પચ્ચક્ખાણ
ફાસિય-સ્પર્શ્યું.
વિહિણા-વિધિ વડે.
ઉચિયકાલિ-ઉચિત કાલે.
જં-જે (પચ્ચક્ખાણ).
પત્તં-પ્રાપ્ત કર્યું. લીધું હોય.

પચ્ચક્ખાણની છ શુદ્ધિ.

ફાસિય પાલિય સોહિય, તીરિય કિટ્ટિય અરાહિય છ સુદ્ધં—૧. સ્પર્શ્યું. ૨. પાળ્યુ. ૩. શોભાવ્યું. ૪. તીર્યું ૫. કીર્ત્યું અને ૬. આરાધ્યું. એ ૬ પ્રકારે (પચ્ચક્ખાણની) શુદ્ધિ છે.

**પચ્ચક્ખાણં ફાસિય, વિહિણોચિય કાલિ જં પત્તં ॥૪૪॥**—
૧ વિધિ વડે ઉચિત કાલે જે પચ્ચક્ખાણ લીધું હોય તે સ્પર્શ્યું પચ્ચક્ખાણ કહેવાય (જેમકેઃ—નવકારસી વિગેરે સૂર્યોદય પહેલાં લેવાં કે ધારવાં.)

પાલિય-પાળ્યું.
પુણપુણ-વારંવાર.
સરિયં-સંભારવું.
સોહિય-શોભાવ્યું.
ગુરુદત્ત-ગુરુને આપીને.
સેસ-બાકીનાથી.
ભોયણઓ-ભોજન કરવાથી.
તિરિય-તીર્યું.
સમહિયકાલા-કાંઈક અધિક કાળથી.
કિટ્ટિય-કીર્ત્યું.
ભોયણ-ભોજનના.
સમય-સમયે.
સરણા-સંભારવાથી.

**પાલિય પુણપુણ સરિયં**—૨. (કરેલા પચ્ચક્ખાણને) વારંવાર સંભારવું તે પાળ્યું કહેવાય.

**સોહિય ગુરુદત્ત સેસ ભોયણઓ**—૩. ગુરુને આપીને બાકીનાથી ભોજન કરવાથી શોભાવ્યું કહેવાય.

**તરિય સમહિયકાલા**—૪. (ધારેલા કાળથી) કાંઈક અધિક કાળ ધીરજ રાખીને પાળવાથી તીર્યું (પાર પમાડ્યું) કહેવાય.

**કિટ્ટિય ભોયણ સમયસરણા—॥૪૫॥**——૫. ભોજનના સમયે (પચ્ચક્ખાણ પૂરું થયે) સંભારવાથી કીર્ત્યું કહેવાય.

ઇય-એ પ્રમાણે.
પડિઅરિઅં-આચરેલું.
આરાહિયં-આરાધેલું. આરાધ્યું.
તુ-વળી.
અહવા-અથવા.
છ શુદ્ધિ-છ શુદ્ધિ.
સદ્દહણા-શ્રદ્ધા.
જાણણ-જાણપણું જ્ઞાન.
વિણય-વિનય.
અણુભાસણ-અનુભાષણ.
અણુપાલણ-અનુપાલન.
ભાવસુદ્ધિ-ભાવશુદ્ધિ.
ઈત્તિ-એમ.

## બીજી રીતે પચ્ચક્ખાણની છ શુદ્ધિ.

**ઇય પડિઅરિઅં આરાહિયં તુ**—૬. એ પ્રમાણે આચરેલું પચ્ચક્ખાણ તે વળી આરાધ્યું પચ્ચક્ખાણ કહેવાય.

**અહવા છ સુદ્ધિ સદ્દહણા**—અથવા બીજી રીતે પણ છ શુદ્ધિ છે.
૧. શ્રદ્ધાવંત પાસે પચ્ચક્ખાણ કરવું તે શ્રદ્ધાશુદ્ધિ.

**જાણણ વિણયડણુભાસણ**—૨. જાણપણું મેળવવા ખપ કરવો તે જ્ઞાનશુદ્ધિ. ૩. ગુરુને વંદન કરવા રૂપ વિનય કરીને પચ્ચક્ખાણ

લેવું તે વિનયશુદ્ધિ. ૪. ગુરૂ પચ્ચ૦ આપે ત્યારે મંદસ્વરે મનમાં પચ્ચક્ખાણ બોલવું તે અનુભાષણ શુદ્ધિ.

અણુપાલણ ભાવસુદ્ધિત્તિ ॥૪૬॥—૫. સંકટમાં પણ લીધેલા પચ્ચક્ખાણને બરાબર પાળે તે અનુપાલન શુદ્ધિ. અને ૬. આ લોક પરલોકના સુખની ઇચ્છા વિના (કેવળ કર્મક્ષય માટે) પાળે તે ભાવશુદ્ધિ. એમ ૬ શુદ્ધિ છે.

| | | |
|---|---|---|
| પચ્ચક્ખાણસ્સ-પચ્ચક્ખાણનું. | હોઇ-હોય. | કુમારાદિને. |
| ફલં-ફળ. | દુવિહં-બે પ્રકારે. | |
| ઇહ-આ લોક. | તુ-વળી. | દામન્નગમાઇ-દામનક વિગેરેને. |
| પરલોએ-પરલોકમાં. | ઇહલોએ-આલોકમાં. | પરલોએ-પરલોકમાં. |
| | ધમ્મિલાઇ-ધમ્મિલ | |

પચ્ચક્ખાણથી આ લોક અને પરલોકમાં થતા ફળ ઉપર દૃષ્ટાંતો.

પચ્ચક્ખાણસ્સ ફલં—પચ્ચક્ખાણનું ફલ.

ઇહ પરલોએ ય હોઇ દુવિહં તુ—આ લોક અને પરલોકમાં એમ બે પ્રકારે વળી છે.

ઇહ લોએ ધમ્મિલાઇ—આ લોકમાં ધમ્મિલકુમાર વિગેરેને શુભ ફળ મળ્યું.

દામન્નગમાઇ પરલોએ ॥૪૭॥—પરલોકમાં દામનક વિગેરેને શુભ ફળ મળ્યું.

## ધમ્મિલકુમારનું દ્રષ્ટાન્ત.

કુશાર્ત્ત નગરમાં સુરેન્દ્રદત્તને સુભદ્રા નામે સ્ત્રી હતી. તેમને ધર્મારાધનમાં રહેવાથી એક પુત્રની ઘણે વર્ષે પ્રાપ્તિ થઇ. તેથી તેનું નામ ધમ્મિલ રાખ્યું. તે મોટો થતાં ધર્મશાસ્ત્ર તેમજ અન્ય કળાઓમાં નિપુણ થયો. તેથી માતાપિતાએ તેને ધનવસુ શેઠની યશોમતિ કન્યા સાથે પરણાવ્યો. પરંતુ થોડા વખતમાં ધમ્મિલ કુમારનું ચિત્ત ધર્મમાં રસ લેવા લાગ્યું અને પોતાની સ્ત્રીને માયાજાળ સરખી ગણવા લાગ્યો. આ વાતની ખબર તેના માતપિતાને પડતાં માતાએ

જુગારીઓને સાંપ્યો અને પરિણામે તેમાંથી તે વેશ્યાગામી થયો. માતા દરરોજ વેશ્યાને ધન મોકલવા લાગી. અંતે પુત્રને તેડવા મોકલ્યો, છતાં નહિ આવવાથી તેના વિયોગે કરીને માતાપિતા મરણ પામ્યા. ધન ખાલી થવાથી યશોમતિ પીયર ચાલી ગઈ. વસંતસેના વેશ્યાએ પણ ધમ્મિલની દુર્દશા કરી, ઘર બહાર કાઢી મૂકયો. ભમતાં ભમતાં અગડ-દત્ત મુનિ મળ્યા. મુનિએ ઉપદેશ આપ્યો. પરંતુ ધમ્મિલે સંસારસુખ પૂર્ણ થવાની ઇચ્છાનો ઉપાય પૂછ્યો. "મુનિ કદાપિ સંસારિક સુખનો ઉપાય બતાવે નહિ છતાં પરિણામે આશ્રવ તે સંવરરૂપ થનાર છે માટે મુનિએ કહ્યુંકે તમારે છ માસ સુધી આયંબિલનો તપ કરવો, મુનિવેષ ધારણ કરી, દોષરહિત ગોચરી કરવી. નવલાખ નવકારનો અને હું બતાવું તે ષોડશાક્ષરી મંત્રનો જાપ જપવો. આ પ્રમાણે મુનિના કહેવાથી, ધમ્મિલકુમારે યથાર્થ રીતે કર્યું. ત્યારપછી દેવની પ્રસન્નતાથી, પૂર્વભવના અશુભ કર્મનો ક્ષય થવાથી રાજ્ય, સ્ત્રી અને પુત્રાદિકના વૈભવરૂપ અનેક સુખને પામ્યા. પછીથી ધર્મરુચિ ગુરુએ પૂર્વભવ કહેવાથી વૈરાગ્ય પામી રાજ્ય પુત્રને સોંપી સ્ત્રીઓ સહિત ધમ્મિલકુમારે ચારિત્ર અંગીકાર કર્યું. અંતે એક માસનું અણસણ કરી કાળ કરી, તેઓ અચ્યુત દેવલોકમાં ઉત્પન્ન થયા. ત્યાંથી મહાવિદેહમાં ઉત્પન્ન થઈ ચારિત્ર લઈ કેવળ જ્ઞાન પામી મોક્ષસુખને પામશે.

### દામનકનું દૃષ્ટાન્તઃ

રાજપુર નગરમાં સુનંદ નામના કુલપુત્રે જિનદાસ મિત્રના ઉપદેશથી સાધુ પાસે માંસ નહિ ખાવાનું પચ્ચક્ખાણ લીધું. દૈવયોગે દેશમાં દુષ્કાળ પડવાથી લોકો માંસાહારી થયા. સુનંદ માછલાં મારવા જતો નથી, તેથી તેનું કુટુંબ ક્ષુધાથી પીડાવા લાગ્યું. એકવાર તેના સાળાએ આગ્રહથી માછલાં પકડવા જાળ આપી. પણ સુનંદે માછલાં પકડીને છોડી દીધાં. તેમાં એક માછલાની પાંખ છેદાવાથી અણસણ કરી મરીને માંસના પચ્ચક્ખાણના પ્રભાવથી રાજગૃહ નગરમાં દામનક નામનો શ્રેષ્ઠી પુત્ર થયો. આઠ વર્ષની ઉમર થતાં મરકીના રોગથી

તેનું કુટુંબ નાશ પામ્યું. ત્યારે સુનંદ (દામનક) સાગરદત્ત શ્રેઠીને ત્યાં રહ્યો. ત્યાં ભિક્ષાર્થે આવેલા સાધુઓમાંથી મોટા સાધુએ પોતાના શાસ્ત્રજ્ઞાનથી "આ દામનક શેઠના ઘરનો માલિક થશે" એમ બીજા સાધુઓને કહ્યું. આ વાતની શેઠને ખબર પડતાં તેને મારી નાખવા ચંડાલોને મોકલ્યા. ચંડાલોએ તેની નાની આંગળી છેદી નસાડયો. ત્યાંથી બીજા ગામમાં શેઠના ગોકુળ રક્ષક સ્વામિએ પુત્રપણે રાખ્યો. કોઈક દિવસ ત્યાં સાગરદત્ત આવવાથી તેને ઓળખી "વિષ આપજો" એવી ચિઠ્ઠી આપી તેને પોતાને ઘેર મોકલ્યો. ખૂબ ચાલવાથી તે થાકયો અને એક દેવમંદિરમાં સૂતો. ત્યાંજ તે શેઠની વિષા નામે પુત્રી આવી અને દામનક ઉપર મોહ પામવાથી 'વિષ' ને બદલે "વિષા" સુધાર્યું. કુટુંબીઓએ ચિઠ્ઠી વાંચીને તેને કન્યા પરણાવી. આ સાંભળી શેઠને ઘણો ખેદ થયો. ફરીથી દામનકને મરાવવા જતાં પોતાનો પુત્ર મરાયો. આથી શેઠે "સુસાધુનું વચન મિથ્યા થતું નથી" એમ માની તેને ઘરનો માલિક બનાવ્યો. ગામમાં ગુરૂ પધાર્યા જાણી તે વાંદવા ગયો. ત્યાં ધર્મદેશના સાંભળી પૂર્વભવનું માંસ પચ્ચક્ખાણ સ્મરણમાં આવ્યું, તેથી સમ્યક્ત્વ પામી ધર્મારાધના કરી દેવલોકમાં ગયો. ત્યાંથી મહાવિદેહમાં ઉત્પન્ન થઈ મોક્ષપદને પામશે.

| | | |
|---|---|---|
| પચ્ચક્ખાણં-પચ્ચક્ખાણને. | જિણવર-જિનેશ્વરે. | સાસય સુક્ખં-શાશ્વતા સુખને. |
| ઈણં-એ. આ. | ઉદ્દિટ્ઠં-ઉપદિશેલા. | અણાબાહં-પીડા રહિત. |
| સેવિઊણ-સેવીને. | પત્તા-પામ્યા. | |
| ભાવેણ-ભાવ વડે. | અણંતજીવા-અનંત જીવો. | |

### ભાવથી કરેલ પચ્ચક્ખાણથી થતું ફલ.

પચ્ચક્ખાણમિણં સેવિઊણ,-ભાવેણ જિણવરૂદ્દિટ્ઠં—જિનેશ્વરે
ઉપદિશેલા આ પચ્ચક્ખાણને ભાવ વડે સેવીને.

પત્તા અણંત જીવા, સાસય સુક્ખં અણાબાહં ॥૪૮॥—
અનંતા જીવો પીડા રહિત શાશ્વતા સુખને (મોક્ષને) પામ્યા.

# શ્રીઉમાસ્વાતિવાચક વિરચિત તત્ત્વાર્થની સમ્બન્ધકારિકા

સમ્યગ્દર્શનશુદ્ધં, યો જ્ઞાનં વિરતિમેવ ચાપ્નોતિ;
દુઃખ-નિમિત્તમપીદં, તેન સુલબ્ધં ભવતિ જન્મ ૧
જન્મનિ કર્મકલેશૈ-રનુબદ્ધેઽસ્મિંસ્તથા પ્રયતિતવ્યમ્;
કર્મકલેશાભાવો, યથા ભવત્યેષ પરમાર્થઃ ૨
પરમાર્થાલાભે વા, દોષેષ્વારમ્ભક-સ્વભાવેષુ;
કુશલાનુબન્ધમેવં, સ્યાદનવદ્યં યથા કર્મ. ૩
કર્માહિતમિહ ચામુત્ર, ચાધમતમો નરઃ સમારભતે;
ઇહ ફલમેવ ત્વધમો, વિમધ્યમસ્તૂભય-ફલાર્થમ્. ૪
પરલોકહિતાયૈવ, પ્રવર્તતે મધ્યમઃ ક્રિયાસુ સદા;
મોક્ષાયૈવ તુ ઘટતે, વિશિષ્ટમતિરુત્તમઃ પુરુષઃ ૫

જે પુરુષ સમ્યગ્ દર્શન વડે શુદ્ધ એવા જ્ઞાન અને વિરતિને પ્રાપ્ત કરે છે તે પુરુષને દુઃખના નિમિત્તભૂત એવો આ જન્મ પણ લાભદાયક નીવડે છે. ૧

કર્મ અને કષાયના અનુબંધવાળા આ જન્મમાં જેવી રીતે કર્મક્લેશનો અભાવ થાય તે પ્રકારે પ્રયત્ન કરવો જોઈએ, એજ પરમાર્થ છે. ૨

આરંભકારી સ્વભાવવાળા કષાયરૂપ દોષોને લીધે જો પરમાર્થ-મોક્ષની પ્રાપ્તિ ન થાય, તો જેવી રીતે મોક્ષને અનુકૂળ એવા પુણ્યનો અનુબંધ થાય, તેવી રીતે નિરવદ્ય ( પાપ રહિત ) કાર્ય કરવાં. ૩

અધમતમ ( અત્યંત હલકો ) મનુષ્ય આ લોક અને પરલોકમાં દુઃખદાયી થાય એવા કામનો આરંભ કરે છે, અધમ પુરુષ આ લોકમાં ફળદાયક કર્મોનો કેવળ આરંભ કરે છે અને વિમધ્યમ પુરુષ તો ઉભયલોકમાં ફળદાયક કામ આરંભે છે. ૪

મધ્યમ પુરુષ પરલોકના હિતને માટેજ નિરંતર ક્રિયામાં પ્રવર્તે છે અને વિશિષ્ટ મતિવાળો ઉત્તમ પુરુષ તો મોક્ષને માટેજ પ્રયત્ન કરે છે. ૫

યસ્તુ કૃતાર્થોઽપ્યુત્તમ-મવાપ્ય ધર્મં પરેભ્ય ઉપદિશતિ;
નિત્યં સ ઉત્તમેભ્યો,ઽપ્યુત્તમ ઇતિ પૂજ્યતમ એવ. ૬
તસ્માદર્હતિ પૂજા-મર્હન્નેવોત્તમોત્તમો લોકે;
દેવર્ષિ-નરેન્દ્રેભ્યઃ, પૂજ્યેભ્યોઽપ્યન્યસત્ત્વાનામ્. ૭
અભ્યર્ચનાદર્હતાં, મનઃપ્રસાદસ્તતઃ સમાધિશ્ચ;
તસ્માદપિ નિઃશ્રેયસ-મતો હિ તત્પૂજનં ન્યાય્યમ્. ૮
તીર્થ-પ્રવર્તન-ફલં, યત્પ્રોક્તં કર્મ તીર્થકરનામ;
તસ્યોદયાત્કૃતાર્થો-ઽપ્યર્હંસ્તીર્થં પ્રવર્તયતિ. ૯
તત્સ્વાભાવ્યાદેવ, પ્રકાશયતિ ભાસ્કરો યથા લોકમ્,
તીર્થ-પ્રવર્તનાય, પ્રવર્તતે તીર્થંકર એવમ. ૧૦

વળી જે પુરૂષ ઉત્તમ ધર્મ (કેવળજ્ઞાન સ્વરૂપ) ને પામીને પોતે કૃતાર્થ થયા છે અને બીજાઓને નિરંતર ધર્મનો ઉપદેશ કરે છે તે ઉત્તમોથકી પણ ઉત્તમ (ઉત્તમોત્તમ) છે અને સર્વને પૂજવા યોગ્ય (પૂજ્યતમ) છે, એમ જાણવું. ૬

તે માટે ઉત્તમોત્તમ એવા અર્હંતજ, લોકમાં અન્ય પ્રાણીઓને પૂજ્ય (મનાતા) એવા દેવર્ષિ અને રાજાઓ થકી પણ પૂજાને યોગ્ય છે. ૭

અરિહંતોની પૂજાથકી મનની પ્રસન્નતા થાય અને તે (મનની પ્રસન્નતા)થી સમાધિ થાય, અને તેથકી વળી મોક્ષપ્રાપ્તિ થાય. આ કારણથી અરિહંતોની પૂજા કરવી એ યોગ્ય છે. ૮

તીર્થંકર નામકર્મનું તીર્થ પ્રવર્તાવવારૂપ ફળ (શાસ્ત્રમાં) કહ્યું છે; તેના (તીર્થંકર નામકર્મના) ઉદયથી કૃતાર્થ અરિહંત પણ તીર્થ પ્રવર્તાવે છે. ૯

જેમ સૂર્ય તેના સ્વભાવે કરીનેજ લોકને પ્રકાશ કરે છે, તેમ તીર્થંકર પણ તીર્થ પ્રવર્તાવવાને પ્રવર્તે છે, કેમકે તીર્થ પ્રવર્તાવવું એ તીર્થંકર નામકર્મનો સ્વભાવ છે. ૧૦

યઃ શુભકર્મસેવન-ભાવિતભાવો ભવેષ્વનેકેષુ;
જજ્ઞે જ્ઞાતેક્ષ્વાકુષુ, સિદ્ધાર્થનરેન્દ્ર-કુલ-દીપઃ ૧૧
જ્ઞાનૈઃ પૂર્વાધિગતૈ-રપ્રતિપતિતૈર્મતિશ્રુતાવધિભિઃ
ત્રિભિરપિ શુદ્ધૈર્યુક્તઃ, શૈત્યદ્યુતિકાન્તિભિરિવેન્દુઃ ૧૨
શુભસારસત્ત્વસંહનન-વીર્યમાહાત્મ્યરૂપ-ગુણયુક્તઃ
જગતિ મહાવીર ઇતિ, ત્રિદશૈર્ગુણતઃ કૃતાભિખ્યઃ ૧૩
સ્વયમેવ બુદ્ધતત્ત્વઃ, સત્ત્વહિતાભ્યુદ્યતાચલિતસત્ત્વઃ
અભિનન્દિત-શુભસત્ત્વઃ, સેન્દ્રૈર્લોકાન્તિકૈર્દેવૈઃ ૧૪
જન્મજરામરણાર્ત્ત, જગદશરણમભિસમીક્ષ્ય નિસારમ્,
સ્ફીતમપહાય રાજ્યં, શમાય ધીમાન્પ્રવવ્રાજ. ૧૫
પ્રતિપદ્યાશુભશમનં, નિઃશ્રેયસ-સાધકં શ્રમણલિંગમ્;
કૃત-સામાયિક-કર્મા, વ્રતાનિ વિધિવત્સમારોપ્ય. ૧૬

અનેક ભવોમાં શુભ કર્મના સેવનવડે વાસિત કર્યો છે ભાવ જેણે એવા અને સિદ્ધાર્થરાજાના કુળમાં દીપક સમાન એવા તે ભગવાન્ જ્ઞાત ઇક્ષ્વાકુ વંશને વિષે ઉત્પન્ન થયા ૧૧

પૂર્વે પ્રાપ્ત કરેલાં અપ્રતિપાતિ મતિ, શ્રુત અને અવધિ એ ત્રણે શુદ્ધ જ્ઞાનો વડે યુક્ત; શીતળતા દ્યુતિ અને કાંતિવડે ચંદ્ર શોભે તેમ શોભતા. ૧૨

શુભ શ્રેષ્ઠ સત્ત્વ, સંઘયણ, વીર્ય અને માહાત્મ્યરૂપ ગુણયુક્ત અને દેવતાઓએ ગુણથકી જગતને વિષે મહાવીર એ પ્રકારે નામ સ્થાપન કર્યું છે જેનું એવા; ૧૩

પોતેજ તત્ત્વના જાણ, પ્રાણીઓના હિતને માટે તત્પર, અચળ સત્ત્વવાળા અને ઇંદ્રો સહિત લોકાંતિક દેવોએ પ્રશંસા કરેલો છે શુભ સત્ત્વ ગુણ જેમનો એવા; ૧૪

જન્મ જરા અને મરણથી પીડિત જગતને અશરણ અને અસાર દેખીને, વિશાળ રાજ્યનો ત્યાગ કરીને, સમતાને (કર્મના નાશને) માટે બુદ્ધિમાન્ એવા મહાવીરદેવ દીક્ષા લેતા હવા. ૧૫

સમ્યક્ત્વજ્ઞાનચારિત્ર-સંવરતપઃસમાધિબલયુકતઃ
મોહાદીનિ નિહત્યા-શુભાનિ ચત્વારિ કર્માણિ. ૧૭
કેવલ-મધિગમ્ય વિભુઃ સ્વયમેવ જ્ઞાનદર્શનમનન્તમ્;
લોકહિતાય કૃતાર્થોઽપિ, દેશયામાસ તીર્થમિદમ્ ૧૮
દ્વિવિધમનેક-દ્વાદશવિધં, મહાવિષય-મમિતગમયુકતમ્;
સંસારાર્ણવપાર-ગમનાય દુઃખ-ક્ષયાયાલમ્ ૧૯
ગ્રન્થાર્થવચનપટુભિઃ, પ્રયત્નવદ્ભિરપિ વાદિભિર્નિપુણૈઃ
અનભિભવનીયમન્યૈ-ર્ભાસ્કર ઇવ સર્વતેજોભિઃ ૨૦
કૃત્વા ત્રિકરણશુદ્ધં, તસ્મૈ પરમર્ષયે નમસ્કારમ્;
પૂજ્યતમાય ભગવતે, વીરાય વિલીન-મોહાય, ૨૧

અશુભ (પાપ) ને શમાવનાર અને મોક્ષનો સાધક એવો જે સાધુવેષ તેને ગ્રહણ કરીને કર્યું છે સામાયિકનું કાર્ય જેણે એવા વીર પરમાત્મા વિધિપૂર્વક વ્રતોને આરોપણ કરી (ગ્રહણ કરી) ને, ૧૬

સમ્યક્ત્વ, જ્ઞાન, ચારિત્ર, સંવર, તપ, સમાધિ અને બળવડે યુક્ત થઇ, મોહનીયાદિ ચાર અશુભ (ઘાતિ) કર્મનો સર્વથા નાશ કરીને; ૧૭

સ્વયંમેવ અનંત કેવળજ્ઞાન અને કેવળદર્શનને પામીને પ્રભુ મહાવીર દેવ કૃતાર્થ છતાં પણ લોકહિતને માટે આ તીર્થ (પ્રવચન) ને પ્રકાશતા હવા. ૧૮

અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટ એમ બે પ્રકારે, (અંગ બાહ્ય) અનેક પ્રકારે, (અંગ પ્રવિષ્ટ) બાર પ્રકારે, મહાન વિષયવાળું, અનેક આલાવાએ સહિત, સંસાર સમુદ્રનો પાર પામવાને અને દુઃખનો નાશ કરવાને સમર્થ એવું તીર્થ (પ્રભુ દેખાડી ગયા છે, પ્રભુએ પ્રકાશ્યું છે.) ૧૯

જેમ બીજાં સર્વ તેજવડે સૂર્ય પરાભવ ન પામે તેમ, ગ્રંથોના અર્થ નિરૂપણ કરવામાં પ્રવીણ અને પ્રયત્નવાન્ એવા નિપુણ વાદિઓ વડે પણ ખંડન કરી શકાય નહિ એવું આ તીર્થ (પ્રભુએ) પ્રવર્તાવ્યું છે. ૨૦

તત્ત્વાર્થાધિગમાખ્યં, બહ્વર્થં સંગ્રહં લઘુગ્રન્થમ્;
વક્ષ્યામિ શિષ્યહિત-મિમમર્હદ્વચનૈકદેશસ્ય, ૨૨
મહતોઽતિમહાવિષયસ્ય, દુર્ગમગ્રન્થ-ભાષ્યપારસ્ય,
કઃ શક્તઃ પ્રત્યાસં, જિનવચન-મહોદધેઃ કર્તુમ્, ૨૩
શિરસા ગિરિં બિભિત્સેદુચ્ચિક્ષિપ્સેચ્ચ સ ક્ષિતિં દોર્ભ્યામ્;
પ્રતિતીર્ષેચ્ચ સમુદ્રં, મિત્સેચ્ચ પુનઃ કુશાગ્રેણ. ૨૪
વ્યોમ્નીન્દું ચિક્રમિષેન્મેરુગિરિં પાણિના ચિકમ્પયિષેત્;
ગત્યાનિલં જિગીષેચ્ચરમસમુદ્રં પિપાસેચ્ચ. ૨૫
ખદ્યોતકપ્રભાભિઃ સો, ઽભિબુભૂષેચ્ચ ભાસ્કરં મોહાત્;
યોઽતિમહાગ્રન્થાર્થં, જિનવચનં સંજિઘૃક્ષેત. ૨૬

પરમ ઋષિ અને પરમ પૂજ્ય તથા મોહ રહિત એવા વીરભગવાનને ત્રિકરણ શુદ્ધિએ નમસ્કાર કરીને; અલ્પ શબ્દો છતાં ઘણા અર્થને સંગ્રહ કરનાર આ તત્ત્વાર્થાધિગમ નામના લઘુ ગ્રન્થને શિષ્યના હિતને માટે હું ( ઉમાસ્વાતિ વાચક ) વર્ણન કરીશ, જે અરિહંત વચનના એક દેશ ( ભાગ ) તુલ્ય છે. ૨૧-૨૨

મહાન્, ઘણા મોટા વિષયવાળા અને દુર્ગમ (મુશ્કેલીથી સમજાય તેવો ) છે ગ્રંથ અને ભાષ્યનો પાર જેનો, એવા જિનવચનરૂપી મહાસાગરનો સંગ્રહ કરવાને કોણ સમર્થ થઇ શકે ? ૨૩

જે પુરૂષ અતિ વિશાળ ગ્રંથ અને અર્થવડે પૂર્ણ જિનવચનને સંપૂર્ણ રીતે સંગ્રહ કરવાની ઇચ્છા કરે છે; તે મૂઢ મસ્તક વડે પર્વતને તોડવાને ચાહે છે, બે ભુજાવડે પૃથ્વીની સાથે પર્વતને ખેંચવાને ચાહે છે, સમુદ્રને બે ભુજાઓ વડે તરી પાર પામવાને ચાહે છે અને વળી ડાભના અગ્રભાગ વડે સમુદ્ર ( જળ ) ને માપવા ચાહે છે, આકાશમાં ઉછળી ચંદ્રને ઉલંઘન કરવા ચાહે છે, મેરૂ પર્વતને હાથ વડે કંપાવવા ચાહે છે, ગતિવડે વાયુથકી પણ આગળ જવા ચાહે છે, અંતિમ ( સ્વયંભૂરમણ ) સમુદ્રને પીવાને ચાહે છે અને ખજુઆની પ્રભાથી સૂર્યને પરાભવ કરવા ચાહે છે. ૨૪-૨૫-૨૬

